# GUJARÁTI CYCLOPŒDIA.

BY

MÁNECKJI E. VÁCHHÁ

AND

ARDESHIR F. SOLON.

Vol. I.

# સર્વ વિદ્યા-માળા

અથવા

# ગુજરાતી 'સાઇકલોપીડયા'.

રચનારાઓ:

માણેકજી એદલજી વાછા

તે "વારતા-માળા"ના અધીપતી; તથા 'ગોલ્ડન ગુલ', ઇ૦ના કર્તા.

તથા

અરદેશર ફરામજી સોલન

તે "ગુલ અફશાન"ના અધીપતી; તથા "મારી જીંદગીની કથા" ઇ૦ ના કર્તા.

ભાગ પહેલો.

મુંબઇ:

રીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

૧૮૯૧.

કીમ્મત: રૂપીઆ દોહોડ.

# પ્રસ્તાવના.



ઇંગ્રેજી ભાષામાં "એન્સાઇકલોપીડયા" અને "સાઇકલોપીડયા" જેવાં પુસ્તકો બાહાર પડેલાં છે, જે અભ્યાસીઓને તથા સામાન્ય જ્ઞાન મેલવનારને શબ્દકોષની માફક એક અગત્ય પુરી પાડે છે. જેમ શબ્દ કોષમાંથી જોઇતા શબ્દનાં મુળ, અર્થ, વગેરે શોધી કહાડી શકાય છે, તેમ "સાઇકલોપીડયા"માંથી જોઇતી બાબદની ઉત્પંતી તથા ઇતીહાસ વગેરે મલી આવે છે.

ઇંગ્રેજી ભાષાનો દુનીયામાં જે પ્રસાર થયો છે, તેના પ્રમાણમાં એ ભાષામાં નીકલતાં પુસ્તકોનો ખપ પણ બોહોલો થાય છે; અને ખપ બોહોલો હોવાના સબબથી તેવાં પુસ્તકો પ્રગટ કરવામાં મોટા મોટા ખરચો કરવાની હીંમ્મત થાય છે. પણ ગુજરાતી ભાષાનો વર્ગ માત્ર થોડા વીસ્તારમાં સમાયલો હોવાથી એ ભાષામાં પુસ્તકો પ્રગટ કરવાને તેવા મોટા ખર્ચો કરવાની હીમ્મત ચાલતી નથી.

તોપણ "સાઇકલોપીડયા" જેવું ગુજરાતી પુસ્તક ગુજરાતી બોલનારી પ્રજા માટે બાહાર પડેલું જોવાને ઘણીક તરફથી ખાહેશ બતાવવામાં આવી હતી, અને આખરે કેટલીક મેહેનતે તે ખાહેશ પુરી પાડવાને અમોએ આ કોશેશ કીધી છે.

ખરૂં છે કે ઇંગ્રેજી "સાઇકલોપીડયા" ની સાથ દરેક બાબદમાં તે મુકાબલ કરી શકશે નહી; તોપણ ગુજરાતી ભાષામાં એ જાતની કોશેશ પેહેલીજ વાર થઇ છે. તપાસ કરનારને વળી માલમ પડશે કે ઘણીક બાબદો છેલ્લાંમાં છેલ્લી ખબરો અને શોધોને આધારે લખવામાં આવી છે.

વળી જુદી જુદી બાબદોમાં માહીતગારી ધરાવનારા ગ્રહસથો પાસે જુદી જુદી બાબદો લખાવવામાં આવી છે. જેમ કે હીંદુઓને લગતી બાબદો હીન્દુ લખનારાઓ પાસે, પારસીઓને લગતી બાબદ પારસી લખનારાઓ

પાસે, મેસમેરીઝમ જેવી બાબદો થીઓસોફીકલ સોસાયટીનાં મેમ્બરો પાસે, યંત્રવિધ્યાને લગતી તે વીધ્યાના અભ્યાસીઓ પાસે, સામાન્ય વીધ્યાને લગતી તેવાજ અભ્યાસીઓ પાસે લખાવવામાં આવીછે. તે ઉપરાંત આ પુસ્તક રચવામાં નીચલાં પુસ્તકોની મદદ લેવામાં આવી છે:—

Encyclopædia Britannica, *ninth edition.* 24 Vols. [mercial Products.
Spon's Encyclopædia of Industrial Arts, Manufactures, and Com-
Chambers's Encyclopædia.—Cassell's Encyclopædic Dictionary.
Blackie's Modern Cyclopædia.—Cassell's Concise Cyclopædia.
Cooley's Cyclopædia of Practical Receipts--Telephone, by Dolbear,&c.
Dick's Encyclopædia of Practical Receipts.
Knight's Practical Dictionary of Mechanics.
Works on Cotton, Spinning and Weaving, by Nasmith, E. Leigh, Ashenhurst, Scott, Brooks, Monie, Walmsley, Marsden, Hyde, Thompson, Baird, &c.—Ure's Dictionary of Art, Manufactures, and Mines.

Steam Engineering Works, by Bourne, Edward, Fanning, Hutton, Rankine, Bergen, Alban, Weisbach, Seaton, Raper, Upland, &c.
Works on Electricity, by Urquhart, Sayyer, Maxwell, Ferguson, Prescott, Wigan, Thomson, Lockwood, &c.
Works on Medicine, by Edis, Abercrombie, Aitkin, Flint, Husband, Maclean, Porter, Roberts, Quacin, &c., and also Cassell's Family Physician.—Dyeing and Dyeing Receipts, by Napier, Bird, &c.

Veterinary, by Armatage, Dun, Haye, Maythew, Strangeway, Williams, &c.—Works on Cricket, by Lillywhite, Routeledge, &c.
Works on Photography, by Abney, Burton, Marion, Robinson, Thomson, &c.—Cassell's Dictionary of Cookery ; Domestic Dictionary.
Telegraphy, by Lynd, Preece, Sivewright, &c.
Works, by Max Muller, Ferguson, Rawlinson, &c.
Hunter's Imperial Gazetteer of India.—Gardening, by Woodrow, &c.
Dictionary of English Literature by Adam ; Outdoor Sports, & indoor Amusements ; Beeton's Dictionary of Science, Art and Literature.
Natural Philosophy by Deschanel, Ganot, &c.

આટલું છતાં, અલબત, મોટી મોટી ઇંગ્રેજી "સાઇકલોપીડયાની" સાથે મુકાબલો કરતાં, કદાચ આ પુસ્તક અધુરૂં જણાશે. તોપણ અમારી આ

પેહેલી કોશેશને સંપુર્ણ કરવા માટે જેઓ વધારે શક્તિવાન હોય તેઓ જો બાહાર આવી તે પાર ઉતારશે, તો અમે વધારે ખુશી થઇશું.

સર્વને સમજ પડે, માટે અમોએ એમાં ઘણી સહેલી ભાષા વાપરીછે.

આ પુસ્તક ઓછામાં ઓછા ચાર ભાગોમાં પુરૂં કરવામાં આવશે.

આ ટંકે આ પુસ્તક તૈયાર કરવામાં અમોને જે જે ગ્રહસ્થોએ મદદ આપી છે, તેમનો સામટો આભાર માનવામાં આવે છે.

એપ્રીલ ૧૮૯૧.

માં૦ એં૦ વાછા તથા અ૦ ફ૦ સોલન,
રચનારાઓ.



**વીકટોરીયા જુબીલી ટેકનીકલ કોલેજના સિદ્ધ પદાર્થ વિજ્ઞાનના પ્રોફેસર ડોકતર હોરમસજી કું૦ તવરીયા, બી. એસસી., એલ. એમ. એન્ડ એસ. નું "ગુજરાતી સાઇકલોપીડયા" માટે મત.**

I have read with pleasure the proofs of a "*Guzerati Cyclopædia*" sent to me by Mr. M. E. Vatcha. The articles of Physical Science are intelligently written, in a very easy and popular style. The writers evince a careful study of the subjects they handle, and their articles are sure to evince a general interest in the subjects they treat of. Mr. Vatcha and his co-adjutors are to be congratulated on their happy idea of issuing a useful and an interesting work, in which the subjects are distributed among different writers. I have no doubt that an appreciative public will amply reward the editors for this departure from the kind of reading usually provided by the native press.

H. K. TAVARIA, B. Sc., L. M. & S.
*Physical Laboratory,*
*Victoria Jubilee Technical Institute.*

9-3-91.

## ડીક્ષનરીઓના તથા નાટકોના જાણીતા કર્તા મી૦ ન્હાનાભાઇ રૂસ્તમજી રાણીનાનું આ "ગુજરાતી સાઇકલોપાડયા" માટે મત.

મીસીઅરસ મા૦ એ૦ વાછા તથા અ૦ ફ૦ સોલને બનાવેલી "સર્વ વિદ્યામાલા" અથવા "ગુજરાતી સાઇકલોપિડિયા" નામની ચોપડી મારાં મત માટે મોકલવામાં આવી છે, તે હું ટુંકમાં નીચે જણાઉં છું.

હાલ આપણા કેલવણીના વધારા તથા વાંચનના સુધરેલા શોખ છતાં ગુજરાતી સાહિત્ય માત્ર ત્રીજા નંબરના ઇંગ્રેજી નાવેલોના તરજુમાથી ઉભાઇ જાયછે, તેવે સમે જોઇતી સંભાલથી રચાયલું સાઇકલોપિડિયા જેવું કોઇ પુસ્તક એક જરૂરની ખુટ પુરી પાડે અને વાંચનારી આલમનો એક આવકારદાયક ભોમીઓ થઇ પડે, એ વીશે બે મત હોયજ નહી. પેહેરવા ઓઢવામાં અને ફરવા હરવામાં ઇંગ્રેજોની રાહ રસમ અને રીતભાતની નકલ કરવા કરતાં તેઓના વિધ્યા હુનર અને કેલવણીના શોખની અને તે શોખ તેઓ કઇ રીતે પુરો પાડે છે તેની જો આપણા લોકો નકલ કરવા પડે, તો તેથી બેશક મોટો ફાયદો થાય; અને આ સાઇકલોપિડિયાના બનાવનારાઓએ તેવા શોખની નકલ કરવાની એક ન્હાની જેવી તજવીજ કરી દેશીઓની એક અગત્યની સેવા બજાવવાનું બીકટ કામ માથે લીધું છે. ઇંગ્રેજીમાં સાઇકલોપિડિયા એક નહી પણ અનેક છે અને તે દરેકની એક નહી પણ અનેક આવૃતી દર વરસે બહાર પડે છે, અને એવી જાતની ઇંગ્રેજી સાઇકલોપિડિયાના ધોરણેજ હાલની ગુજરાતી "સર્વ વિદ્યામાલા" પણ રચવાની કોશેસ થયલી જણાય છે. બનાવનારાઓએ આ પુસ્તક રચવામાં કઇ કઇ ચોપડીઓની મદદ લીધી છે તેની એક લંબાણ ટીપ પ્રસ્તાવનામાં જોવામાં આવે છે,. અને પેહેલી નજરે જોતાં તેઓની વિદ્યામાલા ગોયા કોઇ ઇંગ્રેજી સાઇકલોપિડિયાનો તરજુમો હોય એમ લાગે છે. જો તેઓએ એટલીજ મેહેનત લીધી હતે તો તેટલું પણ સ્તુતિપાત્ર ગણાતે, પણ આ સર્વ વિદ્યામાલા તેવી નથી.—એમાં ઇંગ્રેજી વીશયો ઉપરાંત ઘણીક દેશી અને સ્થાનીક બાબદોની વધતી ઓછી ખબરનો પણ સારો સંગ્રહ કરવાની બનાવનારાઓએ ઠીક ઉલટ દેખાડી છે, અને તેથી એ પુસ્તકના ઉપયોગીપણામાં કેટલેક દરજજેનો વધારો થયો છે.

આ પુસ્તક માટેની બાબદોનો સંગ્રહ કરવા પાછલ તેના કરતાઓએ અતી ઘણી મેહેનત લીધી છે. * * * * સાઇકલોપિડિયાના બનાવનારાઓથી આ પેહેલીજ કોશીસ હોવાથી એમાં દેખાતી કેટલીક નાની મોટી ખામીઓ વીશે અતરે વધુ વિવેચન ન કરતાં હું એટલુંજ જણાઉંછું કે જેમ જેમ કામ આગલ વધે તેમ તેમ વધુ ચોકસાઇ રાખી વધારે પાકટ અનુભવથી કામ લેવામાં આવશે, તો આ વિદ્યામાલા એક અગતનો ને કીમતી ભંડાર થઇ પડશે.

સેવક, ન્હાનાભાઇ રૂસતમજી રાણીના.

---

## "પારસી પ્રકાશ" ઇ૦ પુસ્તકોના જાણીતા કર્તા મી૦ બમનજી બેરામજી પટેલનું આ "ગુજરાતી સાઇકલોપીડયા" માટે મત.

મુંબઇ, તા૦ ૩ જી એપ્રીલ ૧૮૯૧.

મેહરબાન ભાઇજી અરદેસર ફરામજી સોલન જોગ :—

જત તમોએ મોકલેલું **સર્વ વિદ્યામાળાનું** પુસ્તક મેં ધીઆનથી વાંચયું છે. એ એક ઘણું અગતનું અને સર્વે બાબદોની ખબરોના સંગ્રહથી ભરપુર તથા વાંચવા લાયક પુસ્તક છે. એ સંગ્રહ કરતાં તમો ભાઇજીને તથા તમારા સાથીને કેટલી મેહનત પડી હશે, તેનો ખેઆલ મને તો સંપુરણ રીતે આવવોજ જોઇએ અને આવ્યો છે, તે જાણજો. આ કામમાં તમો ભાઇજીને ફતેહ ઇછું છું. હાલ એજ અરજ.

હું છું, શેવક,

લા૦ બહમનજી બેહરામજી પટેલ

ની સલામ સાથે.

**બીજા ગ્રહસ્થોનાં મતો હવે પછીના ભાગોમાં પ્રગટ થશે.**



## સુચના.

જે બાબદ વીષે જોવું હોય, તે બાબદનું મઠાલું જો નહી મળે તો તે બાબદ જે બીજે નામે ઓલખાય, તે નામે જોવું.

હીન્દુસ્થાનના શેહેરો, ગામો, ઉદયોગ, વસ્તી, વગેરે માટે 'હીન્દુસ્થાન'ના મઠાલાં હેઠલની બાબદ વાંચવી.

પારસી, હીન્દુ તથા મુસલમીનોને લગતી વલગતી બાબદ, જેવી કે, તેમના ધર્મની ફીલસુફી, તેમના પ્રખ્યાત માણસોના જન્મ ચરીત્રો, વગેરે માટે 'પારસી', 'હીન્દુ', તથા 'મુસલમીન'ના મઠાલાં હેઠલની બાબદો વાંચવી. આ ભાગમાં "દાવર, કાવસજી નાનાભાઈ" શીવાય જે ગ્રહસ્થો વીષે અહીં તહીં ઇસારાઓ કીધા છે, તે ગ્રંથ કર્તાઓ તરીકે કીધા છે.



☞ ૧૨૪માં પાનાની ૧ લી કોલમમાં "હીન્દ "બેરબાહ......ની લાશ" ને બદલે ડયુક ઑવ એડકરડની લાશ ૧૮૯૧ માં" વાંચવું.

૧૨૮—૧૨૯ માં પાના પર "દાવર"ની બાબદ હેઠલ જયાં જયાં "માણેકજી" છાપ્યું છે, તેને બદલે "નાનાભાઇ" વાંચવું.

૧૪૫ માં પાનાની બીજી કોલમની પાંચમી લીટીમાં "૧૮૯૦-૯૧" છાપ્યું છે, તેને બદલે "૧૮૮૯-૧૮૯૦" વાંચવું.

## આ પુસ્તક (૧ લા ભાગ)માં જે જે લંબાન બાબદો આવી છે, તેનું સાંકળીયું :—





## "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" તથા "સ્ત્રી બોધ"ના અધીપતી તથા વાર્તાઓ અને નાટકોના જાણીતા કર્તા મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીનું આ "ગુજરાતી સાઇક્લોપીડયા" માટે મત.

મુંબઈ, તા૦ ૨૭ મી એપ્રેલ ૧૮૯૧.

ભાઈજી સાહેબ અરદેશર,

જત તમારા "સર્વ વિદ્યા માળા" અથવા "ગુજરાતી સાઈકલોપિડયા"ના ભાગ ૧ ની એક નકલ મને મલી છે. આ પુસ્તકથી ગુજરાતી વાંચનારાઓની એક મોટી ખુટ પુરી પાડવાનો હેતુ હું પીછાણું છું, અને તમારી એ શુભ ધારણા તથા એ અગત્યની કોશેશની હું ફતેહ ઇચ્છું છું. પેહલા ભાગ ઉપરથી આખા ગ્રંથ વિષે મત આપવું મુશકેલ છે, પણ શરૂઆત દાખલ તમારી કોશેશ ઘણી સારી દીસે છે અને ગુજરાતીમાં એક પેહલી કોશેશ દાખલ એ ભાગ સારો દેખાવ આપે છે. વિષયોની પસંદગી (selection) એક સાઈકલોપીડિયાને માટે વધારે વિસ્તીર્ણ જોઇયે, અને વિદ્યા તથા હુન્નરોના વિષયો વધારે અને લંબાણથી જોવાની એક સાઈકલોપીડિયાનો વાંચનાર વકી રાખી શકે. તેથી, વધારે ચહડતી ઉમેદની નજરે જોતાં આ ગ્રંથમાં જે નુસ્કાઓ અને ઇલાજો વધારે આપ્યા છે તે ઉપરથી તે એક સાઈકલોપીડિયાના કરતાં નુસકા સંગ્રહ જેવું વધારે લાગે છે, પણ બીજા અગતના વિષયો વધારતાં પુસ્તકનું કદ અને તેને લીધે તેનો ભાવ વધી જવાની તથા ગુજરાતીમાં મોઘાં પુસ્તકોનું મુલ નહી પોશાયાની અને એવીજ બીજી મુશકેલીઓનો ખ્યાલ કરતાં હું ધારૂં છું કે, પેહલી કોશેશ દાખલ તેમાં જેટલું સમાવ્યું છે તેટલુંજ સમાવવાના તમારી પાસે મજબુત કારણો હશે, અને આ ગ્રંથને જો કે "સાઈકલોપીડિયા"નું નામ આપ્યું છે તોપણ તેને આવું મુખતેસરમાં કાહાડવા તથા નુસ્કાઓ અને ઇલાજો વગેરેનો વિશેષ સમાવેશ કરવામાં તમે તમારા વાંચનારાઓની મનશક્તિ અને મનની વલાણ મુજબની તાકીદની જરૂરિયાતો તરફ વધારે નજર રાખી હશે. આ પુસ્તક છપાયા છતાં એક ખરેખરા ગુજરાતી સાઈકલોપીડિયાની ખુટ તો અલબતાં જારી રેહવીજ જોઇયે, પણ તે ખુટ પુરવાને આ તમારા ગ્રંથથી રસ્તો મલશે તથા આ તમારી પેહલી કોરોશ ફતેહ પામ્યાથી એજ કોશેશ વધારે સાગ પાયા ઉપર ઉઠાવી લેવાને તમો સામર્થવાન થશો, એટલીજ આશા બતાવીને હું સમાપ્ત કરૂં છું.

લા૦ હુવાગો સેવક,

કેખુશરો નવરોજજી કાબરાજી.

# ખુલાસો.

અમોએ આ "સર્વ વિધ્યામાળા અથવા ગુજરાતી સાઇકલોપીડયા" પેહેલાં તદન ઈંગ્રેજી ધોરણે (જે પ્રમાણે મેસર્સ કાબરાજી, તથા રાણીના કહે છે તે પ્રમાણે) રચી હતી, પણ પાંછલથી છપાયા અગાડી હાલના ગુજરાતી વાંચનાર વર્ગ તરફ બારીકીથી નજર દોડાવતાં અને તે ધોરણે રચાયલાં પુસ્તકોના ઉઠાવ માટે વાજબી ચીંતા લાગવાથી, અમોએ આ પેહેલી આવૃતી દેશીઓના જણાયલા શોખને અનુસરીને હાલના ધોરણે (યાને તદન નહી પણ **લગભગ** સાઇકલોપીડયાના ધોરણે ) કાઢવા વાજબી વીચાર્યું છે. જો આ પેહેલી આવૃતીનો ઉઠાવ થશે તો બીજી આવૃતી ઇંગ્રેજી મોટી સાઇકલોપીડયાઓના ધોરણે બાહેર પાડવા શકતીવાન થઇશું.

વાછા અને સોલન.

**રચનારાઓ.**

---

☞ પેહેલા પાંચમાં પાનાની ચઉદમી લીટીમાં articles of ને બદલે articles on તથા તેજ પાનાનીં સતરમી લીટીમાં evince ને બદલે "promote"વાંચવું.

☞ પહેલા આઠમાં પાનાપર "૧૪૨—૧૪૫" છાપ્યું છે, તેને બદલે "૧૪૨—૧૫૨" વાંચવું.

☞ ૨૨ માં પાના પર "ઉડ, મીસીસ હેનરી"ની બાબદમાં "રેનાલ્ડ યોર્ક (બિબો ભરભરિયો, અથવા કાળો હાકુસ), તથા સેંટ માર્ટીન્સ ઇવ (ગોલ્ડનગુલ), તથા લોર્ડ ઓકબરન્સ ડાટર્સ (ઓ મારી બેહેન !)" ઉમેરવું.

☞ ૩૩ માં પાનાની પહેલી કોલમમાં ૩૫ મી લીટીમાં "૧૮૪૭" ને ઠેકાણે ૧૮૪૨ વાંચવું.

☞ "કબજીઅત" તથા 'કેડનો સંધીવા" તથા "કમરમાં સંધીવાથી થતો દુખારો" તથા "ખાંસી" તથા અકડી ગયલા સાંધાઓની આરટીકલોમાં જે ને ઉપાયો સુચવેલા છે, તે ઉપાયોમાં "સીકવાહની દવાએ સફા (Seqúah's Cure) તથા સીકવાહનું બનાવેલ તેલ (Sequah's Oil) દરેક સીસી સાથે વીંટાલેલાં કાગળમાં જણાવેલી સુચના પ્રમાણે વાપડવું." આ પ્રમાણે શબ્દો ઉમેરવા. "તનદુરોસતી જાલવવા થકી સીકવામો ભોમીઓ" (Sequah's Guide To Health) માં જણાવેલી રીતે એ દવાઓ વાપરવાથી ઘણા જણને ફાયદો થયલો અમોએ જોયો છે. તેલ પચપચતું અને મજબુત હાથે ઘસડીને લગાડે છે, તોજ તે ફાયદો કરે છે.

☞ ૧૨૪ માં પાનાની પહેલી કોલમમાં "૧૮૯૧ ના મારચની આખેરીએ મી० પેસ્તનજી રતનજી કોલાહ નામના પારસીની લાશ મરનારની ઇચ્છા મુજબ વોકીંગ ખાતે બાલવામાં આવી હતી." કરી વાંચવું.

# સર્વ વિદ્યા-માળા

અથવા

# ગુજરાતી 'સાઇક્લોપીડયા'.

## ભાગ પહેલો.

અ—જુઓ 'રાગ વીદ્યા.'

અકબર—હીંદુસ્તાંન (જુઓ 'હીન્દુસ્થાન.')માં અદલ ઇનસાફ અને ધર્મની ફીલસુફીના શીખ માટે જાણીતો થયલો ઇસલાંમ શાહનશાહ, તા૦ ૧૪ મી અકટોબર ૧૫૪૨ (ઇ૦ સ૦) માં જન્મ્યો હતો. એ જાત ન્યાતનો તફાવત રાખતો ન હતો, અને ઉદાર દીલથી સર્વે ધર્મોનાં ફીલસુફોને આશરો આપતો હતો. બે ભાઇઓ ફૈઇઝી અને અબુલ ફાઝલ પાસ સંસકૃત શાસ્ત્રોનાં ફારસીમાં તરજુમા કરાવ્યા હતા, તેઓમાં વેદ અને મહાભારત તથા રામાયણના તરજુમા મુખ્ય ગણાય છે. અબુલ ફાઝલે "અકબર નામા"નું પુસ્તક લખ્યું હતું, જેના ત્રીજા વાલ્યુમ (આઇને અકબરી)નો ગ્લાડવીને ઇંગ્રેજીમાં તરજુમો કીધેલો છે. અકબરે પોતાના રાજ્યમાંથી કેટલાક અઘટીત કરો કહાડી નાખ્યા હતા, અને રઇયતના સુખ માટે ખરેખર કાલજી ધરાવતો હોવાથી તેને રઇયત બહુ ચાહતી હતી. તેની ઉલટથી ઇલાહી (જુઓ 'થીઓસોફી.*) ધર્મની પ્રાપ્તી થઇ હતી. પણ કમનસીબથી તેના પાછલા દીવસો, તેના ત્રણ દીકરાઓએ તેની સામે બલવા ઉઠાવવાથી, સારા ગયા નહીં. આ બનાવો સાથ તેના કેટલાક

---

* 'થીઓસોફીકલ' સોસાયટીના સ્થાપનારાં કરનલ હેન્રી એસ. આલકટ તથા મેડમ બ્લાવાટસ્કી હતાં. કરનલ આલકટ અમેરીકન મા બાપને પેટ જન્મ્યો હતો, અને કાયદાનો અભયાસ કરી લશકરી ખાતામાં કરનલની પદવી સુધી ચહડયો હતો. પણ પાછલથી એણે પોતાના સર્વ લાભો એક કોરે મુકયા, અને માણસ જાતમાં નીતિના કાનુનો વધારે ઊંચા ધોરણ ઉપર ચલાવવા ઉપલી મંડલી સ્થાપી. પુર્વે જેપાન અને પશ્ચિમે આટલાંન્ટીક અને પેસીફીક મ્હાસાગરોના કોસ્ટાઓપર પોતાના છટાદાર બાષાણોથી થીઓસોફીનો ફેલાવો કીધો.—(જુઓ "થીઓસોફી.") N.

વીશ્વાસુ મીત્રો પણ મરણ પામ્યા: તેથી ગમખારીમાં તે પોતાની ૬૪ વરશની ઉમ્મરે મરણ પામયો. તેને માટે એવું કહેવાય છે કે રાતે તે થોડીજ વાર ઉંઘતો હતો; બાકીનો વખત ફીલસુફો સાથ વાતચીતમાં ગુજારતો હતો; અને તેઓમાં તે જરથોસ્તી (જુઓ 'પારસી') ફીલસુફીને વધારે ચાહતો હતો.

N.

**અખરોતના લાકડાંના હાથા યાને દાંડા માટે વારનીશ**—Hickary Handles માટે નીચે પ્રમાણે વારનીશ બને છે:—

૧ આંઉસ સીડ (Seed) લાખ, ૨ દ્રામ્સ ગુંદર (Gum Guaiacum), ૨ દ્રામ્સ ડ્રેગન લોહી (Dragon's Blood), ૨ દ્રામ્સ મેસ્તીક ગુંદર (Mastic Gum). એ સઘળાંને એક બાટલીમાં નાખી તે બાટલીમાં એક પેંટ સ્પીરીટસ ઓવ વાઇન નાખી મજબુત બુચ દેવો. જ્યાં સુધી ગુંદરો પીગલે ત્યાં સુધી તે બાટલીને વજણસર તાપ આગલ ધરો. પછી એક બીજી બાટલીમાં સવા આંઉસ લીનસીડ તેલ નાખી તેમાં પેલી મેલવણી ગાલી નાખી બાટલીને હલાવવી.

**અખો ભકત**—શ્રીમાલી શોની કવી. ઇસ્વી સન ૧૬૪૯માં એણે રચેલો 'અક્ષય ગીતા' નામનો ગ્રંથ પહેલો હતો; છેલ્લો ગ્રંથ ઇસવી સન ૧૭૧૯ સુધીના વરસનો જણાયલો છે. ૭૫૦ છપ્પા લખ્યા ઉપરાંત એણે 'પંચી-કરણ' તથા 'બ્રહમ લીલા' તથા 'કૈવલગીતા' તથા 'ગુરૂશીષ્ય સંવાદ' ઇત્યાદી અસરકારક ગ્રંથો રચ્યા છે. 'દુન્યા છલબાજીથી ભરપુર છે' એ એનો મુદ્રાલેખ (Motto) હતો.

**અગ્નિ.**—જરથોસ્તી ધર્મમાં અગ્નિને અહુરમજદનો "પુત્ર" જણાવ્યો છે. વીષ્ણુ પુરાણમાં "બ્રહ્માના મુખમાંથી પેદા થયલા પુત્ર અગ્નિ"નું વર્ણન આવેલું છે. "ગમે તે આતશ હો: તેઓ સર્વ પેલા અમર અગ્નિની શાખાઓ છે."—(રૂગવેદ, ૧—૫૯. ૧.) એ અગ્નિ ગેબી નુરો છે; પણ બાકી આતશનો ઉપયોગ પેહેલ વેહેલાં "શાહનામામાં" જણાવ્યા પ્રમાણે, જમશીદ પાદશાહથી થયો હતો. વલી ૧૯ મી સદીમાં સુધાં કેટલીક જંગલી પ્રજા આતશ વીશે અજાણ હતી, એવું કેહેવાય છે.

N.

**અગ્નિ**—જુઓ 'રોશની.'

**અછબડા**—જુઓ 'સહીએર.'

**અજીરણ**—ખોરાક સારી પેઠે પચતો નથી, અને એ મુખ્ય કરી પઇસાવાલાઓને થાય છે. છાતીમાં રાત દહાડો ઘણી અગન બલે છે. પેટમાં વા થઇને કોઇ વેલા હોજરીમાં આંકરાં આવીને સખ્ત વેદના થાય છે. ભુખ વધતી ઓછી લાગે છે. જીભ ઉપર સફેદ થરો રહે છે, અડગરી થાય છે, મોંહ વાસ મારે છે, માંથું દુખે છે, અને કોઇ કોઇ વેલા ઉલટી થાય છે. એને Dyspepsia અથવા Indigestion કહે છે. **અજીરણના ઇલાજો**—(૧) ખાધાની અગાડી અને દહાડામાં ચાર વખત અકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની લેવી. આ ઉપાય જ્યારે જીભ લાલ હોય અને હોજરીમાં દાય યાને અગન બલે ત્યારે કામે લગાડવો. (૨) ખાધાની અડધો કલાક અગાઉ ૧૫ ગ્રેન્સ બાઇકારબોનેટ ઓવ સોડા (Bicarbonate of Soda) પાણીમાં પીવું. (૩) ખાધા પછી અડધો કલાક રહીને જેન્સ્યન એન્ડ સોડા મીક્ષચર (જુઓ નુસખો) ના બબે ચમચા પીવા. (૪) ખાધા પછી બે યા ચાર કલાક રહી જો દુખાવો થાય અને તે ઘણા કલાક સુધી ચાલુ રહે તો (ક) થોડાં પાણીમાં ૧૫ થી ૨૦ ટીપાં સાલ વોલેતાઇલ (Sal Volatile) નાખી પીવું, અથવા તો (ખ) બીડમુઠ મીક્ષચર (જુઓ નુસખો) ૨ ચમચા ભરી પીવી; અથવા તો (ગ) ૨ ચમચા જેન્સ્યન એન્ડ સોડા મીક્ષર (જુઓ નુસખો) ના લેવા. (૫) જો ખાધા પછી તરતજ ઝાડો થતો હોય અને પાછી ભુખ લાગતી હોય તો (ક) ખાધાની થોડી મીનીટ અગાડી સેજ પાણીમાં (Laudanum) અફી-

મના અરકના ૨ થી ૫ ટીપાં ભેલી પીવાં. જો અફીમના અરકથી કાંઇ ફાયદો થતો નહીં જણાય તો (ખ) જમવાની તરતજ અગાડી અકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી. (૬) દહાડામાં એક યા બે વખત ખાધાની અડધો કલાક અગાડી અકેક ગોલી દીનર પીલ્સ (જુઓ નુસખો) ની લેવી. (૭) જો ભારી ખોરાક લીધાથી બદ-હજમીયત થઇ હોય તો નક્ષ વોમીકા મીક્ષચર તે નામના નુસખામાં જણાવ્યા પ્રમાણે પીવું. (૮) જો ચરબીદાર ખોરાકથી અજીરણ થયું હોય તો પલસેનીલા મીક્ષચર તે નામના નુસખામાં જણાવ્યા પ્રમાણે પીવું.

ખાધાનું પચે નહીં, ભુખ ઓછી લાગે, નબલાઇ થાય, ઝાડો કબજ રહે, અને પેટમાં વા થાય તો (૯) ૩૦ ગ્રેન્સ પીપલ, ૧૫ ગ્રેન્સ હીંગ, ૮ ગ્રેન્સ સુંઠ, ૨ ડ્રામ્સ હીમજ, અને ૧ ડ્રામ હરડે લઇ તેનો બારીક ભુકો કરી, સારી પેઠે એક બીજા સાથે એકરસ કરી તેમાંથી ૧૫ ગ્રેન્સ જેટલો લઇ દહાડામાં ૩ વાર ફાકવો. (૧૦) થોડાં મધમાં ૨ ડ્રામ્સ અજમો, ૨ ડ્રામ્સ સુકકો ફુદનો અને ૧।। ડ્રામ્સ બાદીયાનને મેલવી તેની ૪ ગોલીઓ બનાવવી. અકેકી ગોલી દર ૩ કલાકે પાણી સાથે ગળવી. (૧૧) જુઓ 'બદહજમ્યત' વાલી બાબદ (૧૨) અજીરણ થવાથી ઝાડો ઘણો થયા કરતો હોય તો ૧૦ આઉંસ પાણીમાં ૮ ડ્રામ્સ પતંગનાં લાકડાંનો ભુકો અને ૧ ડ્રામ તજના ભુકાને નાખી કલાકેક સુધી તે ઉકાળવું. પછી થંડું પડે કે તેને ગાલી કાઢી તેમાંથી આસરે ૧।। આઉંસ મોટી ઉમ્મરના સખસે દહાડામાં ૪ વાર પીવું, અને બચ્ચાંને ૧।। ચમચી ભરી દહાડામા ૪ વાર પાવું.

**અજીરણ ઘોડાને થતું**—ઘોડો યાતો ઘણો ખોરાક ખાવા માંગે છે, અથવા તો ખાવા ના પાડે છે. કોઇ કોઇ વેલા તે ભીંત ચાટવા મંડે છે, અથવા તો મટોડું ખાય છે. મ્હોંમાંથી ખાટી દુરગંધ નીકલે છે. ઘોડો વધારે અને વધારે નખાતો જાય છે, અને ઝાડો ત્રણચાર દીવસ એકદમ છુટી જાય, અથવા તો બંધ થઇ જાય છે. એનો ઉપાય એકે ખોરાક સાથે દર વખત બબે આઉંસ સાધારણ નીમક એકરસ કરવું. પાંચ પાંચ દીવસે એક પૈંત અલસીનું તેલ પાવું. જો નબલાઇ ઘણી થાય તો ૧ પૈંત પાણીમાં ૪ આઉંસ રમ યા બેવડો, યા ફ્રેન્ચી દારૂ તથા ૨ ડ્રામ્સ કરીયાતાંનો ભુકો મેલવી તે દવા પાવી.

**અટકડીના ઇલાજો**—(૧) સાકરના ગાંગડા પર થોડાં ટીપાં મીઠું સ્પીરીત ઓવ નાઇતર (Sweet Spirits of Nitre)ના નાખી ચુસવું. (૨) દસ દસ મીનીટે અથવા પા પા કલાકે ત્રણથી ચચાર ટીપાં નરમ સલફ્યુરીક એસીડ (Dilute Sulphuric Acid) ના સેજ પાણીમાં ભેલી પીવું. (૩) હીસ્તીરીયાવાલી સ્ત્રીઓએ નીચલી દવા પીવીઃ—

એક ચમચી સ્પીરીત ઓવ એમોન્યા (Spirit of Ammonia), એક ચમચો ચુનાનું પાણી (Lime Water) અને એક ચમચો પેપરમીંટ વોતર (Peppermint Water) લઇ સઘલાંને મીશ્ર કરવું. (૪) છાકટોએ દર કલાકે સેજ પાણીમાં પાંચ પાંચ ટીંપાં તીંકચર ઓવ નક્ષ વોમીકા (Tinc. Nux Vomica)ના ભેલી પીવું; આ દવા ત્રણ, ચાર, યા વધુ કલાકવેર પીવી. (૫) છાકટોએ ૧૦ મીનીમસ તીંકચર ઓવ કેપસીકમ (Tinc. of Capsicum)ના પાણીમાં ભેલી પીવું. જુઓ 'અડગરી'

**અટકડીના દેશી ઇલાજો**—Hiccup ને માટે નીચલા દેશી ઇલાજો છેઃ—(૧) ગલાંની પાસેના બે હાડકાં (હાંસડી)ને ગલાંની નીચે અંગોઠાથી થોડી મીનીટ સુધી મજબુત દાબવું. (૨) નાક બંધ કરી હલવે હલવે પાણી પીવું.

**અતર, સોજું, પારખવાની રીત**—(Ottar or Fragrant Essence). એક સફેદ કાગલનો કટકો લઇ તેનીપર અત્તરનું એકાદ ટીપું નામી તે કાગલ બળતાં આગલ ધરવું; જો અત્તર ઉડી જાય તો સમજવું કે તે સોજું છે.

**અતીસાર (અતેસાર) માટે ઇલાજો**— Disentry (૧) પોણી બાટલી ખલખલતું પાણી, ૭॥ ડ્રામ્સ સાબર-સીંગનો ભુકો, ૬ ડ્રામ્સ સાકર અને ૪॥ ડ્રામ્સ ગુંદરને ચુલા ઉપર ગરમ કરવું; અને આસરે ૦॥ બાટલી જેટલું રહે કે ચુલા ઉપરથી ઉતારી પાડી થંડું પડે કે તેના ૪ ભાગ કરવા. દરેક ભાગ થોડા થોડા કલાકને આંતરે આપવા, જેથી મરડો મટી જશે. (૨) ૧ ડ્રામ ઇસબગોલનાં બીયાંને પાંણીમાં ભીંજવી નરમ કરી તેમાં થોડું ગોલાબનું પાણી નામી દહાડામાં ત્રણ વાર પીવું.

**અડગરીનો સાદો ઇલાજ**—થોડો થોડો અજમો, જીરૂં, પીપલ, હીંગ, સુંઠ, અને ફુદનો લઇ પાણીમાં ઉકાલી થોડું થોડું પીવાથી અટકડી યા હેડકી યા અડગરી બંધ પડશે. જુઓ 'અટકડી'

**અડદીયા પથ્થર પરનો કાટ**—જુઓ 'કવીન્સી ગ્રેનાઇત પથ્થર પરથી કાટ કાઢવાની' બાબદ.

**અપર-કેસ**—જુઓ 'પ્રીંન્ટીંગ.'

**અફલાતુન** યાને **પ્લેટો** (Plato) —(ઇ૦ સ૦ પુર્વે ૪૨૯-૩૪૮). પ્રખ્યાત યુનાની ફીલસુફ. એનું ખરૂં નામ એરીસ્ટોકલીસ હતું, પણ તેના ખભાંની પોહોલાઇ અસાધારણ હોવાથી તેને "પ્લેતો" કહેવામાં આવતો હતો. એની ફીલસુફી વેદ અને અવસ્તાને મલતી આવે છે. એના પુસ્તકોમાં "રીપબ્લીક", "પારમેનાઇડસ", "ફીડો" વગેરે છે.

**અમદાવાદ**—જુઓ 'હીન્દુસ્થાન' વાલી લંબાન બાબદ.

**અમરસીંહ (અમરદેવ)**—આ સંસ્કૃત કવીએ ઘણા ગ્રંથો રચેલા હતા, પણ હાલ 'અમર કોશ' હઇયાત છે.

**અમેરીકન કનેકટીંગ રોડસ**—એ સાધારણ 'મેરીન રોડ' (Marine Rod) થી જુદી જાતના છે. બન્ને બોક્ષો (boxes) સમાય એટલી મજબુતીનું એનું મોંહ(Jaws) રાખવામાં આવે છે. જુઓ 'વરાળ યંત્ર.'

**અમેરીકન ટુથ પેસ્ત**—જુઓ 'દાંતનું મંજન, અમેરીકન.'

**અરક, એલચીનો**—૨ બાટલી રેકતીફાઇડ સ્પીરીતસમાં એક રતલ એલચીના દાણા ભરડી એક પખવાડયું રેહેવા દો. પછી ગાલી કાઢી વાપડો.

**અરક, અંબરનો**—૩ આંઉંસ અંબરને ૧ ગ્યાલન ઓલકોહોલમાં કેટલાક દીવસ સુધી રાખી મુકીને પછી ગાલી કાઢી વાપડો.

**અરક, કસતુરીનો**—૨ આંઉંસ કસતુરીને એક ગ્યાલન ઓલકોહોલમાં જ્યાં સુધી ઓલકોહોલ કસતુરીનો સઘલો કસ ચુસી લે ત્યાં સુધી આસરે પખવાડયાં વેર રેહેવા દેવો; પછી ગાલીને વાપડો.

**અરક, ટોનકવીનબીનનો**—૧ રતલ ટોનકવીનબીન (Tonquinbeans) ને ૧ ગ્યાલન ઓલકોહોલમાં ૧ પખવાડયું વેર ભીંજવી મુકી પછી ગાલી કાઢો.

**અરક, લવીંગનો**—૧ પાઇંટ પ્રુફ સ્પીરીતમાં ૪ આંઉંસ લવીંગને છુંદીને નાખો; ૧ અઠવાડયાં વેર રહેવા દઇ ગાલી કાઢો.

**અરક, વેનીલાનો**—૧ ગ્યાલન ઓલકોહોલમાં ૮ આંઉંસ વેનીલા રાખી 'અરક કસ્તુરી'ના નુસખામાં આપેલી રીત પ્રમાણે કરો.

**અરજેંતા મીટર**—'બાથ'માં કેટલા ગ્રેન્સ 'સીલ્વર' (Silver) છે, તે તપાસનારૂં હથીઆર. જુઓ 'ફોટોગ્રાફી.'

**અર્ધાંગવાયુ**—( Paralysis ). જુઓ 'લકવો.'

**અરેબીયન નાઇત્સ**—'૧૦૦૧ રાત' નામની વાર્તાઓ, જેને આપણે સાધારણ રીતે 'અરેબ્યન નાઇત્સ' દાખલ ઓલખ્યે છીએ તે, યુરોપમાં પેહેલ વેહેલાં એન્ટોઇન ગેલેન્ડ (Antoine Galland) નામના એક ફરેન્ચે ઇ૦ સ૦ ૧૭૦૪-૧૨ સુધીમાં ૧૨ પુસ્તકોમાં પ્રસીધ્ધ કરી જાહેરમાં આણી હતી. તેણે તે વેલા જણાવ્યું હતું કે એ અરેબીક યાને અ-

☞ 'અરેબ્યન નાઇટ્સ' ચાલુ.

રબસ્તાનની વાર્તાઓનો તરજુમો છે, કે જે વાર્તાઓ અરબસ્તાનમાં ઉત્પન્ન થવા ઉપરાંત ત્યાં તે હજુ પણ પ્રસરેલી છે. મજકુર ગેલેન્ડ-નાં જેવુંજ મત સાધારણ રીતે યુરોપ્યનો અને આપણ દેશીઓ ધરાવ્યે છીએ. પણ કેટલાક યુરોપ્યન વીદ્વાનોએ કીધેલી શોધ ખોલ પરથી જણાય છે કે 'અરેબ્યન નાઇટ્સ'ની ઉત્પંતી અરબસ્તાનમાં નહી, પણ ઇરાનમાં હતી. ૧૮૨૭ના 'જરનલ એસીયાટીક' નામના ચોપાન્યાંના ૨૫૩માં પાનામાં વોન હેમ્મર (Von Hammer) નામના એક વીદ્વાને ધ્યાન ખેંચ્યું કે 'હઝાર અફશાન' (યાને ૧,૦૦૦ વાર્તાઓ) નામના એક ફારસી પુસ્તકનો જે તરજુમો મસુદીએ અરેબીકમાં કીધો છે, તમાંની કેટલીક વાર્તાઓ એને મલતી આવે છે. મુખ્ય કરી શાહજાદી શહરઝાદ અને તેણીની દાસી દીનાઝાદ એ બન્ને પુસ્તકોમાં જે ભાગ બજાવે છે, તે લગભગ એક સરખોછે. એ ઉપરાંત બીજી બાબદો પર ધ્યાન ખેંચી વોન હેમ્મરે પોતાનું મત જાહેર કીધું કે 'અરેબ્યન નાઇટ્સ'ની ઉત્પંતી અરબસ્તાનમાં થઇ નથી. એ મત સામે ૧૮૩૩માં ડી સાસી(De Sacy) એ વાંધો લઇ જણાવ્યું કે અરેબ્યન નાઇટ્સ ખરેખરી અરબસ્તાની છે. એના જવાબમાં વોન હેમ્મરે સને ૯૮૭માં લખેલા 'ફીહરીસ્ત' પુસ્તકમાંથી એક ફકરો ૧૮૩૯નાં 'જરનલ એસીયાટીક'ના ૧૭૫માં પાના પર ટાંકી બતાવી પોતાનું મત ખરૂં હતું, કરી જણાવ્યું. આ ફકરાની મતલબ નીચે પ્રમાણે છે:—

વાર્તાઓ જોડી કહાડી તેના પુસ્તકો લખવામાં અસલી ઇરાનીઓ પેહેલા હતાઃ જેમાંની કેટલીક વાર્તાઓ તેઓ જાણે જાનવરો બોલતાં હોય, તેવી ઢપે લખતા. ઇરાની ત્રીજી પાદશાહત અશધાન્યાનના વખતમાં પાદશાહો, અને ત્યાર પછી સાસાન્યાન પાદશાહો એવી વાર્તાઓના ઘણા શોખીન હોવાથી જોડતા યા જોડાવતા. જેનો તરજુમો યા તેને મલતી આવતી વાર્તાઓ પાછલથી આરબ લોકો લખતા હતા. પારસી પાદશાહતોનાં વખતમાં અસલી રચાયલાં પુસ્તકોમાં 'હજાર અફશાન' યાને 'એક હજાર વાર્તાઓ' એક હતું. આ વાર્તાઓનું મુળ નીચે મુજબ છેઃ–એક ચોક્કસ ઇરાની બાદશાહને પોતાની પરણેતરની બેવફાઇને લીધે ઓરત જાત વીષે ઘણો હલકો વીચાર બેહો, અને તેથી તેણે દરરોજ અકેકી બાયડી પરણી બીજે દીને સહવારના તેણીને કતલ કરવાનો રેવાજ પાડયો. એ પ્રમાણે ઘણો વખત સુધી ચાલ્યા કીધું. પણ આખરે તે શહરઝાદ (શેહેરીયારજાદી!) નામની હુસ્યાર શાહજાદી સાથે પરણ્યો, જેણીએ લગ્નની આખી રાત એક વાત કહેવામાં ગુજારી. પણ પરોઢયું પડતાં એ વાત ઘણી રસ પર ચઢી. હમેસના રેવાજ પ્રમાણે કતલ કરવાનો વખત આવી પુગ્યો. પણ બાદશાહ તે વાર્તાનો છેડો શો આવશે, તે જાણવા ઘણો અધીરો થયો. તેણે તે દીવસે પોતાની પરણેતરનો પ્રાણ બંચાવ્યો. બીજી રાતે પણ તેમજ થયું. એક હજાર રાત્રીએ રવેસે પસાર થઇ. એ વખતે શહરઝાદને પેટે એક છોકરો અવતર્યો, અને તેણીએ ઓરત જાત વીષે બાદશાહનો ધીકકાર કેટલો ભુલ ભરેલો હતો તે દેખાડવા આ યુકતી રચી હતી કરી જણાવ્યું. બાદશાહે તેણીની અક્કલ અને હીમ્મત પર આફરીન કીધી, તેણીને ખરા પ્યારથી ચાહવા લાગ્યો, અને તેણીની જીંદગી બંચાવી. શહરઝાદે રચેલી યુકતીમાં બાદશાહના મેહેલની કારભારણ દીનાઝાદે (દીનારજાદી!) ઘણી મદદ કીધી હતી. ત્યાર પછી આ વાર્તાઓનો સંગ્રહ કરી પાદશાહ બહમનની બેટી શાહજાદી હોમાય માટે લખવામાં આવી હતી. . . . . .એમાં સઘળી મળી આસરે બસો વાર્તાઓનો સમાવેશ કીધેલો છે, જેમાંની અકેક વાર્તા ઘણી વાર કેટલીક રાત્રીઓ સુધી ચાલતી હતી.

જે સાસાન્યાન પારસી પાદશાહત માટે એમાં ઇસારો કરવામાં આવ્યો છે, તે ઇ૦ સ૦ ૨૨૬ થી ૬૫૧ સુધી ઇરાનમાં રાજ કરી ગઇ હતી; એને માટે 'પારસી' વાલી બાબદ જુઓ. મસુ-

'અરેબ્યન નાઇટ્સ' (ચાલુ).

દીના જણાવવા પ્રમાણે શહેરઝાદ હોમાયની મા હતી. પણ એ વાત પડતી મુકી લેન (Lane) વગેરે ગ્રંથકર્તાઓની દલીલો રજુ કરી જે ઠરાવ પર કેટલાક વીદ્વાનો આવ્યા છે, તેની મતલબ અહીં ટાંકી, આ વીષય સમાપ્ત કરીએ છીએ. તેમના મત મુજબ ઇરાની 'હજાર અફ્શાન' ના પુસ્તક પરથી હાલની 'અરેબ્યન નાઇટ્સ'નો પાયો રચવામાં આવ્યો છે, એમાં તો કસો શક નથી. એટલું ખરૂં છે કે અરેબ્યન નાઇટ્સ તદન મુસલમીન બનાવત હોય, એમ તેમાં વરણવેલાં બ્યાનો પરથી જણાય છે, પણ તરજુમા કરનારા મુસલમીનોએ એવો ફેરફાર કીધો હોય તો, તેમાં કશી નવાઇ નથી. વળી રફતે રફતે તેમાંની થોડીક વાર્તાઓને ઠેકાણે બીજી વાર્તાઓ પણ મુકી હોય, તો તેમાં પણ અચરત થવા જેવું કસું નથી.

એવું કહેવાય છે કે 'અરેબ્યન નાઇટ્સ' (The Arabian Nights' Entertainments અથવા The Thousand & One Nights) નો તરજુમો દુન્યાના દરેક સુધરેલા અને અર્ધ-સુધરેલા ભાગોની ભાષામાં કરવામાં આવ્યો છે. ઇંગ્રેજીમાં એ પુસ્તકનો તરજુમો ૧૮૦૨માં ફોસ્તરે, ૧૮૧૦ માં બોમોન્ટે, ૧૮૧૧ માં સ્કોતે, અને ૧૮૨૬ માં લેમ્બે કીધો હતો ત્યારથી તે હમણા (માર્ચ ૧૮૯૧) સુધી એના ઘણા ઇંગ્રેજી તરજુમાઓ પ્રસીધ્ધ થયા છે. પણ એ સઘલાઓમાં ૧૮૫૯માં લેન નામના ગ્રહસ્થે ટીકા અને નોંધો સાથના જે ત્રણ પુસ્તકો સુધારીને છપાવ્યાં તે સઉથી સરસ છે. લેને પેહેલાં ૧૮૪૦ માં પોતાના પુસ્તકની પેહેલી આવૃતી બાહેર પાડી હતી. તોપણ 'અરેબ્યન નાઇટ્સ' નો સંપુરણ તરજુમો હજુ કોઇએ જાહેરમાં મુકયો નથી. સર બરટન અને એક બીજા ગ્રહસ્થે તેવી કાંઇ કોશેશ કીધી છે, પણ તેમના અસલ પુસ્તકો ખાનગી મંડળ માટે કીધેલાં છે. ગુજરાતીમાં પણ 'અરેબ્યન નાઇટ્સ' ના પુસ્તકો છે, જેમાં મી૦ ઇછારામ સુ૦ દેશાઇ કૃત (લેન વાલી) સઉથી સરસ છે. એ ઉપરાંત 'ત્રણ પારસી વીદ્યારથીઓ' અને મી૦ બી૦ એસ૦ માડનવાલી પણ છે. સસતી મી૦ જેહાંગીર બે૦ કરાણીવાલી છે. જુઓ 'દેશી (ગુજરાતી) સાહીત્ય' વાલી બાબદ.

**અલખ બુલાખી**—અમદાવાદનો સાઠોદરો નાગર કવી. એણે પદ, ગરબી, ધોલ વગેરે રચેલાં છે.

**અલુબડાં**—( Potatoes યાને બટાટા) જુઓ 'બાગાયત'.

**અલેકઝાંડર ધી ગ્રેટ**—(ઇ. સ. પુર્વે ૩૫૬-૩૨૩.) એને સીકંદર તરીકે પણ ઓલખવામાં આવે છે. દુન્યાંની લગભગ દરેક સુધરેલી પ્રજાને એણે જીતી હતી. વધુ માટે જુઓ 'પારસી' વાલી લંબાન બાબદ.

**અસ્રા** (Razor) **સારૂ સોજી લાહી**—લેવીગેતેડ ઓક્સાઇડ ઓવ તીન, ૧ આંઉંસ સોનો લાંબીનો ભુકો (Prepared Putty Powder), ૦ા આંઉંસ પાઉદરડ ઓકઝાલીક એસીડ અને ૨૦ ગ્રેન્સ ગુંદરનો ભુકો લઇ તેમાં વજણસર પાણી નાખી લાહી જેવો પદાર્થ કરો, અને તે પાતલો અને સરખો ચામડાંના સ્રાપ પર પાંથરો. તેનીપર સેજ ફેરવ્યાથી અસ્રાની ઘણી સરસ ધાર નીકલશે. જો તેમાં બોળશો તો વધારે સરસ થશે.

**અશ્વ શીતલા, ઘોડાને થતા**—ઘોડાને પેહેલાં એક હલકો જુલાબ આપી તેને લીલા ઘાસ ચારા પર રાખવો. જો તાવ વધારે હોયતો સવાર સાંજ ૨ દ્રામ્સ સુરોખાર પાણી સાથે મેલવી તે પાણી પાવું. જો મોહોડાં પર વધારે સોજો ચહડેલો જણાય તો ટંકણખાર અથવા તો ફટકીના પાણીથી મોહડાંનો અંદરનો ભાગ ધોવો જોઇએ.

**આગ હોલવનારી સીસીઓ**—જુઓ 'ફાયર ગ્રેનેડ'.

**આગરા**—જુઓ 'હીન્દુસ્થાન'વાલી બાબદ.

**અપામાર્ગ**—(Achyranth Esaspera) એક જાતનો રોપો. જુઓ 'બાગાયત'વાલી લંબાન બાબદ.

**આઉટ ઓવ રેજીસ્તર**—જયારે દરેક સફો તેની બરાબર પીઠ પાછલ પોઇંટે પોઇંટ છપાયલો ન હોય ત્યારે. જુઓ 'પ્રીંટીંગ.'

**આગ હોલવનારૂં પાણી**—સલફેટ ઓવ સોડા(Sulphate of Soda) અથવા ફટકી (Alum) અથવા બીજી જાતના ખારોને પાણી-માં પીગલાવી તે પાણી ઉપયોગમાં લેવું.

**આગનો ફોટોગ્રાફ**—બલતાં ઘરો, ઇત્યા-દીનો ફોટોગ્રાફ લેવો હોયતો રાખી પાડનારે બનતાં તુલીક આગમી છેક નજદીક રહી સખી પાડવી. આસરે ૫૦ ફીટ દુર રહી પાડયાથી ઘણો સરસ દેખાવ પડે છે.

**આગરૂ, ઘોડાનું**—ઘોડાના હોઠો હલવે હલવે સુજવા માંડેછે, અને મોહડાંની અંદરના ભાગો અને જીભપર સોજો ચઢતો જણાય છે. ઘોડો વલી સુસ્ત બનીને ખોરાક લેવા ના પાડે છે. જીભ મોટી, ગરમ અને લાલ થાય છે, તેની પર તથા મોહડાંની અંદરના ભાગોપર ઘણી ફુલ્લીઓ થતી જણાય છે. એ સઘલાંનો **ઉપાય** એ કે ૧ ગ્યાલન પાણીમાં ૧ રતલ ગોળ અને ૦। રતલ તંકણખાર પીગલાવી, તે મેલવણી-માંથી અરધીએક પેંત લઇ જનાવરનાં મોહમાં રેડીને તેનું મોંહ જરાવાર ઉંચું રાખી પછી નીચું કરી નાખવું, કે સઘલી મેલવણી પાછી બાહેર પડી જશે. આ પ્રમાણે અરધે અરધે કલાકે કરવું.

**આતશબાજી બનાવતી વેલા ધ્યાનમાં રાખવા જોગ બાબદો**—(૧) સઘલી ચીજો એકરસ કરવા પેહલાં તેમનો ભુકો કરી છુટી છુટી રહેવા દેવી. (૨) એકરસ કરતી વેલા હલવે હલવે લાકડાંની યા હાથીદાંતની ચીપથી કાગ-જના કટકાપર મુકી પછી તેમ કરવું. (૩) એક-રસ કરતી વેલા સેજ પણ ઘસારો થવો નહી જોઇએ. (૪) જે ચીજનો ભુકો કરવો હોય તે ચીજને વજન કરવા પેહલાં લોખંડની કહડાઇ ઉપર મુકી ભુંજવી. (૫) ભુકો તદન મેદા જેવો કરવો નહીં.

(પ્રખ્યાત Ruggieri ની રીત પ્રમાણે આત-શબાજીઓ સમાવીછે.)

**આતશબાજી, આતશી ધુંઆરો**— સો ભાગ બારૂત યાને બંદુકનો દારૂ (Gun-powder) અને ૩ ભાગ કોલસો. આ બનેને એકરસ કરી કોઠીઓમાં ભરો. યાદ રાખવું કે દરેક ચીજ સુકી હાલતમાં જોઇએ.

**આતશબાજી, ચોનાઈ અથવા ચંબેલીની**- (૧) પોણા ઇંચના કરતાં ઓછા ઘેરાવા માટેઃ— બારૂત ૧૬ ભાગ, સુરોખાર ૮ ભાગ, કોલ-સાનો બારીક ભુકો ૩ ભાગ, ગંધક ૩ ભાગ અને લોખંડનો છુંડેલો ભુકો ૧૦ ભાગ (૨) નલીના પોણા ઇંચ કરતાં વધારે ઘેરાવા માટેઃ – ૧૬ ભાગ બારૂત, ૧૨ ભાગ સુરોખાર, ૩ ભાગ કોલસાનો ભુકો, ૩ ભાગ ગંધક અને ૧૨ ભાગ લોખંડનો ભુકો.

**આતશબાજી, ઝમકદાર ચકકર**—(૧) પોણા ઇંચ કરતાં ઓછા નલીના ઘેરાવા માટેઃ— ૧૬ ભાગ બારૂત અને ૩ ભાગ સ્તીલનો બારીક ભુકો. (૨) પોણા ઇંચ કરતાં વધારે ઘેરાવા માટેઃ—૧૬ ભાગ બારૂત, અને ૪ ભાગ સ્તીલનો બારીક ભુકો (Steel filings)

**આતશબાજી, સ્થોર તેજદાર**—પોણા ઇંચ કરતાં ઓછા ઘેરાવા (નલીના) માટેઃ--(૧) ૧૬ ભાગ બારૂત અને ૪ ભાગ સ્તીલનો ભુકો. (૨) ૧૬ ભાગ બારૂત અને ૬ ભાગ લોખંડનો ભુકો.

**આમન્ડ સાબુ**—અઢાવીશ રતલ કઠણ સફેદ સાબુની કાતરીઓ કરી તેમાં સેજ ગરમ પાણી નાખી પીગલાવો, અને હલાવ્યા કરીને રફતે રફતે ૪॥ આંઉંસ જેટલું બદામનું તેલ (Essential Oil of Almond) ઉમેરવું.

**આમન્ડ સોપ**—બદામનો સાબુ(Almond Soap) બનાવવો હોયતો વીંડસર કેસ્લ સોપ ( જુઓ નુસખો ) બનાવી મોલ્ડોમાં નાખ્યા અગાઉ તેમાં ૧। રતલ બદામનું અત્તાર (Otto of Almonds) ઉમેરી, એકરસ કરો.

**આયરન એન્ડ એલોઝ પીલ્સ**—૪૮ ગ્રેન્સ સલફેટ ઓવ આયરન લઇને ૨૪ ગ્રેન વાતરી એ-ક્ષત્રેકત ઓવ એલોયઝ(Aloes)સાથે ભેલી. તેની ૨૪ ગોલીઓ બનાવો. ૪ દહાડા સુધી દર દીવસે ૩ વખત ઉમરે પુગેલાંઓએ અકેકી લેવી, ત્યાર

પછી બીજા ૪ દહાડા સુધી દર દીવસે બબે વખત એકેકી લેવી, અને ત્યાર પછીના ૪ દીવસોએ દહાડામાં એકેકી લેવી.

**આયરન એન્ડ કવાસ્યા મીક્ષ્ચર**—ટીંકચર ઓવ પરકલોરાઈડ ઓવ આયરન ૦॥ આંઉંસ, કલોરીક ઈઠર ૪૦ મીનીમ્સ (ટીપાં), ઈનફુઝીયન ઓવ કુવાસ્યા ૮ આંઉંસ. સઘલાંને મીશ્ર કરો. દહાડામાં ૩ વખત ઉમરે પુગેલાંઓએ બબે ચમચા લેવા.

**આયરન એન્ડ દીજીતેલીસ મીક્ષ્ચર**—૧ ડ્રામ ટીંકચર ઓવ પરકલોરાઈડ ઓવ આયરન, ૦॥ આંઉંસ ઈનફયુઝન ઓવ દીજીટેલીસ અને ૧ ડ્રામ ડાઈલ્યુત ફોસફોરાઈડ એસીડ લઈને ૮ આંઉંસ પાણીમાં તે સઘલાંને પીગલાવી નાખો. દહાડામાં ત્રણ વખત ઉમરે પુગેલાંઓએ બબે ચમચા લેવા.

**આયરન પાઉડર્સ**—૭૨ ગ્રેન્સ રીડયુસ્ડ આયરન (Reduced Iron)ને ૧ ડ્રામ સફેદ ખાંડમાં ભેલી નાખો. આ ભુકાના એક સરખા ૧૨ ભાગ કરો. ઉમરે પુગેલાંઓએ દહાડામાં ૩ વખત એકેક ભાગ લેવા.

**આયરન મીક્ષ્ચર બનાવવાની રીત**—ટીંકચર ઓવ પરકલોરાઈડ ઓવ આયરન ૨ ડ્રામ, કલોરીક ઈઠર ૧ ડ્રામ, ગ્લીસરાઈન ૧ ડ્રામ, પાણી ૮ આંઉંસ. એ સઘલાંને ભેલી નાખો. ઉમરે પુગેલાંઓએ દહાડામાં બબે ચમચા ૩ વખત લેવા.

**આયર્સ હેર વીગર**—૧૨ આંઉંસ ગ્લીશરીન, ૮ આંઉંસ ગેલાબનું પાણી, ૪ ડ્રામ્સ ઓઈલ ઓવ બરગેમોત અને ૨ ડ્રામ્સ શુગરલેડને એકરસ કરો.

**આયોડાઇઝ્ડ કોલોડીયોન**-જુઓ 'ફોટોગ્રાફરો માટે આયોડા૦'

**આયોડાઇન ઇનહેલેશન**—એક પાંઈટ ગરમ પાણીમાં ટીંકચર ઓવ આયોડાઈન (Tincture of Iodine) ના ૧૦ ટીપાં નાખો; અને નુસખામાં ફરમાવ્યા પ્રમાણે એનો ઉપયોગ કરો.

**આયોડાઇન સોપ**—(Iodine Soap) નામનો સાબુ બનાવવો હોયતો ૩ ભાગ પાણીમાં ૧ ભાગ આયોડાઈનને એકરસ કરી તેમાં ૧૬ ભાગ કેસતીલ સાબુ (Castile Soap) નો છુંદો નાખવો. પછી ચુલા પર એક મોટું વાસણ પાણીથી ભરી ઉકાલવા મુકી તેમાં કોડીનું એક વાસણ મુકી, તેમાં પેલી મેલવણી મુકવી, અને સઘલું પીગલે ત્યાં સુધી રાખવું. ખખલતું પાણી પેલાં કોડીના વાસણમાં નહીં જાય તેની સંભાલ રાખવી.

**આયોદાઇડ ઓવ આયરન મીક્ષ્ચર**—૦॥ આંઉંસ સીરપ ઓવ આયોડાઈડ ઓવ આયરન અને ૨ આંઉંસ સીરપ ઓવ ફોસફેટ ઓવ આયરન લઈને ૮ આંઉંસ પાણી સાથે ભેલી નાખો.

**આયોડાઇડ ઓવ પોતાસીયમ મીક્ષ્ચર**-૦॥ ડ્રામ આયોડાઈડ ઓવ પોતાસીયમ અને ૧ આંઉંસ સીરપ ઓવ ઓરેંજ-પીલ લઈને ૮ આંઉંસ પાણીમાં ભેલો. દહાડામાં ૩ વખત બબે ચમચા ભરી ઉમરે પુગેલાંઓએ પીવી.

**આરગોલ**—વાઈન દારૂનાં પીપપર બાઈતારત્રેટ ઓવ પોતાશ (Bitatrate of potash) નામનો જે ઠરો બંધાય છે, તેને આરગોલ (Argol) કહે છે.

X **આરજેન્તાઇન પ્લેટ**—૬૦ ભાગ ત્રાંબુ, ૧૭ ભાગ જસત અને ૨૩॥ ભાગ નીકલ ધાતુ લઈ મુસમાં નાખી પીગલાવ્યાથી Argentine Plate બનશે

**આરજેન્તેન**—૦॥ ભાગ ત્રાંબુ, ૦। ભાગ જસત, અને ૦। ભાગ નીકલ (Nickel) નામની ધાતુ લઈને મુસમાં નાખી પીગલાવો, જેથી Argentane બનશે.

**આરનીકા મીક્ષ્ચર**—૦॥ ડ્રામ ટીકચર ઓવ આરનીકા (Arnica) ને ૪ આંઉંસ પાણીમાં ભેલી નાખો. પેહેલે કલાકે દર દશ દશ માનીટે ઉમરે પુગેલાંઓએ એકેક ચમચી લેવી, અને ત્યાર પછી દર એકેક કલાકે.

**આલ્બુનાઇઝ્ પેપર**—જુઓ 'ફોટોગ્રાફી'.

**આરનોલ્ડ, એડવીન**-(Edwin Arnold) કવી અને પરચુતન લખનાર. ૧૮૩૨માંજનમ્યો હતો. 'લાઇત ઓવ એસીયા' (Light of Asia) નું પુસ્તક વખાણુવા જોગ છે.

**આરનીકા લોશન**— અડધાં કપ પાણીમાં ૨૦ ટીપાં ટીંકચર ઓવ આરનીકા (Tincture of Arnica) ના નાખો.

**આરનોલ્ડ, ડોકતર**—હીસ્તોરી ઓવ રોમ (History of Rome) નામની એ રચનારની ઇંગ્રેજી ચોપડી ઘણી વખાણાય છે. પાંચ ભાગ વાલી જુની આવૃતી હાલ મલી શકતી નથી.

**આરનોલ્ડ, મેઠીયુ**—ઇંગ્રેજ કવી અને ગ્રંથ વીવેચન કરનાર. ૧૮૨૨માં જનમ્યો. પુસ્કલ ગ્રંથો રચ્યા, જેમાં 'પોએમ્સ' (Poems) ઘણી વખણાય છે.

**આરસેનીક મીક્ષચર**—૧૨ મીનીમ્સ લીકર આરસેનીકેલીસ (Liquor arsenicalis) લઇને ૨ આઉંસ પાણીમાં ભેલો. દર ૩ અથવા ૪ કલાકે ઉમરે પુગેલાંઓએ એકેક ચમચી ભરી પીવી.

**આલબ્યન નોઝગેનું અત્તર**—૧ પેંત ગુલાબનો અરક, ૧ પેંત એનફ્લ્યુરેજ રોઝ, ૦॥ પેંત ટીકચર ઓરીશ (Orris), ૦। પેંત ટીંકચર વેનીલા, ½ પેંત કસ્તુરી અરક, ½ પેંત ટીંકચર કેસતોર, અને ૦॥। આંઉંસ પેરનો અરક(Essence of Bergamot). એ સઘલાને એકરસ કરો, એટલે Albion Nosegay થશે.

**આલ્બુમેન માટે સેનસીટીવ રીએજંટ**—૧ ભાગ ક્રીસતેલાઇન ફેનીક એસીડ (Crystalline Phenic Acid) માં ૧ ભાગ એસેટીક એસીડ અને ૨ ભાગ પાણી ઉમેરી એકરસ કરો.

**આલુનો રંગ**—જુઓ 'ચેરી રંગ'; 'લાકડાંને આલુનો રંગ.'

**આસમાની રંગના રેશમી કપડાં રંગવાં**-૧ પેંત સલફેત ઓવ ઇંડીગો (જુઓ નુસખો) માં ૨ થી ૩ ગ્યાલન્સ ખલખલતું પાણી નાખી તેમાં ઉનનું લુગડું ૧ દહાડો સુધી બોલી રાખો. બાહેર કાહાડી થંડા પાણીના વાસણમાં તે ધોવો. જો આસમાની રંગનુ રેશમી કપડું રંગવા માંગતા હોવો તો ઘણુંજ ખલખલતું પાણી લઇ તેમાં થોડીક મીનીટ સુધી પેલું ઉનનું કપડું બોલી રાખી, અંદરજ નીચોવવું. એટલે પાણી બ્લુ રંગનું થશે, જેથી રેશમી કપડું રંગાશે. ઉપલા રંગના પાણીમાં ૧ આંઉંસ ફટકીવાલું પાણી ઉમેરો, અને તેમાં ૫ રતલ રેશમી કપડું ૨૦ મીનીટ સુધી બોલી રાખી નીચોવીને સુકવો.

**એકવીનાસ, સેંટ થોમ્સ**-(St. Thomas Aquinas) ની પ્રખ્યાત ઇંગ્રેજી ચોપડીઓ 'હોમીલીસ' (Homilies)અને 'સેક્રેમેંત ઓવ ધી ઓલતર'(Sacrament of the Altar) હાલ નવી મલી સકતી નથી.

**એકવેફોરતીસ**—Aquafortis એ નાઇત્રીક એસીડ(Nitric acid)નું બીજું નામછે.

**એકવે-રીજીઆ**—(Aqua-regia)૨ ભાગ હાઇદ્રોકલોરીક એસીડ (Hydrochloric Acid) અને ૧ ભાગ નાઇત્રીક એસીડ (Nitric Acid) મીશ્ર કરવાથી બને છે.

**એકોનાઇટ મીક્ષચર**—૧૫ મીનીમ્સ ટીંકચર ઓવ એકોનાઇટ (Aconite) લઇને ૨ આઉંસ પાણીમાં ભેલો. ઉમરે પુગેલાંઓએ પેહેલા કલાકમાં દર દસ દસ મીનીટે એકેકી ચમચી પીવી, અને ત્યાર પછીના વખતે દર કલાકે લેવી. ૬ યા ૮ કલાક અથવા તેથી વધુ કલાક સુધી એ લેવી.

☞ ઘણી દવા જો કે તદન સ્વાદ વગરની છે, તો પણ તે ઘણી ઝડપમાં અસર કરેછે, તેથી જેટલી ફરમાવવામાં આવે તેટલીજ લેવી. વધુ લેવી નહી.

**એકઝોસ્ત ઓપનર એન્ડ લેપ મેશીન**—આ સંચાની મદદથી રૂમાંના કચરાનો મોટો ભાગ નીકલી જાય છે, રૂના રેસાને છુટા પાડી રૂને ખીલવેછે, અને સ્કચર પર મુકવા માટે ગોલ વીંટાલીને બંદલ કરે છે. વધુ વીગત માટે જુઓ 'સ્પીનીંગ, કોટન.'

**એગ્યુ**—જુઓ 'તાવ, આંતરીયો યા રોજંદો યા ચોથીયો.'

**એનકોસ્ટીક પેસ્ત**—૫૦૦ ભાગ સોઝુ મીન, ૧૦ ભાગ એલમી ગુંદર (Gum elemi) ૨૦૦ ભાગ બેનઝોલ (Benzole), ૩૦૦ ભાગ એસન્સ ઓવ લવેંડર, અને ૧૫ ભાગ ઓઇલ ઓવ સ્પાઇક (Spike). એ સઘલાને એકરસ કરો.

**એનજીન**—જુઓ 'વરાળ યંત્ર.'

**એનજીન પરના કાલાં થયલાં અથવા ડાઘા પડેલાં પીતલકામને સાફ કરવાની રીત**—ત્રીપોલી (Tripoli) નામની ધાતુ સાથે ઓકઝેલીક (Oxalic) એસીડ એકરસ કરો. પછી તે ઉનના કપડાં વાટે લઇ તે કપડાંથી પીતલ કામને ઘસવું.

**અન્જીના પેકટોરીસ યાને છાતીમાં દરદ ઉભરી આવી ધુંધલાવે તે**—(Angina Pectoris) નું જોશ એકદમ ઉભરી આવેછે. તે વખતે છાતીમાં ઘણોજ દુખારો થાય છે. ઘણામાં ઘણું જોશ ૧ કલાક સુધી રહે છે. આ દરદ કોઇબી વખતે ઉભરી આવે છે. એ વખતે દરદી ગુંગલાઇને મરણ પામતો હોય એમ જણાય છે. થોડા ઘણા હુમલા પછી માઠાં ભાયગે તેમજ બનેછે; જેમ જેમ દરદનું જોસ વધતું જાયછે, તેમ તેમ દરદીનો ચેહરો ફીકાસ મારતો જાય છે, પણ કોઇ વખતે લાલ પણ બને છે, નાડ ધીમી ધીમી ચાલતી જણાયછે. આ દરદ ઘણું ખરૂં મરદોને થાય છે. સ્ત્રીઓને કોઇજ વેલા પૈસાદારોમાં એ દરદ વધારે જોવામાં આવેછે; એવું ધારવામાં આવે છે કે તંબાકુનો ઘણોજ ઉપયોગ કરવાથી પણ આ દરદ થાયછે; સંધીવાથી પીડાતા દરદીઓમાં પણ એ ઘણુંખરૂં જોવામાં આવે છે. આ દરદથી પીડાતા સખસે વસીયત-નામું જેમ બને તેમ તરતજ કરી નાખવું જોઇએ.

**તેના ઉપાયો**—(૧) દર ચચાર કલાકે એકેક ચમચી નાઇટ્રો ગ્લોસરાઇન મીક્ષચર (જુઓ નુસખો)ની લેવી. દરદ ઉભરી આવવાની નીશાણુ જણાય કે તરતજ ૧ વધુ ચમચી ઉપલાં મીક્ષચરની લેવી. આ દવા જો જરૂર જણાય તો એક ચમચા જેટલી લેવી. આથી જોકે જરા માંથું દુખતું જણાશે. દરદીએ ઉપલી દવાની સીસીના ભાગો કાહાડીને તેપર વલગાવી હમેશાં પોતાની પાસેને પાસેજ રાખવી. નાઇટ્રો ગ્લીસરીનની ટાંકણીઓ પણ બને છે. દરેક ટાંકણીમાં ૧ ગ્રેનના સોમાં ભાગ જેટલું નાઇટ્રો ગ્લીસરીન લેવું. આ ટાંકણી એક અથવા વધુ મોંહમાં ચુસ્યા કરવી, કે જેથી અસર તરતજ થાય. (૨) ઉપાય એકે સણના કપડાંના ૧ કટકા પર, અથવા રૂમાલ પર અથવા હાથની હથેલીમાં નાઇત્રાઇટ ઓવ એમલ (Nitrite of Amyl) ના થોડાંક ટીપાં નાખવાં, અને તેની ઝેહેન નાકમાં જાય તેમ ધરવું. દમમાં એની ઝેહેન જવાથી તરતજ દરદ નરમ પડે છે. દરદીને એ દવાનો જઠો કેટલો માફક આવે છે, તે તપાસવા સભાલ રાખવી. નાઇત્રાઇટ ઓવ એમલની સીસી, દરદીઓએ પોતાના ગજવામાં હમેશાં રાખી ફરવું હરવું. **ઉપાય**—છાતીપર રાઇ મુકવી, ટરપેન ટાઇનનો સેક કરવો, અને ૧ થી ૨ ડ્રામ્સ ગંધકના ફુલ મધમા મેલવી સવાર સાંજ ચટાડવાં.

**જોશ એકદમ ઉભરી આવે તેનો ઉપાય**—જો નાઇત્રાઇટ ઓવ એમીલ નજદીક ન હોય તો સઉથી સરસ ઉપાય એ છે જે ૧ વાઇન ગ્લાસ પાણીમાં ૧ ચમચી સાલ વોલેતાઇલ (Sal Volatile) અથવા ૦॥ ચમચી કલોરીક ઇથર નાખીને તેની અંદર થોડો બાઇકારબોનેટ ઓવ પોતાશ અથવા સોડા ઉમેરી પાવું. દરદીના હાથ પગો જો ઠંડા અથવા ફીકકા થયા હોયતો ઝડપથી તેને તમારા હાથે ઘસવા.

**એનતી-એત્રીશન પેસ્ત**—(Anti-attrition Paste)માટે ૨॥ રતલ ડુકકરની ચરબી, ૧ આઉંસ કપુર અને ૦॥ રતલ કાલું સીસું. એક ખાંડણીમાં કપુર નાખી, સેજ ચરબી ઉમેરી, ઘુંટીને લાહી જેવું બનાવવું, પછી તેમાં બાકીની ચરબી અને સીસું ઉમેરી સઘલાંને એકરસ કરવું.

**એનફ્લ્યુરેજ એસેનસ ઓવ એકેસોયા**—૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રુફ વાલા રેકતીફાઇડ સ્પીરીતમાં ૬ રતલ છુંડેલી એકેસીયા (Acacia) એકરસ કરો.

**એનતી ફ્રીકશન ગ્રીઝ**—જુઓ 'ચરબી એનતી ફ્રી૰'

**એનડરસેન**–Andersen, Hans Christian એક પ્રખ્યાત ડેનીસ લખનાર હતો(૧૮૦૫-૧૮૭૫), જેના પુસ્તકોનો ઇંગ્રેજીમાં તરજુમો કરવામાં આવ્યો છે, જેમાં 'ફેરી ટેલ્સ' (Fairy Tales) મુખ્ય છે.

**એનફ્લ્યુરેજ એસેન્સ ઓવ ઓરેંજ**—૮ રતલ નારંગી અથવા ઓરેંજના ફુલોને છુંદીને ૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રૂફવાલા રેકતીફાઇડ સ્પીરીતમાં મીશ્ર કરો.

**એનફ્લ્યુરેજ એસેન્સ ઓવ જેસ્મીન**—૭ રતલ ચંબેલી અથવા જાઈ છુંદીને ૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રૂફવાલા રેકતીફાઇડ સ્પીરીત સાથે એકરસ કરો.

**એનફ્લ્યુરેજ એસેન્સ ઓવ જોનકવીલ**—૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રૂફવાલા રેકતીફાઇડ સ્પીરીતમા ૭ રતલ જોનકવીલ (Jonquil)ને છુંદીને નાખો.

**એનફ્લ્યુરેજ એસેન્સ ઓવ ત્યુબ રોઝ**—૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રૂફવાલા રેકતીફાઇડ સ્પીરીતમાં ૭ રતલ ગુલછડી છુંદીને નાખો.

**એનફ્લ્યુરેજ એસેન્સ ઓવ રોઝ**—૮ રતલ ગુલાબના તેલને ૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રૂફ રેકતીફાઇડ સ્પીરીત સાથે મીશ્ર કરો; એટલે Enfleurage Essence of Rose બનશે.

**એનફ્લ્યુરેઝ એસેન્સ ઓવ વાયોલેટ**—૭ રતલ વાયોલેટ (Violet) ના ફુલોને છુંદીને ૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રૂફવાલા રેકતીફાઇડ સ્પીરીતમાં નાખો.

**એનલારજડ નેગેટીવ માટે વારનીશ**—૧૫ આંઉંસ સુફેદ કઠણ વારનીશ અને ૨૫ આંઉંસ મેઠીલેટેડ આલકોહોલ (Methylated Alcohol).

**એનલારજીંગ કેમેરા**—જુઓ 'ફોટોગ્રાફી.'

**એનસ્તેડ**—Ansted નું પ્રખ્યાત 'જીયોલોજી' (Geology) યાને ભુસ્તર વીદ્યાછે.

**એનસેમ**—આ પ્રખ્યાત લખનારા (St. Anselm)ની કર ડીયસ હોમો (Cur Deus Homo) ૧૮૬૩માં ફરીથી છપાઇ હતી.

**એનીલાઇન બ્લુ રંગના રેશમી કપડાં રંગવાં**—ખખલતાં પાણીમાં ૨ આંઉંસ ૪ 'B' વાલો નીકલસન્સ બ્લુ (Nicholson's Blue-B B B B) રંગ અગાડીથી થોડાં ખખલતાં પાણીમાં પીગલાવી ઉમેરવો. પછી તેમાં ૫ રતલ રેશમી કપડાં ૨૦ મીનીટ સુધી બોળી રાખવાં, પણ આ રંગનું પાણી ૧૦૦ દીગરી જેટલું ગરમ જોઇએ. પછી કપડાં બાહેર કાહાડી થંડાં પાણીથી ધોવાં અને સલફયુરીક એસીડ (Sulphuric acid) વાલાં પાણીમાં ધોઇ, નીચોવી, સુકવવાં.

**એનેયુરીઝમ યાને ધોરી નસને નુકશાન થયાથી બંધાતી ગાંઠનો ઉપાય**—એનેયુરીઝમ (Aneurism) વાલા સખસને છાટીના હાડકાં પછવાડે અથવા નીચે હમેશાં દુખારો થાય છે. તેવા સખસોએ કસુંપણ કામકાજ કરવું નહીં, અને ઘણો ખોરાક પણ લેવો નહી. તેઓએ બીછાણા પર અઠીંગી પડી રેહેવું. કેટલીક વેલા લાગત મહીનાઓ સુધી એમ કરવું પડે છે. વાતચીત ઇત્યાદી કરવી. તેને ગમેતો વાંચવા પણ દેવું. ચીઠી પત્રીઓ તેના કહેવા પ્રમાણે બીજાએ લખવી. એક સરખા તફાવતે ખોરાક લેવો. દહાડામાં ૩ વખત ૫ ગ્રેન્સ આયોડાઇડ ઓવ પોતાસ્યમનો એકેક ડોઝ આપવો. આ ડોઝ રફતે રફતે વધારતા જવું, અને ૧૦, ૭, ૧૫ તથા ૨૦ ગ્રેન્સ આયોડાઇડ ઓવ પોતાસ્યમ લઇને તેના પ્રમાણમાં મીક્ષ્ચર (જુઓ નુસખો) બનાવવું. પણ આ દરદ માટે તબીબની સલાહ લેવી વધારે સારી છે. ઘણી વખત ગાંઠ છુટી જાય છે, ત્યારે કાંઇપણ ઉપાય કારગત લાગતો નથી.

**એનેતો–પાણી, રંગવા માટે**—૨ ગ્યાલન પાણીમાં ૧ રતલ એનેતા(Annotta, or Arnototo), ૪ આંઉંસ પરલેશ ખાર (Pearlash) અને ૨ આંઉંસ નરમ સાબુ નાખી, બલતું કરી જ્યાં સુધી સઘલું પીગલે ત્યાં સુધી ચુલા પર રાખવું.

**એથીનીયન હેર-વોશ**—Athenian Hair-Wash જો બનાવવું હોય તો એક ગ્યાલન રોઝમેરી વોટર (Rosemarry-water), ॥ રતલ શાશાફ્રાઝના કટકા (Sassafras chips) અને બે આંઉંસ પરલેશ (Pearlash)નો ખાર લઇને ॥ કલાક ચુલા પર મુકી ખખલવા દેવો. જ્યારે થંડું પડે ત્યારે ૧ પાઇંટ હંગેરી વોટર અથવા સ્પીરીત ઉમેરવું.

**એડા, ફાટેલી ઘોડાની**—જો દરદી ભાગ લાલ અને ગરમીવાલો હોય તો ઘોડાને આરામ આપી જોલાબ આપવો, પછી તેના પગપર પોલ્તીસ કરવી. જ્યારે લાલાશ નાબુદ થાય અને સોજાની નીશાનીઓ જતી રહી તે ભાગ ઠંડો જણાય ત્યારે ઓક્ષાઇડ ઓવ ઝીંક ઓઇનટમેન્ટ સેજ મીઠાં તેલ સાથે નરમ કરી તે ભાગપર લગાડો, જો ચામડીમાંથી ઘણી ખોલ નીકલતી જણાય તો નીચલી મેલવણી વાપડોઃ—૪ આંઉંસ વાસીલીન સાથે ૨ ડ્રામ્સ કારબોલીક એસીડને અને ૨ ડ્રામ્સ કપુરને એકરસ કરો.

**એડીશન**—ઇંગ્રેજ કવી અને રેસાલાઓ લખનાર (૧૬૭૨-૧૭૧૯). ૧૭૦૪માં કેમપેન, ૧૭૭૭માં પેઝંત સ્તેત ઓવ ધી વોર, ૧૭૧૨, ૧૭૧૬ તથા ૧૭૨૮માં કવીતાઓ, ૧૭૧૩માં કેતો, ૧૭૩૦માં દીસકોરસીસ ઓન એનસ્યંત એન્ડ મોડરન લરનીંગ, વગેરે. એ વતરોગે સ્પેકતેતર નામના ન્યુસપેપરમાં એના પ્રખ્યાત નીબંધો છપાયા છે. સર રોજર ડી કોવરલી નામની પ્રખ્યાત ચોપડી એડીસનેજ લખી હતી.

**એપલ ગ્રીન રંગના ઉનના કપડાં રંગવાં**—૧ આંઉંસ ક્રોમ અને ૧ આંઉંસ ફટકીવાલા ખખલતાં પાણીમાં ॥ કલાક સુધી ૧૦ રતલ ઉનના કપડાં બોલી રાખવાં. પછી થંડાં પાણીથી ધોઇને ૨ રતલ ફસ્તીક (Fustic) અને ॥ રતલ પતંગના લાકદાં (Logwood) વાલાં બીજાં ખખલતાં પાણીમાં કપડાંને ॥ કલાક વેર બોલવાં. પછી થંડાં પાણીથી ધોઇ સુકવવાં.

**એપસમ સોલ્તસ**—Epsom Salts ને સલફેત ઓવ મેગનીસ્યા (Sulphate of Magnesia) કહે છે.

**એપેતાઇટ**—૪૨$\frac{3}{100}$ ભાગ ફોસફોરીક એસીડ (Phosphoric acid), ૫૦ ભાગ ચુનો, અને ૩$\frac{77}{100}$ ભાગ ફલુઓરાઇન (Fluorine) આ મેલવણીથી (Apatite) બને છે.

**એપેરીએંટ આયરન મીક્ષચર**-૧ આંઉંસ સલફેત ઓવ મેગનીસ્યા, ॥ ડ્રામ સલફેટ ઓવ આયરન, અને ૧॥ ડ્રામ ડાઇલ્યુટ સલફ્યુરીક એસીડ લઇને ૮ આંઉંસ પેપરમીંટ વોતરમાં ભેલી નાખો. દહાડામાં ૩ વખત ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી પીવી.

**એપેરીએટ પીલ**—૨ ગ્રેન કમપાંઉંડ કોલોસીન્થ પીલ, ૧॥ ગ્રેન બ્લુ પીલ, અને ૧ ગ્રેન એકક્ષત્રેકટ ઓવ હેનબેન (Henbane) લઇને ૧ ગ્રેન પાઉદર ઇપીકેકયુએનહે (Ipecacuanha) સાથે મેલવી નાખો. સુતી વખતે ૧ ગોલી ઉમરે પુગેલાંઓએ લેવી. ૧ દજન કરવી.

**એપોપ્લેક્ષી મગજે લોહી ચદી જવાના રોગનો નોશાણીઓ**—જ્યારે કોઇ એકદમ પડી જાય છે, અને જરા પણ હાલચાલ વગર જ્યાંનો ત્યાંજ પડી રહે છે, ત્યારે તેને એપોપલેક્ષી (Apoplexy) થયું કરી કહીયે છીએ. જોકે તેની નાડ ચાલે છે અને તે દમ લઇ શકે છે, તોપણ તે બેસુધ હોય છે. તેને મગજે લોહી ચઢવાથી એમ બને છે. એ રોગ વંસથી ઉતરતો આવે છે. આલસુપણે જીંદગી ગુજારનારાંઓમાં એનો ફેલાવો વધારે જણાય છે. જોશ ઉભરી આવવાની અગાડી એની ખબર મલે છે. માંથું દુખવાથી અને મુખ્ય કરી વાકું વલવાથી ફેર આવતા જણાયાથી, માથાંમાં ભાર જેવું જણાયાથી, કાનમાં ઘોઘાટ જેવું સંભલાયાથી, આંખ ઝાંખી પડયાથી અથવા બબે આકારો જણાયાથી નાક વાટે લોહી જવાથી, યાદદાસ્ત શકતી જતી રેહેવાથી, પેટમાં ટાંચણી અથવા સોય જેવું ભોકાયા જેવું લાગવાથી, વાત કરવામાં ભલતા શબ્દો બોલાયાથી, ગુસ્સાવાલા અને ચીડાઉ થવાથી, એ રોગ જણાઇ આવે છે. પણ આ ઉપર જણાવેલી નીશાણીઓ છુટી છુટી જણાય તો તેથી એજ રોગ છે એમ માનવું નહી ઘણી વખત છાકટાઓ પણ એમ પડી જાય છે,

પણ તેની સાથે એપોપ્લેક્ષીને ભેલી નાખવું ન જોઈએ. તમો તેનું મોંહ સુંઘવાથી દારૂનો વાસ તરત જણાઈ આવશે.

**માવજત**—જેવો હુમલો થાયકે તરતજ દાકતરને તેડવા મોકલો. ત્યાર પછી તેની આગ-ળના કપડાં યાને નેકતાઈ, કોલર, ઈ૦ જે હોય તેને કાહાડી નાખો. બારીઓ ખુલ્લી ઉઘાડવી. દરદીને ઈઝીચેર પર અઢેળાવીને મુકો, અથવા જમીન યા બીછાણા પર તેને સુવાડો, પણ તેનું માથું ઉચે રાખી મુકવું. થંડાં પાણીથી તેનું માંથું ધોયા કરવું, અને આઈસ મંગાવવું. જો બાલ લાબાં હોય તો તેને કાપીને ટુંકા કરવા, અને પછી બરફને એક કોથલીમાં યા કટકામાં નાખી માથાં પર મુકવું. દરદી કાંઈ પણ આ-પેલું ગળી શકશે નહીં, પણ જીભની જમણી તરફના પાછળી બાજુના ભાગ તરફ ક્રાટોન ઓ-ઇલ (જમાલ ગોટાના રેચક તેલ) ના ત્રણ ટીપાં મુકશો તો તે સેહેલાઈથી ગળી શકશે જો તેમ તમારાથી ન બને તો એક પેન અથવા નાના બ્રશના છેડેના ભાગની મદદથી તેનું મોંહ ઉઘાડી શકશો. પગોની એડી અથવા પીણ્ડીઓ પર રાઈની પોટીસ મુકવી દરદીને જરા પણ હાલ ચાલ કરવા અથવા બોલવા દેવું નહીં. એટલું કર્યા પછી તબીબ આવ્યા વગર કશું કરવું નહીં. આ ટકે ફરીથી જણાવવું જોઈએ કે દરદી એપો-પ્લેક્ષીગીજ હેરાન છે કે નહીં તેની પુરતી ચોક-સાઈ કરીનેજ ઉપલી માવજત કરવી. અફીણી અથવા છાકટ પર એ ઉપાયો અજમાવ્યાથી કોઈ વખત ઘણાં માઠાં પરીણામો નીપજેછે.

**બીજો હુમલો ન થાય તેને લગતો થોડીક સુચનાઓ**—(૧) માથાંની ખોપરી પરની ચા-મડી પર અને બોચીના પાછળા ભાગપર બ્લી-સ્તરો મારવાં નહીં. (૨) પેહેલો હુમલો થયા પછી પીસાબ નહીં આવી હોય તો તે આવવા માટે ઉપાયો લેવા. (૩) ઘણી મેહેનત લેવી નહી. ફીકર ચીંતા કરવી નહીં, ભુખ જેટલુંજ અને હલકું ખાવું પીવું. ઘણી ઠંડીમાં ફરવું નહીં, તેમ સખ્ત તડકામાં પણ નહીં. લાંબો વખત વેર વાંકા વળી રહેવું નહીં; ઘણા ગરમ પાણીએ નાહવું નહી, અને નેકટાઈ યા કોલર બાંધવાં નહીં. દારૂ જરાએ પીવો વહીં. સાડદી પર માથું ઉંચે રહે તેમ સુવું. ઓરડો થંડક-વાલો અને પુરતી હવા આવજાવ થઈ શકે એવો હોવો જોઈએ. ચોવીસ કલાકમાં આઠથી વધારે કલાક સુઈ રહેવું નહીં. (૪) ખુલ્લી હવામાં કસરત કરવી, પણ છેક ઠાકી જાય તેમ ન કર-વી. (૫) ઝાડો બરાબર આવે તેની સંભાળ રાખવી; અને દર સવારના થંડાં પાણીએ માથું ધોવું.

**એપોસ્તોલીક ફાધર્સ**—Apostolic Fathers ની વેક્સ કલેકશન (Wake's Collection) હાલ મલી શકતી નથી.

**એફરવેસીંગ આયરન મીક્ષચર**—૧ ડ્રામ સીતરેટ ઓવ આયરન એન્ડ કવીનાઈન, ૮ ગ્રેન સલફેટ ઑવ કવીનાઈન, અને ૮૦ ગ્રેન સીટરીક (Citric) એસીડ લઈને ૮ આઉંસ પાણીમાં ભેલો. પછી આ દવા દર ચચાર કલાકે ઉમરે પુગે-લાંઓએ બબે ચમચા ભરી નીચલી મેલવણી સાથે પીવી:—૮૦ ગ્રેન બાઈકારબોનેટને ૪ આ-ઉંસ પાણીમાં પીગલાવો.

**એફરવેસીંગ એમોન્યા મીક્ષચર**—૨ ડ્રામ કારબોનેટ ઑવ એમોન્યાને ૮ આઉંસ પાણી-માં પીગલાવો. પછી ઉમરે પુગેલાંઓએ દર ચચાર કલાકે ઉપલી દવાના બબે ચમચા નીચલી દવાના એક ચમચા સાથે ભેલી પીવી:—૧૩૬ ગ્રેન્સ સીત્રીક એસીડ (Citric Acid) ને ૪ આઉંસ પાણીમાં ભેલો.

**એફેઝીયા અથવા બોલવાની શકતી ખોઇ દેવાનું દરદ**—જે માણસને Aphasia થાય છે, તેઓ પોતાની બોલવાની શકતી એકદમ ખોઈ દે છે આ ભેજાંને લગતું એક દરદ છે, અને તેનાં ગલાં યા ઘાંટી સાથે તેને કશું લાગતું વલ-ગતું નથી. ઘણુંખરૂં લકવાને લગતું એ દરદ છે, અને મુખ્ય કરી જમણો પગ અથવા હાથ વાપડવાની શકતી દરદી ખોઈ દે છે. બોલવાની શકતી ડાબી ગમના ભેજાં સાથે સંબંધ ધરાવેછે, અને તેથી ભેજાંની જે ગમ દરદ અથવા ઈજા થઈ હોય તેની ઉલટીજ ગમના શરીરના ભાગ

પર લકવો ઉભરી આવે છે. એફેઝીઆના દરદીઓ ઘણામાં ઘણું 'હા' 'ના' 'બાય' 'બાપ' એટલાજ શબ્દો બોલી શકે છે, જોકે તેઓ સઘળું બરાબર સમજે છે, તોપણ તેમનાથી બરાબર જવાબ દઈ શકાતા નથી. કોઈ કોઈ વેળા તે દરદી ચીરડાઈ જાય, તો સમ ખાય છે, અથવા ગાલો પણ દે છે; પણ બીજી વેળા તેનેથી તેમ કરી શકાતું નથી. જો કે તેઓ બોલી શકતા નથી, તોપણ બીજાઓને તેઓ ઘણી સરસ રીતે છેતરી શકેછે. પાના, સોટકાં, સેતરંજ ઇત્યાદી રમતો તેઓ ઘણી ખબરદારીથી ચુપચુપ રમે છે. કેટલાક ધોંગીઓ એ દરદને મસે લોકોને ધુતે છે. એક વેળા એક દાકતરને એવાજ એક ધોંગી વીષે શક પેઠો. દાકટરે પેલાને ચોકસ બોલો બોલવા કહ્યા, અને જણાવ્યું કે એ બોલો એ દરદથી પીડાતા શખ્સો હમેસાં બોલેછે. પેલાએ આ ખરૂં માન્યું, અને તેથી તે પેલા શબ્દો બોલ્યો. દાકતરે બોચી ખજવાલી અને જણાવ્યું 'ઠીક! મારા મીત્ર! જ્યારે તું આ શબ્દો બોલી શકે છે, ત્યારે તો તું કોઈપણ શબ્દો બોલી શકે, માટે હાલતો સાહેબજી!'

એફેઝયાથી પીડાતાં દરદીઓ કોઈ વખત થોડા કલાકમાં સારાં થાય છે, તો કોઈને સારાં થતાં મહીનાઓ લાગે છે. આ દરદને માટે ફકત દાકતરની તરતજ સલાહ લેવી અગતયની હોવાથી વધુ બ્યાન કરવું ફોકટ છે.

**એન્સ**—બે 'એન્સ' નો એક 'એમ' થાય છે. જુઓ 'પ્રીંટીંગ.'

**એમ. એ. લોઝેનઝીસ**—બ્લેક કરંટ પેસ્ત સાથે બે ગ્રેન્સ કલોરાઇડ ઑવ અમોન્યમને મીશ્ર કરો, અને તેની એક ટાંકણી કરો. દર ૩ કલાકે યા વારેઘડીએ એક યા બે લેવો. તેની પર M. A. ની નીશાણી કરો.

**એમેચ્યોર ખેલાડીઓ**—જુઓ 'નાટકીઓ.'

**એમોન્યા એન્ડ બાર્ક મીક્ષ્ચર**—૪૦ ગ્રેન્સ કારબોનેટ ઑવ એમોન્યા, ૧ આઉંસ લીકવીડ એક્ષટ્રેકટ ઓવ બાર્ક, ૮૦ મીનીમ્સ કલોરીક ઇઠર, ૧ આઉંસ સીરપ ઑવ ઓરેંજ પીલ અને ૮ આઉંસ ડીકોકશન ઑવ બાર્ક લઇને સઘળાંને ભેળી નાખો. દર ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી આ ઓસડ પીવું.

**એમોન્યા એન્ડ સેનેગા મીક્ષચર**—૦॥ ડ્રામ કારબોનેટ ઑવ એમોન્યા અને ૧॥ ડ્રામ સ્પીરીટ ઑવ ક્લોરોફોરમ લઇને ૮ આઉંસ ઇનફ્યુઝન ઓવ સેનેગા (senega) માં રેડો. દર ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી લેવી.

**એર-પમ્પ્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**એરીઓસ્તો**—આ પ્રખ્યાત (Ariosto) લખનારની ઓરલેન્ડો ફયુરીઓસો (Orlando Furioso) નામના પુસ્તકનો ઇંગ્રેજી તરજુમો ૧૫૯૧માં હેરીંગતને, ૧૭૫૫માં ક્રોકરે, ૧૭૮૩ માં હુલે અને ૧૮૨૫માં સ્ત્યુઅર્ત રોઝે કીધો હતો.

**એરીસતોતલ**—આ પ્રખ્યાત ફીલસુફના નીચલાં લખાણોનો તરજુમો ઇંગ્રેજીમાં થયો છે. 'એથીકસ' તથા 'એના ફેલેસીસ' તથા 'ઓન ગવર્નમેંટ' તથા 'પોએતીકસ' તથા 'રેહેતોરીક' ઇત્યાદી.

**એરીસ્તો ફેનીસ**—પ્રખ્યાત યુનાની રમુજી લખનાર Aristophanes ના નીચલાં પુસ્તકોનો ઇંગ્રેજીમાં તરજુમો થયો છે:—૧૮૨૨ માં મેચેલે 'કોમેડીઝ' (Comedies), ૧૮૨૪ માં કેરીએ 'ધી બર્ડસ,' ૧૮૮૭માં સ્તેનલીએ, 'ધી કલાઉડસ,' ૧૮૧૨માં ડનસ્તરે 'ધી ફરોગ્સ', ઇત્યાદી.

**એરીંગતનની ધાતુ**—૩ ભાગ કલાઇ અને ૨ ભાગ રૂપું લેવો.

**એલકેલાઇન લોશન**—૧ ચમચી કારબોનેટ ઑવ સોડાને ૧ પાઇંટ પાણીમાં પીગલાવો.

**એલન્સ હેર રીસ્તોરર**—૨ આઉંસ ગલીશરીન, ૧ આઉંસ ટીંકચર કેનથ્રીડીસ, ૮ ડ્રામ્સ ઑઇલ ઑવ બરગેમોંટ, ૪ ડ્રામ્સ મીલ્ક ઓવ સુગર અને ૪ ડ્રામ સુગરલેડને ૨ બાટલી સ્વચ્છ પાણી સાથે એકરસ કરો. આ રીસતોરરથી બાલ કાલા અને સાફ થાયછે. વળી તેથી બાલ વધેછે.

**એલુમ ગારગલ**—રાા ડ્રામ્સ એલુમ (Alum) અને ૧ આંઉંસ હની (મધ) લઇને ૧ પાઇંટ રોઝ વોટર (ગુલાબનું પાણી) સાથે ભેળો. ઉમરે પુગેલાંઓએ દહાડામાં ત્રણ અથવા ચાર વખત એ વાપડવું. મોહોડાંમાં આસરે બે ચમચા જેટલી દવા લઇ તેના કોગળા કરવા. દર વખતે ચાર વખત એ પ્રમાણે મોંહોમાં લઇ ગગલાવવું.

**એવલીન, જોન**—વીદયા હુનરની અને પરચુતન બાબદો લખનાર ઈંગ્રેજ(૧૬૨૦-૧૭૦૬). બોહન સીરીઝની 'ડાએરી ઑાવ એવલીન' વાંચો.

**એસીતેટ ઓવ મીક્ષચર**—૪૦ ગ્રેન એસીતેડ(Acetate) ઑાવ લેડ અને ૪ ડ્રામ ડાઇલ્યુટ એસીટીક એસીડ લઇને ૮ આંઉંસ સેનેમોન વાટરમાં ભેળી નાખો. દર ચચાર કલાકે બબે ચમચા ઉમરે પુગેલાંઓએ લેવી.

**એસીડ પ્રુફ, કાંસું**—ધાતુઓ ગાળવાની એક મોટી મુસ લઇ તેમાં ૧૫ ભાગ ત્રાંબુ, ૨$\frac{3}{5}$ ભાગ જસત, ૧$\frac{4}{5}$ ભાગ સીસું, અને ૧ ભાગ સુરમો (Antimany) નાખી તપાવી ગાળી કાઢો, એટલે Acid-proof Bronze થશે.

**એસીડ યા જસતની સામે ટકી રહે એવી શાઇ**—સોજું કાલું એશફેલટમ વારનીશ (Asphaltum Varnish) વાપડવું.

**એસીડની સીસીઓપર લેબલો**—જુઓ 'ગુંદર, એસીડની પ્પાટલી॰'

**એસીઆટીક દેનતીફ્રીસ**—જુઓ 'દાંતનું મંજન, એસી॰'

**એસ્ત્રીંનજેન્ટ મીક્ષચર**—૨ ડ્રામ ગેલીક એસીડ અને ૨ ડ્રામ ડાઇલ્યુટ સલફ્યુરીક એસીડ લઇને ૮ આંઉંસ પાણીમાં ભેલો. દર ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી લેવી.

**એસેંન્સ ઓવ જીરેન્યમ્સ**—૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રુફ વાલા આલકોહોલમાં ૬ આંઉંસ જીરેનીયમનું તેલ (Oil of Geranium) ઉમેરો.

**એસેંન્સ ઓવ પેટશોલી**—૩ આંઉંસ પેટશોલી (Patchauli) નું તેલ લઇ ૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રુફ વાલા આલકોહોલમાં મીશ્ર કરો.

**એસેન્સ ઓવ રોઝીસ**—૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રુફ વાલા આલકોહોલમાં ૩ આંઉંસ સોજું ગુલાબનું અત્તર નામી એકરસ કરો.

**એસેન્સ ઓવ વીતીવર્ત**—૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવેર પ્રુફવાલા આલકોહોલમાં ૨ આંઉંસ વીતીવર્ત (Vitivert) નું તેલ એકરસ કરો.

**એસેંન્સ ઓવ સેનતલ**—૮ આંઉસ સેનતલ (Santal) નાં અત્તર સાથે ૧ ગ્યાલન ૬૦ દીગરી ઓવર પ્રુફ વાલા આલકોહલને એકરસ કરો.

**એસેન્સ ઓવ સેલેરી**—૧ પાંઇંટ બ્રેંડી (Brandy) માં અડધો આંઉંસ સેલેરી (Celery) ના બીયાં ૧ પખવાડયું સુધી બોળી રાખો. તે મુદત પછી ગાળી કાઢો.

**એક્ષપ્લોઝન, બોઇલર્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**એક્ષેલસીયોર પરફ્યુમ**—Excelsior Perfume કરવું હોયતો નીચલી ચીજો એકરસ કરો :—૧ પેંત એનફલ્યુરેજ ઓરેંજ, ૧ પેંત એનફ્લ્યુરેજ જેસમીન, ૧ પેંત એસેન્સ ઑાવ રોઝીસ, અડધી પેંત ટીંકચર વેનીલા, ા પેંત ટીંકચર સીવેટ (Civet), અને ાા ડ્રામ બદામનું તેલ તથા ૧ પેંત એનફ્લ્યુરેજ એકેસીયા.

**ઓઇલ ઓવ વીતીઅલ**—Oil of Vitriol તે સલફ્યુરીક એસીડ (Sulphuric Acid) છે.

**ઓક ગ્રીન રંગનાં ઉનનાં કપડાં રંગવાં**—જુઓ 'એપલ ગ્રીન રંગના ઉનના કપડાં રંગવાં.'

**ઓકઝીમ્યુરીએત ઓવ તીન**—Oxymuriate of tin તે પરકલોરાઇડ ઑાવ ટીન (Perchloride of tin) છે.

**ઓકઝીમ્યુરીએત ઓવ પોતાશ**—Oxymuriate of Potash તે ક્લોરેત ઑાવ

પોતાશ (Chlorate of Potash) છે.

**ઓક્ઝીમ્યુરીએતીક એસીડ**—Oxymuriatic acid તે ક્લોરાઈન(Chlorine) સમજવું.

**ઓગસ્તાઇન, સેંત**—'કનફેશન્સ' તથા 'ધી સીતી ઑવ ગોડ' ઇત્યાદી પુસ્કોનો કર્તા.

**ઓતો રોઝ સોપ**—અગાડીથી હીંગલા રંગ સાથે મીશ્ર કરેલો ૭ રતલ કર્ડ સોપ (Curd Soap), ૧ આંઉસ ગુલાબનું અત્તર, ૦॥ આંઉંસ હીંદી જીરેન્યમ, અને ૦॥ આંઉંસ ઇન્ડયન સેનતલ (Indian Santal) એ સઘળાંને એકરસ કરો, એટલે Otto Rose Soap (ગુલાબી અત્તરનો સાબુ) બનશે.

**ઓથર્સ પ્રૂફ**—કમપોઝીટરે કાઢેલી ભુલો સુધારીયા પછી જે સોઝે અને ભુલ વગરના 'પ્રૂફ' નો કાગલ છપાવનારને આપવામાં આવે છે તે. છેલી નજરચુકથી રહી ગયલી ભુલો ફકત આ 'પ્રૂફ' માં સુધારવી જોઈએ. જુઓ 'પ્રીંટીંગ.'

**ઓપીએત ટુઠ પેસ્ત**—Opiate Tooth Paste નીચલી મેલવણીઓ એકરસ કીધાથી બને છે:—૦॥ રતલ મધ, ૦॥ રતલ સોઝા ચાકનો ભુકો, ૦॥ રતલ ઓરીસ પાઉદર (Orris Powder), ૦। આંઉંસ અફીમનો અરક, ૦। આંઉંસ હીરાબોળનો અરક (Tincture of Myrrh), ૦॥ દ્રામ લવંગનું અત્તર (Essence of Cloves), ૦॥ દ્રામ જાયફલનો અરક (Nutmeg Essence), અને ૦॥ દ્રામ ગુલાબનો અરક. આ પેસ્તથી દાંત મજબુત થાય છે.

**ઓરગેનીફાયર્સ**—જુઓ 'ધોયા વગરનાં ઇમલશન માટે ઓર૦'; 'ત્રાન્સપેરનસીસ માટે ઓર૦.'

**ઓરગેની ફાયર્સ, લેન્ડસ્કેપ માટે**—૩૦૦ ગ્રેન્સ આવળ-બાવળની છાલનુ સત(Tannin) અને ૨૦ આંઉંસ પાણી.

**ઓરડામાંથી ઉડતા રોગને કાઢી નાખવો**—ગંધકનો તેજાબ (Bisulphide of Carbon) વાપડવો.

**ઓરપીમેંત**—Orpiment ને પરસલફાઇડ ઑવ આરસેનીક (Persulphide of Arsenic) કહે છે.

**ઓર્મ, રોબર્ત**—તવારીખ લખનાર ઇંગ્રેજ (૧૭૨૮-૧૮૦૧). એણે રચેલાં બીજાં પુસ્તકોમાં 'હીસ્તોરી ઑવ હીંદુસ્તાન' ઘણું વખણાય છે.

**ઓર મોલુ**—જુઓ 'મોઝાઇક ગોલ્ડ.'

**ઓરેંજ ફલાવર સોપ**—૭ રતલ કર્ડ સોપ (Curd soap) સાથે બે આંઉંસ નીરોલીનું તેલ, ૨ આંઉંસ એસેનસીયલ ઑઇલ ઑવ ઓરેંજ અને ૦॥ આંઉંસ પેટી ગ્રેન (Petit grain) છુંદીને એકરસ કરો.

**ઓરેંજ રંગનાં રેશમી કપડાં રંગવાં**—પેહેલાં 'પીંક યાને ભભકાદાર રાતા રંગ' (જુઓ નુસખો) થી ૫ રતલ રેશમી કપડાં રંગવાં. પછી થંડાં પાણીથી સાફ કરી તે રંગને ૨ આંઉંસ પીકરીક એસીડ (Picric Acid) માં પીગલાવેલા નારંગી (Orange) રંગના પાણીથી ઢાંકી નાખો. પછી નીચોવીને સુકવો.

**ઓરેલીયસ, મારકસ**—આ પ્રખ્યાત રોમન સેહેનસાહના પુસ્તકોના ઇંગ્રેજીમાં તરજુમા થયા છે, જેમાં 'મેડીતેશન્સ' તથા 'તાઉકનીત્ઝ (Tauchnitz) સારાં છે.

**ઓલીવ રંગનાં ઉનનાં કપડાં રંગવાં**—૧૦ આંઉંસ ફસ્તીક (Fustic), ૮ આંઉંસ પતંગ (Logwood), ૪ આંઉંસ મજીઠ (Madder) અને ૨ આંઉંસ પીચઉદ(Peachwood) પીગલાવેલાં ગરમ પાણીમાં ૧ કલાક સુધી ૧૦ રતલ ઉનનાં કપડાં બોળી રાખવાં, પછી કપડાં ઉંચકી ઉપલાંજ પાણીમાં ૦। રતલ હીરાકશી પીગલાવેલું પાણી ઉમેરી તેમાં ૦॥ કલાક સુધી પેલાં કપડાં પાછાં બોળો, અને પછી બાહેર કાહાડી સુકવો.

**ઓસ્તીન, જેન**—ઇંગ્રેજી વાર્તા-લખનારી. (૧૭૭૫-૧૮૧૭). 'એમા,' તથા 'પ્રાઇડ એન્ડ પ્રેજુડીસ' તથા 'મેનસ્ફીલ્ડ પાર્ક' ઘણા સારાં પુસ્તકો છે. 'કેસલ્સ રેડ લાઇબ્રેરી એડીસન' ખરીદવા ભલામણ કરીએ છીએ.

**ઓક્ષાઈડ ઓવ ઝીંક પીલ્સ**—૨॥ ગ્રેન

ઓક્ષાઇડ ઓવ ઝીંકને એક્ષટ્રેકટ ઓવ લીકરીસ (Extract of Liquorice)ના પુરતા જથ્થામાં મસલવી. તેની ૧ ગોળી કરવી. ઉમરે પુગેલાંઓએ દર રાતે સુતી વેલા એકેક યા બબે લેવી. ૧ દજન બનાવી મુકવી.

**ઓરએક, બરથોલ્ડ**—એક જર્મન વાર્તા-લખનાર. ઘણાકોના તરજુમા ઈંગ્રેજીમાં કરવામાં આવ્યા છે, જેમાં 'વીલેજ સ્ટોરીઝ' (Village Stories) ઘણી વખણાય છે.

**અંધાપો, ઘોડાને થતો**—ગોળ અને અલસીના આટા સાથે ત્રીશ ગ્રેન્સ આયોદાઇદ ઓવ આયરન મીશ્ર કરી ૧ ગોલી વાલવી, અને તે દરરોજ આપવી. આ ગોલી સોજાના પરીણામ તરીકે અંધાપો આવ્યો હોય તે પર કામ લાગેછે.

**આઇરાઇટીસ**—જુઓ 'આંખમાં થતા આઇરાઈતીસ' વાલી બાબદ.

**આંકડાં, ઘોડાના પેટના પરદામાં થતાં**—ઘોડો જમીન પર પછડાઈ પડે છે; દમ ઘણોજ જોશથી ચાલે છે, અને તે લેતાં ઘણી મુસકેલી પડતી હોય એમ જણાય છે. આખું શરીર પાણી પાણી થઈ જાય છે; નાડી ઘણીજ ઝડપથી દોડતી પણ જોશ વગરની જણાય છે. ઘોડાનુ આખું શરીર થરથર ધ્રુજ્યા કરે છે. એનો ઉપાય એ છે કે શરીર પરથી સઘલો સામાન એકદમ ઉતારી નાંખી, તેના બદન પર તરતજ ગરમ જુહુલ નાખી તેને આરામ આપવો. આરામ પુરતો મલેલો જણાયકે હલવે હલવે તબેલામાં લઈ જઈ દર કલાકે નીચલી દવા પાવી. જો બે ત્રણ વખત પાવાથી ફરક માલમ પડેતો દવા દર તણ ત્રણ કલાકે પાવી. પેહેલી વખત દવા પાઇકે તરતજ તેના ચારે પગો સારીપેઠે કટકાથી લુછી નાખી તેમની ઉપર ગરમ કપડાંના પાટાઓ વીંટાલવા, અને આખાં શરીરને લુછી નાખવું. દવા નીચે પ્રમાણે બને છે:—૧ પેંત પાણીમા ૧ આંઉંસ અફીમનો અરક, ૧ આંઉંસ સલફ્યુરીક ઇથર અને ૨ ડ્રામ્સ સ્પીરીત ઓવ કેમફરને પીગલાવવું.

**આંકરૂં, આંતરડાંમાં અથવા હોજરીમાં આવે**—આંતરડાંમાં અથવા પીપડી આગલ જાણે કોઈ વલ દેતું હોય, અથવા ખેંચતું હોય એવી રીતે ખમી નહીં શકાય એવો ચુંકો વારંવાર થઈ આવે છે.

**આંખ આવવી**—Canjunctiva or Cold in the Eye જ્યારે થાય છે, ત્યારે આંખોમાં કાંકરો થઈ ઘણું દરદ થઈને તે રાતી થાય છે, સુજી આવે છે, અને તેઓમાંથી પાણી ગળયા કરે છે. એનો ઉપાય એકે (૧) ૦ાા રતલ આમળા, ૦ાા રતલ બેહેડાં, અને ૦ાા રતલ હરડાં લઈ સઘળાંને છુંદવું, અને તે થોડાંક પાણીમાં એક રાત ભીંજવી મુકી, સહવારના તે મેળવણીને ગાળી કાહડવી, તે વડે આંખોમાં ફટકા મારવા, અને તેજ મેળવણીમાં કટકો બોળી આંખો પર મુકવો. (૨) ૨૦ નંગ આલુ, ૭ ડ્રામ્સ સાથરા. ૬ ડ્રામ્સ હરડે, અને ૩ ડ્રામ્સ માયા લઈ સઘળાંને છુંદી અરધી બાટલી જેટલાં પાણીમાં ૬ આંઉંસ જેટલું બાકી રહે ત્યાં સુધી ઉકાલવું, પછી થંડું પાડીને ત્રણેક આંઉંસ જેટલું પીવું.

**આંખ ઉપર વાગે તેના ઈલાજો**—(૧) ઈંડયા રબરની અથવા ઓઇલ્ડ-સીલ્ક (Oiled-silk) ની કોથલીમાં બરફના કટકા મુકી આંખ ઉપર મુકવી. (૨) ઉંટના વાલની પીંછીને ટીંકચર ઓવ આરનીકા (Tinc. Arnica) મા બોળી આંખની આસપાસ લગાડવી. (૩) સાત ભાગ થંડા પાણીમાં એક ભાગ ટીંકચર ઓવ આરનીકા મેલવી નાખી તેમાં ઝીણો અને નરમ કપડાંનો કટકો બોળી કાલા ડાઘા વાલો ભાગ ધોવો, અને તેમાંજ કપડું બોળી આંખ ઉપર મુકી પાટો બાંધવો. (૪) છ ભાગ પાણીમાં એક ભાગ ટીંકચર ઓવ હેમેમેલીસ Tinc. of Hamamelis) ભેળી તેમાં ઝીણું અને નરમ કપડાંનો કટકો બોળી આંખ ઉપર મુકી પાટો બાંધવો.

**આંખમાં કચરો જાય**—(૧) ધુળ, ભુકો ઇત્યાદી રજકણો જો આંખમાં પેવસ થઈ હોય તો જે આંખ સાજી હોય તે આંખ ખુબ ચોલવી, પણ જેમાં કચરો ગયો હોય તેને જરા પણ હાથ લગાડવો નહીં. (૨) આંખનાં પાંપણો ઉઘાડી તેમાં પાણીના ફટકા મારવા, અથવા આંખને

સારીપેઠે પીવી. (૩) જો ડામર, તાવેલી ચરબી, ઈત્યાદીના છાંટા આંખમાં ગયા હોય તો આંખોમાં બદામના તેલના થોડાં ટીપાં નાખ્યાં કરવાં. (૪) જો લોખંડની રજકણો ગઈ હોયતો પાંપણો ઉંઘાડી તેની આગળ લોહચુંબક (Magnet) નો કટકો ધરવો, એટલે રજકણો આંખમાંથી નીકળી પેલા કટકા પર પોતાની મેલે જઈ પડશે. પછી આંખોને થંડા પાણીથી ધોવી.

**આંખ ઝાંખી**—૩ા। ગ્રેન્સ મોરથુથુ અને ૧ ગ્રેન કપુર લઈ બનેને ૧ આઉંસ ખખલતાં પાણીમાં પીગલાવી તે થંડું પડે કે બધું મલી ૧ બાટલી જેટલું થાય તેટલું બીજું થંડું પાણી ઉમેરવું ; પછી તે ગાળી કાઢી તે પાણીથી સહવાર સાંજ આંખ્યો ધોવી.

**આંખ ફટકો મારવાથી સુજે**—(૧) મુક્કી, ફટકો વગેરે જો પડે તો તરતજ સાલીડ તેલ અથવા તાજું માખણ આંખની આસપાસ લગાડયા કરવું. (૨) જો આંખ આસપાસ કાળો ડાઘ પડયો હોય તો સાત ભાગ પાણીમાં એક ભાગ ટીંકચર ઓવ આરનીકા (Tinc. of Arnica) ભેલી તે દવામાં ઝીણો, નરમ કપડાંનો કટકો બોળી તે ભાગ ધોયા કરવો. ઘણો વખત એ પ્રમાણે કર્યા પછી તેજ દવામાં એક કપડું બોળીને તે વડે આંખ પર પાટો બાધવો.

**આંખમાં થતા 'આઈરાઈટીસ'**—જ્યારે Iritis થાય છે, ત્યારે બીલકુલ જોવાઈ શકાતું નથી. કીકીના કુંડાળાનો રંગ બદલાઈ જાય છે, જેમકે જો અસલ કાલો હોય તો રાતો થાય છે, અથવા બ્લુ હોય તો લીલો થાય છે. આંખોમાંથી ઘણું પાણી ગળયા કરે છે. કીકી સંકોચાય છે, અથવા તદન બંધ થાય છે, તથા તેના કુંડાળાંની કોર આંખના પીલોરી પદાર્થ સાથે વલગી જઈને તેમાં ગાંઠો થાય છે, અને તેથી ગાંઠો જ્યારે ફુટે છે ત્યારે ચાડાં પડે છે.

**એનો ઈલાજ**—૬ આઉંસ પાણીમાં ૬ ડ્રામ્સ બાલસમ ઓવ કોપેબા (Balsam of Copayva or Copaiba) અને ૪ ડ્રામ્સ ગુંદરનો ભુકો પીગલાવી, તેમાંથી પોણું પોણું વાઈન ગ્લાસ લઈ ત્રણ ત્રણ કલાકે પીવું.

**આંખ બચ્ચાંને આવે**—૧ આઉંસ પાણીમાં ૬ ગ્રેન્સ ફટકી યાને ફટકડી પીગલાવી, તે પાણી પીચકારી વડે આંખો ઉંઘાડી તેમાં મારવું, અને રાત્રે સુતી વેળા થોડો સપેતીનો મલમ પાંપણોને લગાડવો.

**આંખનો વરમ**—(૧) રાતના સુતી વેળા એપેરીયંત પીલ (જુઓ નુસખો) ની ૧ ગોળી લેવી, અને સહવારના બે ચમચા સેલાઈન ઓર પરગેટીવ બ્હાઈત મીક્ષચર (જુઓ નુસખો) ના લેવા. પછી ૧ આઉંસ ગાળેલાં પાણીમાં ૬ ગ્રેન્સ ફટકી નાખી તે પાણીથી ૨ યા ૩ કલાક સુધી આંખો ધોયા કરવી. વચમાં વચમાં કુક્કાં પાણીએ પણ ધોવી. રાતના સુતી વેલા પોપચાંની કીનારી પર બકરાંની ગરમ ચરબી લગાડવી. (ક) જો તાવ હોય તો એકોનાઈટ મીક્ષચર તેનાં મઠાલાં હેઠલ જણાવ્યા પ્રમાણે લેવી. (ખ) જો નબલાઈ હોય તો દહાડામાં ૩ વખત અને ખાધાની ૦ા। કલાક અગાઉ બબે ચમચા તોનીક કવીનાઈન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. અને ખાધા પછી અકેક ચમચી મગરના તેલ (Cod-liver oil) ની પાણીમાં યા દુધમાં પીવી. (૨) જો લાંબા વખતનો વરમ હોય તો ૧ આઉંસ પાણીમાં ૩ ગ્રેન્સ ફટકી અને ૧ ગ્રેન સલફેત ઓવ ઝીંક (Sulphate of Zinc) પીગલાવી તેમાં ઝીણો અને નરમ કપડાંનો કટકો બોળી આંખપર મુકવો, અને કાનપટ્ટી પર રાઈનું પાંડદું ભીંજવી મુકવું. (૩) જો આંખ લાલ થઈ હોય તો દર ત્રણ યા ચચાર કલાકે અકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી.

**આંખ સુજી આવીને પાણી ઝરકે**—Blear Eye માં આંખોનાં પોપચાં સુજી આવીને, આંખોના બન્ને ખુણાઓ રાતાં થાય છે. એનો ઉપાય એકે ૨ મોટા ચમચા જેટલાં પાણી માં ૫ ગ્રેન્સ સલફેત ઓવ ઝીંક (Sulphate of Zinc) પીઘલાવી, તેમાં કપડાંનો એક કટકો બોળી તે વડે વારંવાર આંખ ભીંજવેલી રાખવી.

**આંખ સુજીને તેમાંથી પાણી ઝરકે**—(૨) ૦ા। પેંત પાણીમાં ૧ ડ્રામ ફટકી નાખી, તેમાં

નરમ કપડાંનો કટકો બોળી આંખપર મુકવો, અને નીચલી દવાઓમાંથી એક વાપડવી :— (ક) મગરના તેલ સાથે દહાડામાં ત્રણ વખત બબ્બે ચમચા કવીનાઇન એન્ડ આયરન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. (ખ) દર ત્રણ કલાકે એકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી. (ગ) દર કલાકે એકેક ચમચી પલસેતીલા મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી.

**આંખ, સુજેલીનો ઇલાજ**—મારામારી કરવાથી અથવા પડી જવાથી આંખની આસપાસની જગ્યા સુજી આવી કાળી (Black Eye) થાય છે; એનો ઇલાજ એકે ગરમ પાણીથી તે જગ્યા પર વારંવાર સેક કરવો.

**આંખો નબલાઇથી આવે, પાણી ગળીયા કરે અને જોવાય નહી તેના ઇલાજો**—(૧) જ્યારે નાડી ઝડપથી ચાલે, ચામડી સુક્કી હોય, અને પાણીની તરસ ઘણી લાગે ત્યારે 'એકોનાઇટ મીક્ષચર' ના નુખસામાં જણાવેલા પ્રમાણમાં એજ દવા લેવી. (૨) જો જોવાય નહી, અને આંખની બાજુ આગળ ઘણું દુખ થાય તો 'બેલેડોના મીક્ષચર' ના નુસખામાં જણાવેલા પ્રમાણમાં એજ દવાનો ઉપયોગ કરવો. (૩) ડોળામા ઘણોજ ખમાય નહી એવો દુખારો થાય અને આંખમાં અગન બળે તો દર ચાર કલાકે એકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી. (૪) જો કાંઇ હથીયાર ભોકાયાથી એ પ્રમાણે બન્યું હોય તો 'આરનીકા મીક્ષચર' ના નુસખામાં જણાવેલા પ્રમાણમાં એજ દવા લેવી. (૫) જો આંખના પાંપણો વલગી જતાં હોય અને ઘણું પાણી ગળે તો 'પલસેતીલા મીક્ષચર' ના નુસખામાં જણાવેલા પ્રમાણમાં તે દવા વાપડવી. (૬) જો સાધારણ ઉપાયોથી કાંઇ ફાયદો નહી જણાય તો દર ચાર કલાકે ફોસફરસ સોલ્યુશન (જુઓ નુસખો) નો 'ડોઝ' લેવો.

**આંચકી**—દરદીને બીછાણા પર સુવાડી મુકી ત્યાં જરાપણ બીજાંઓએ ખખડાત યા હાલચાલ કરવી નહી જોઇએ. જરા પણ હાથ લાગવાથી, થંડો પવન લાગવાથી અથવા દુરનું ખારાશું અફડાવાથી હુમલો એકદમ ઉભરી નીકલે છે. દવા તરીકે 'જેલસીમીનમ મીક્ષચર' ના મઠાલાં હેઠલ જણાવેલા નુસખામાં જણાવ્યા પ્રમાણે તે દવા પાવી.

**આંચકી માટે ઇલાજ**—Tetanus યાને ધનુરવા માટે નીચલો ઇલાજ છે:—ખરડાનાં કાંઠામાં વેદના થાય તો ત્યાં જળો મુકાવવી, અથવા ગાયના ફુક્કામાં બરફ ભરીને રાત દહાડો ત્યાં રાખવું જેવો દુખારો નરમ પડે કે તે કાહાડી નાખી, ગાંજાનાં ફુલ તથા બીયાં, પાણીમાં નાખી ખુબ મસલીને, એક હુક્કામાં યાને ગુરગુરીમાં મુકવાં, અને તે સલગાવી તેનો ધુંઓ દરદી પાસે ખેંચાવવો. જેવી તેને ઉંઘ આવવા માંડે કે વધારે આપવા નહી; જો થોડો વખત પછી પાછી ખેંચતાણ થાય તો ફરીથી ધુંઓ ખેંચાવવો. આ પ્રમાણે વારંવાર કરયાથી આંચકી નરમ પડે કે પછી કુવીનાઇન, દારૂમાં ભેલી, દરદીને પાવું.,

**આંજણી**—જ્યારે Hordeolum અથવા Sty થાય છે, ત્યારે આંખોના પાંપણોના થડમાં ઝીણી ફોલ્લી થઇ દુખારા સાથે અગન બલેછે. એના ઇલાજો (૧) 'પલસેતીલા મીક્ષચર' તે નામના નુસખામાં જણાવેલા પ્રમાણમાં પીવી. (૨) ઉમરે પુગેલાંને વારાફરતી અને દર કલાકે એકેક ચમચી એકોનાઇટ મીક્ષચર (જુઓ નુસખો) ની અને પલસેતીલા મીક્ષચર (જુઓ નુસખો) ની આપવી. (૩) દીવસના ગરમ પાણીથી આંખો ધોયા કરવી, અને રાતના 'ઓઇલ-સીલ્ક' ના કપડાંથી વીંટાલેલી પાંઉની પોલ્ટીસ કરવી. મગરના તેલનો ઉપયોગ કરવો ચાલુ રાખવો. (૪) સીંદુરનો મલમ આંજણી પર લગાડવો. જો આંજણી સફેદ થઇને તેમાંથી બીયો બાહાર નહી નીકલે તો સંભાલથી સોય અથવા એવાંજ બીજાં ઝીણા હથીયારની અણીથી હલવે હલવે કોતરીને તે બાહેર કાઢો.

**આંટણના ઉપાયો**—(૧) નવસાગરનું જલદ અને ધારૂં પાણી બનાવી, તેમાં કપડું બોળી આંટણ પર મુકવું; અને તે ભીણું ને ભીણુંજ રાખવું. (૨) બાલેલું મીઠું તેલ દર રાતરે આંટણ પર લગાડવું.

**આંટરીયા અથવા ટાઢીયા તાવ વાલો**—(૧) જ્યારે દરદ પોતાના પુર જોસમાં હોય ત્યારે કસોબી ઉપાય કામે લાગતો નથી. (૨) જોસ નરમ પડે કે ટાઢીયા તાવના ઉપાયવાલા નુસખામાં જણાવ્યા પ્રમાણે ઉપાયો કરવા. (૩) જેમ બને તેમ દુધ, બીફ, ચાહ, અને થોડો થોડો દારૂ લેવો. (૪) આંદરાત પર એનું જોસ વધારે હોય છે, તેથી તે દીવસની થોડા દીવસ અગાડીથી ઉપાયો અજમાવવા પાછા ચાલુ કરવા.

તાઢીયા તાવના નુસખામાં જણાવ્યા પ્રમાણે દરદીની સારવાર કરવી, પણ જો એ ઉપાય કારગત ન લાગે તો ઉપર જણાવેલા પ્રમાણમાંજ સ્ત્રોંગ કવીનાઇનમાં ૧૦ મીનીમ્સ ટીંકચર ઓવ જેલસીમીનમ (Gelseminum) ઉમેરવું.

જો ઝાડો બંધ થયો હોયતો રાતના સુતી વેળા કેલોમેલ પીલ (જુઓ નુસખો) ની એક ગોળી આપવી. જો કે દરેકને એ અગત્યની નથી.

**આંબાકળીયો**—(૧) ૦॥। શેર જીણા કાંદા લઇ સમારવા, અને પાંચેક કાચી યા પાકી(જુઓ કે સાખાની નહી હોય) કેરી લઇ, છાલ છોલી તેની ચીર કરી પાણીમાં ભીંજવવી. પછી એક તપીલીમાં નવટાંક જેટલું ઘી નાખી, ચુલાપર મુકી, પીગલાવી, તેમાં ૧ શેર સોજો ગોળ નાખવો, અને ગોળ તદન પીગલી રહે કે તેમાં ૦॥। કળશીયો પાણી નાખી ચમચથી એકરસ કરી તેમાં પેલા કાંદા નાખવા, અને ચમચ કરી ઢાંકણ વાળવું. કાંદા અરધા ચરે કે તેમાં કેરીની પેલી કાતરીઓ ઉમેરવી, અને સઘલું એકરસ કરી, ઢાંકણ ઢાંકવું. થોડું પાણી બળે કે તપીલીને ઇંગાર પર મુકવી, અને પાણી બળી જાય કે નીચે ઉતારી પાડવી; (૨) જો ગોસ્તનો બનાવવો હોય તો જે વખતે ગોળના પાણીમાં કેરીની કાતરીઓ ભેળો તે વખતે 'ખારૂં ગોસ્ત' પણ સાથે ભેળવું, અને ચમચ કરી, આંબાકળીયાની રીત પ્રમાણે કરો.

## ઈ

**ઇનજીન**— જુઓ 'વરાળ યંત્ર.'

**ઈનોઝ ફ્રૂત સોલ્ત**—૧ આંઉંસ પોતાશ બાઇતારત્રાઝ, ૧ આંઉંસ સોડા બાઇકારબોનાઝ, ૧ આંઉંસ તારતરીક એસીડ, ૧ આંઉંસ સીતરેટ ઓવ મેગનીશીઆ, ૦॥। આંઉંસ મીઠું (જોલાબનુ), અને ૧ આંઉંસ મેદા ખાંડ, લઇ સઘલાંને એકરસ કરવું. આ સઘલી ચીજો તદન સુકકી જોઇએ.

**ઈનટરમીજીયેટ ફ્રેમ**—'સ્લબીંગ ફ્રેમ' માંથી નીકલેલો સ્લીવર વધારે પાતલો અને વધારે વલદાર આ સાંચામાં થાય છે, જેથી આગલ કરતાં જરા મજબુત પણ થાય છે. વધુ વર્ણન માટે જુઓ 'સ્પીનીંગ, કોટન'.

**ઈનતેન્સીફાઈંગ સોલ્યુશન**—જુઓ 'કોલોડીયોન ઇમલશન માટે ઇનતેન૰'

**ઇનતેન્સીફાયર, મોન્કહોવનનું**—(અ) ૧૦ ગ્રેન બ્રામાઇડ ઓવ પોતાસ્યમ અને ૧૦ ગ્રેન બાઇકલોરાઇડ ઓવ મરકયુરી (Bichloride of mercury) ને ૧ આંઉંસ પાણી સાથે ભેલી નાખો. (બ) ૧૦ ગ્રેન સોજું સાઇએનાઇડ ઓવ પોતાસ્યમ (Cyanide of Potassium)અને ૧૦ ગ્રેન નાઇત્રેટ ઓવ સીલવરને ૧ આંઉંસ પાણીમાં પીગલાવો. પછી નેગેટીવ જ્યાં સુધી સુફેદ રંગ પકડે ત્યાં સુધી અ મેલવણીમાં રેહેવા દેવો; પછી વીછલીને બ સોલ્યુસનમાં બોલો.

**ઇનતેન્સીફીકેસન, નેગેટીવ માટે**—જુઓ 'નેગેટીવ માટે સેહેલું ઇનતે૰'

**ઇન્ડીયન ઇંક**—માયાને સરસના પાણીમાં પીગલાવી લાહી જેવું બનાવો. આ લાહીને થોડાંક ગરમ કીધેલાં પાણીમાં ધોઇ નાખી બીજાં સોજાં સરસના પાણીમાં પીગલાવી, ગાળી નાખો, અને તેની અંદર પુરતો જાડો કાજલ યાને મેસનો ઉમેરી સારી પેઠે કાલવો; પછી તેમાં સેજ કપુર નાખી, એક બે દીવસ રાખી મુકી, ગાળી કાઢી વાપડો.

**ઈન્ડીયન હેમ્પ પીલ્સ**—૦॥ ગ્રેન એક્ષત્રેકટ ઓવ ઇન્ડીયન હેમ્પ (Extract of Indian Hemp)ની એક ગોલી કરવી. ઉમરે પુગેલાંઓએ દહાડામાં ત્રણ વખત અકેકી લેવી.

**ઇનદેન્ત**—જુઓ 'પ્રીંટીંગ.'

**ઇનદેન્શન**—જુઓ 'પ્રીંટીંગ.'

**ઇન્ફન્ટસ વાયોલેત પાઉડર**—Infant's Violet-Powder માટે નીચલી ચીજો લેવોઃ —૧૪ રતલ ઘઉંનું દુધ (Starch of Wheat), ૩ રતલ ઓરીસ-રૂત (Orris-root) નો અથવા જાયફલનો ભુકો, ૦ાા આઉંસ ઇસેન્સીયલ ઓઇલ ઓવ બરગેમોટ અને ૦। ડ્રામ ઇસેનસીયલ ઓઇલ ઓવ આમન્ડ

**ઇનહેલેશન ઓવ ઓઇલ ઓવ જીયુનીપર**—૨૦ મીનીમ્સ ઇંગ્લીશ ઓઇલ ઓવ જીયુનીપર (Juniper) અને ૧૦ ગ્રેન્સ લાઇટ કારબોનેટ ઓવ મેગનીસીયા (Light Carbonate of Magnesia) લઇને તેમને ૧ આઉંસ પાણીમાં એકરસ કરો.

**ઇનહેલેશન ઓવ ફ્રાયર્સ બાલસમ**—૧ આઉંસ કમપાઉન્ડ ટીંકચર ઓવ બેન્ઝોઇન (Friar's Balsam)ને એક પાઇંટ ઘણા ગરમ (૧૪૦ ફેરનહીટ ડીગરી વાલાં) પાણીમાં નાખવું. ઉમરે પુગેલાંઓ દહાડામાં ૩ યા ૪ વખત ૧૦ મીનીટ સુધી સુંઘો. સાધારણ 'જગ' (Jug) કામે લાગી શકશે, પણ 'ઇનહેલર' (Inhaler) યંત્ર હોયતો વધારે ઠીક. દાખલા તરીકે મારતીનડેલસ પોરતેબલ ઇન્હેલર લેવો. એક મીનીટમાં ૭થી વધુ વખત સ્વાસ લેવો નહી, અને એ દવાને સુંઘીયા પછી અડધા કલાક સુધી બાહેર જવું નહીં.

**ઇનીસ્યલ લેતર્સ**—જુઓ 'પ્રીંટીંગ'

**ઇનેમ્લ**—જુઓ 'બાઇસીકલ માટે પ્રવાહી મીનો'.

**ઇપીકેકીયુએન્હે એન્ડ સ્કવીલ મીક્ષચર**—૨ ડ્રામ (Ipecacuanha) (ઇપીકકયુએનહ) વાઇન, ૧ ડ્રામ ટીંકચર ઓવ સ્કવીલસ, ૦ાા ડ્રામ લોડેનમ (અફીમ), અને ૦ાા આઉંસ ત્રીકલ લઇને ૮ આઉંસ પાણીમાં પીગલાવો. દર ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી પીવી.

**ઇપીકેકયુએન્હેમીક્ષચર**—૧ ડ્રામ ઇપીકેકયુએનહે (Ipecacuanha) વાઇન લઇને ૮ આઉંસ પાણીમાં ભેલો. ઉમરે પુગેલાંઓએ દર કલાકે એકેક ચમચી લેવી.

**ઇમપ્રીંટ**—છાપનાર અથવા પ્રગટ કરનારનું નામ પરચુતણ કામ અથવા ચોપડીઓનાં તાઇતલ-પેજમાં છાપવામાં આવે છે તે. જુઓ 'પ્રીંટીંગ'

**ઇમપોજીશન**—એમાં 'મેકીંગ-અપ પેજીસ' 'લોકીંગ-અપ', 'સ્લેઇંગ-અપ' અને 'લોકીંગ-અપ ફોરમ્સ, ફોર કરેકશન્સ' 'રીમાર્કસ' અને 'મેકીંગ ધી પેપર મારજીન' આવે છે. જુઓ 'પ્રીંટીંગ'

**ઇમરસન, રાલ્ફ વાલ્ડો**—પ્રખ્યાત અમેરીકન નીબંધ લખનાર (૧૮૦૩-૧૮૮૨). જોન મોરલીએ ૭ વોલ્યુમ્સમાં કાઢેલાં 'વર્કસ ઓવ ઇમરસન' નામના પુસ્તકો વાંચો.

**ઇમલ્સન, પેનક્રીએટીંગ ઓવ કોડ લીવર ઓઇલ એન્ડ હાઇપો ફોસ્ફાઇત્સ**—Pancreating Emulsion of Cod Liver Oil and Hypophosphites નીચે પ્રમાણે બનશે. એ પ્રમાણે ન્યુ યોર્કની બેલ્વુ મેડીકલ કોલેજ હોસ્પીતાલમાં બનાવે છે. ૮ આઉંસ કોડ લીવર ઓઇલ (Cod Liver Oil), ૧૫ મીનીમ્સ ઓઇલ ગોલઠીરીયા (Oil Gaultheria), અને ૧૦ મીનીમ્સ કડવી બદામનું તેલ (Oil Bitter Almonds) લઇને ૨ આઉંસ ગમ એકેસ્યા (Gum Acacia) સાથે મીશ્ર કરો. પછી ૫ આઉંસ પાણીમાં ૯૦ પરસેંતવાલું પેન્ક્રીએટાઇન (Pancreatine, 90 per cent.), ૬૦ ગ્રેન્સ પેપસીન (Pepsin, U. S.), ૬૦ ગ્રેન્સ કાલ્સીયમ હાઇપાફોસ (Calcium Hypophos) અને ૬૦ ગ્રેન્સ સોડીયમ (Sodium) પીગલાવી તેલો વાલાં આગલાં મીક્ષચરમાં ઉમેરીને મીશ્ર કરો, અને પછી તેમાં ૧ાા આઉંસ સ્પીરીત ફ્રમેન્ટી (Spirit Frumenti) ઉમેરો.

**ઇમલ્સન, સીમ્પલ, ઓવ કોડ લીવર ઓઇલ**—Simple Emulsion of Cod Liver Oil નીચે પ્રમાણે બનાવો :—એક બલમાં ૧૩ આઉંસ (તોલમાં) કોન્શેન્ત્રેતેડ (Concentrated) ઇમલ્સન ઓવ કોડ લીવર ઓઇલ, અને ૨૪ ટીપાં (Drops) ઓઇલ

ઓવ વીન્તરગ્રીન (Oil of Winter-green) નાખી સઘલાંને સારી પેઠે વાટો. પછી ઘુંટતા જઇ પેહેલાં હલવે હલવે ૩ આંઉંસ (માપમાં) જેટલું પાણી નાખતાં જવું, અને પછી ૧ આંઉંસ (માપમા) શીરો (Syrup) નાખી સઘલાંને બરાબર એકરસ કરવું.

**ઇમેટીક દરાફ્ટ**—૨૦ ગ્રેન્સ સલફેટ ઓવ ઝીંક અને ૦ાા આંઉંસ ઇપીકેકયુએનહે (Ipecacuanha)વાઇન લઇને ૧ આંઉંસ પાણીમાં ભેલો. ઉમરે પુગેલાંઓએ તરતજ આ દવા પી જવી. ગરમ પાણી પીધાથી એ દવાનું જોર વધુ થાય.

**ઇયુ દી જેવેલ, ફ્રમ પરથી હાઇપો કાઢવા માટે**—૨ આંઉંસ સુકાં કલોરાઇડ ઓવ લાઇમ (Dry Chloride of Lime) સાથે ૩૦ આંઉંસ પાણી ભેલો પછી બીજા ૧૦ આંઉંસ પાણીમાં ૪ આંઉંસ કારબોનેટ ઓવ પોતાશ પીગલાવો, અને બન્ને પ્રવાહીને એકરસ કરી ઉકાલીને પછી ગાલી કાઢો.

**ઇરવીંગ, વોસીંગતન**—પરચુતન બાબદો લખનાર એક અમેરીકન (૧૭૮૩-૧૮૫૯). 'ધી સ્કેચ બુક' ઘણી રસીલી છે. બોહન સીરીઝની 'વર્કસ ઓવ વોસીંગટન ઇરવીંગ' વાંચો.

**ઇલ્યત, જીયોર્જ**—મીસીસ જીયોર્જ હેનરી લ્યુઇસ નામની પ્રખ્યાત વારતા લખનારીએ ધારણ કીધેલો એ તખલ્લુસછે.(૧૮૨૦-૧૮૮૦). ઓગણીસમી સદીના ઇંગ્રેજ વારતા લખનારાંઓમાં એ પેહેલ્લી આવેછે. એના પ્રખ્યાત નોવેલોમાં 'એડમ બીડ' તથા 'મીલ ઓન ધી ફ્લોસ' તથા 'રોમોલા' તથા 'સીન્સ ઓવ આ કલેરીકલ લાઇફ' તથા 'સીલાસ મારનર' નામની વારતાઓ ઘણી વખણાયછે. આ પ્રખ્યાત છેલ્લી વારતાનો તરજુમો 'એદલકાકા' નામે ગુજરાતીમાં, પ્લોટમાં ઘટતા ફેરફાર સાથે, થયલો છે. જુઓ:—' વાછા, માણેકજી એદલજી.'

**ઇલેકતમ**—Electrumની રૂપાં જેવી ધાતુ બનાવવી હોય તો ૮ ભાગ ત્રાંબુ, ૪ ભાગ નીકલ (Nickel), અને ૩ ભાગ જસતને મુસમાં નાખી પીગલાવો.

**ઇલેકતમ કઠણ**—૮ ભાગ ત્રાંબું, ૬ ભાગ નીકલ, અને ૩ ભાગ જસતના લઇ મુસમાં નાખી પીગલાવો.

**ઇલેકતીકલ સીમેંટ**—Electrical Cement વીજલીક તેમજ રસાયનને લગતાં ઓજારો સાંધવા કામે લાગે છે, અને તે નીચે પ્રમાણે બને છે :—૫ રતલ રાળ, ૧ રતલ મીન, ૧ રતલ રાતો (Red Ochere) રંગ, અને ૨ આંઉંસ પ્લાસ્તર ઓવ પેરીસ લઇને ધીમી આંચે પીગલાવો.

**'ઇલેકત્રો ટાઇપ' પર કાસાંનું પડ**—(૧) નવસાગર, ખાંડ, અથવા સાધારણ નીમકમાં થોડા દીવસ સુધી ચાંદ અથવા આકાર ડુબાવી રાખો, પછી પાણીથી ધોઇ કાઢી, હળવે હળવે સુકાવા દેવો. (૨) જણસને નરમ સલફયુરેત ઓવ એમોન્યા (નવસાગર) થી ધોઇ, થોડી ગરમાથી હળવે હળવે સુકવો, પછી કઠણ 'બ્રશ' થી તેની ચલક કાહાડો.

**ઇવેપોરેટીંગ લોશન**—૨ાા આંઉંસ રેકટીફાઇડ સ્પીરીટ (Rectified Spirit) ને ૦ાા પાઇંત પાણીમાં મીશ્ર કરો.

**ઇસ્ચીલસ**—Æschylus ના પ્રખ્યાત નીચલાં પુસ્તકોનો ઇંગ્રેજીમાં તરજુમો કરવામાં આવ્યો છે. ૧૭૭૭માં ત્રેજેડીઝ (Tragedies) નો, ૧૮૨૪ માં એગેમેમનોન (Agamemnon) નો, ૧૮૫૦ માં લીરીકલ ડ્રામાસ, ૧૮૬૮ માં ઓરેસ્તીસ, ૧૮૬૬ માં પ્રોમેઠીયસ વીંકતસ, અને ૧૮૬૪ માં સેપતેમ કોનતા ઠીબીસ.

**ઇસપ**—એની પ્રખ્યાત બોધકારક વારતાઓની ચોપડીને ઇંગ્રેજીમાં ઇસપ્સ ફેબલ્સ (Æsop's Fables) કહે છે. ૧૪૮૪ માં વીલીયમ કેક્ષતને એનો ઇંગ્રેજીમાં તરજુમો પેહેલવેહેલો કીધો હતો. ગુજરાતી તરજુમો 'મુંબઇ સમાચાર ઓફીસ' માંથી છપાઇ બાહેર પડયોછે.

**ઇસેનસ્યલ સોલ્ત ઓવ લેમન્સ**—Essential Salt of Lemons.તે બાઇનોકઝોલેત ઓવ પોતાશ (Binoxalate of Potash) સમજવું.

**ઇંગ્રેજી અને ગામઠી તોલનો કોઠો—**
૧ ગ્રેન=૧ ઘઉંભાર. ૩ દ્રામ્સ=તોલો.
૧૫ ગ્રેન=૧ માસો. ૨॥ તોલા=૧ આંઉંસ.
૪ માસા=૧ દ્રામ. ૪૦ તોલા=૧ રતલ.

**ઈંગ્રેજી તોલ—**
૨૦ ગ્રેન=૧ સ્ક્રૂપલ. ૮ દ્રામ=૧ આંઉંસ.
૩ સ્ક્રૂપલ=૧ દ્રામ. ૧૬ આંઉંસ=૧ પાઉંડ.

**ઈંગ્રેજી બારૂત**—૭૫ ભાગ સુરોખાર, ૧૦ ભાગ ગંધક, અને ૧૫ ભાગ કોળસાનો ભુકો (Charcoal) લેવો.

**ઇંગ્રેજી માપ—**
૬૦ મીનીમ=૧ દ્રામ.
૮ દ્રામ=૧ આંઉંસ.
૨૦ આંઉંસ=૧ પાઇંટ (પેંટ).
૮ પાઇંટ=૧ ગ્યાલન (૪ બાટલી).

**ઇંન્ચબોલ્ડ, એલીઝાબેથ**—વાર્તા અને નાટક લખનારી. (૧૭૫૩-૧૮૨૧) આ ઇંગ્રેજ બાનુના ગ્રંથોમાં 'નેચર એન્ડ આર્ટ' તથા 'એ સીમપ્લ સ્તોરી' ઘણા વખણાય છે.

**ઇંડાં, આરનેલાં**—એક કહરાઇમાં મોટો ચમચો સોજું ઘી નાખી, ગરમ કરી તેમાં ૨ ઇંડાં ભાંગીને નાખવાં, અને તરતજ દોહવા શરૂ કરવું, પણ ઇંડાં નાખતી વેલાજ ચમટી જેટલું નીમક નાખવા ભુલવું નહી. એજ ઇંડાં કકણ થાય કે ઉતારી પાડો.

## ઉ

**ઉનના કપડાં રંગવા પેહેલાં ધ્યાનમાં રાખવા જોગ સુચનાઓ**—(૧) કપડા અંદર ડુબે એટલું રંગોનું પાણી દર વખતે જોઇએ. (૨) રંગવા પેહેલાં સોડા ક્ષાર (Soda No.2) ના પાણીમાં કપડાં બોળવાં. (૩) જો જુનો રંગ બધી ગમથી સરખો નહી હોય તો દર ગ્યાલન પાણીએ બે આંઉંસ બાઇસલફેત ઓવ પોતાશ (Bisulphate of Potash) પીગલાવી, તેમાં ઉનના કપડાં બોલવાં. (૪) દરેક રંગનું પાણી ખખલતું જોઇએ. (૫) વાસણોમાં લાકડાંના પીપો વાપડવાં. (૨) ધોવાનું પાણી થંડું જોઇએ; જ્યાં ગરમ લખ્યું હોય ત્યાંજ ગરમ લેવું.

**ઉનના કપડાં પર બલુ રંગ ચહાવવાની કળા**—૧૫૦ વાર ઉનના કાપડ માટે ૦ા પેંત સલફ્યુરીક એસીડમાં ૧ રતલ ફટકીનું પાણી અને ૧॥ આંઉંસ ગુલીનો અર્ક નાખી એકરસ કરી તેમાં કપડાંને બોળો, અને તે રંગના પીપને ગરમી આપો. જ્યારે પીપમાંની મેલવણી પુરતી ગરમ થાય ત્યારે તેમાં બીજો ૧॥ આંઉંસ ગુલીનો અર્ક નાખી, તે રંગીન પાણીમાં કકડા પાડો.

**ઉનના કપડાં પર રાખડીયો રંગ**—૭૫ વાર કપડાંને ૧ રતલ તારતાર, ૧ રતલ ફતકી, ૮ આંઉંસ સોગઉદ, ૪ આંઉંસ ગુલીનો અર્ક, અને ૨ આંઉંસ ફસતીકની મેલવણીઓથી તૈયાર કીધેલાં પાણીમાં બોળો, અને રંગના પીપને પાણીમાં કકડા આવે તેમ ગરમ કરી, ૦ા કલાક કકડા પડે તેમ ઉકાળી પાણીથી ધોઇ નાખો.

**ઉનના કપડાં રંગવાં**—જે જાતનો રંગ જોઇતો હોય તે રંગના અક્ષર વાલાં મથાલાં હેથલ આપેલી રીતે જુઓ.

**ઉટીયાં ટુટીયાંની નીશાણીઓ**—આ Dengue Fever નામનો એક જાતનો તાવ છે, જેનું જોશ એકાએક ઉભરાઇ આવી ૨૪ યા ૪૮ કલાક રહી પછી નરમ પડે છે. તાવ આવ્યા પછી ત્રીજે દહાડે ચામડી પર લાલ છાટ પડે છે. આ તાવ વખતે માથાંમાં અને ડોળામાં ઘણો ટોંસો લાગે છે, અને શરીરનું માંસ તથા સાંધાઓ સુજી આવી ઘણા જોરમાં દુખે છે.

**ઉટીયાં ટુટીયાંનો ઈલાજ**—૧૫ ગ્રેન્સ એક્ષત્રેક્ત ઓવ જેનશીયન (Ext. Gentian) સાથે ૧॥ ગ્રેન એક્ષત્રેક્ત ઓવ બેલેડોના(Ext. Belladonna) મેલવી તેની ૩ ગોળીઓ બનાવી, એકેક ગોળી ત્રણ ત્રણ કલાકે પાણી સાથે ગલાવવી.

**ઉટીયાં ટુટીયાંનો દેશી ઇલાજ**—સ્વચ્છ 'પ્યોર કેરોસીન' તેલ સોજાં ગુંદરની પાણી સાથે ભેળીને તેની એકથી બે ચમચી દર ત્રણ ત્રણ કલાકે દરદીને પાવી, અને એજ મેલવણી શરીર પર પણ ચોપડવી.

**ઉડ, જોન જીયોર્જ**—૧૮૨૭ માં જનમ્યો. ઘણા ગ્રંથો રચેલા છે, જેમાં 'એ નેચરલ હીસ્તોરી' વખણાય છે.

**ઉડ, મીસીસ હેન્રી—** સંસારી વાર્તાઓ લખનારી બાનું (૧૮૨૦-૧૮૮૭) લગભગ ૩૦ દીલપસંદ ઈંગ્રેજી વાર્તાઓ એને લખી હતી, જેમાં નીચલી પ્રખ્યાત છે કેટલીકના તરજુમા ગુજરાતીમાં કરવામાં આવ્યા છે, જેના નામો કઉંસમાં મુકયાં છે. ૧૮૬૧ માં ઇસ્તલીન (દુખ્યારી બચ્ચુ), ૧૮૬૩માં શેનીંગ્સ(દારાશાના), ૧૮૬૨ માં મીસ્ટીસ હેલીબર્તન્સ ત્રબલ્સ (ગુમાસ્તાની ગુલી ગરીબ), ૧૮૬૩ માં શેડો ઓવ એશલીડીએત, ૧૮૬૩ માં વરનેસ પ્રાઇડ (માણેક માહાલ) અને જોહની લડલો, ૧૮૬૮ માં એનહીયર ફર્ડ, ૧૮૬૯માં રોલાન્ડ યોર્ક, ૧૮૭૦ માં બેસી રેન, ૧૮૭૨ મા વીધીન બી મેઝ (ભુલ ભુલામણી), વગેરે નૉવેલો આ પ્રખ્યાત લખનારી (Mrs. Henry Wood) એ લખ્યાં હતાં.

**ઉદર રોગનો ઈલાજ**—૩ દ્રામ્સ હરડે, ૧ દ્રામ એળીઓ, ૧ રતલ રેવનચીનો શીરો, ૧ દ્રામ સુઠ અને વજનસર સાકરનો શીરો લઈ સઘળાંને એકરસ કરી જ્યાં સુધી ઝાડો થાય ત્યાં સુધી દર ૩ કલાકે ૫ થી ૧૦ ગ્રેન્સ જેટલુ લેવું.

**ઉડસ કોલેરા મીક્ષચર**—૬ આંઉંસ પાણીમાં ૧॥ આંઉંસ બ્રોમાઇડ ઓવ એમોનીયમ (Bromide of Ammonium) પીગલાવી બાટલીમાં ભરવું. અને તેમાંથી જરૂરની વખતે અકેક દ્રામ જેટલું લઈ પાણીમાં ભેળી કોલેરાના તબક્કામાં કોઈબી વખત દર ॥ ચમચા અથવા અકેક કલાકે પાવું.

**ઉદેરત્ન**—જઈન મતનો જતી કવી. 'રત્નસાર ' નામનો ગ્રંથ એણે રચેલો છે. આ ગ્રંથમાં આપેલાં હીંદુ વર્ષ પરથી જણાય છે કે એ ઇસવી સન ૧૬૦૬ માં હઈઆત હતો.

**ઉધરસના ઇલાજો**—(૧) ૩ દ્રામ્સ ગારીકુનના ભુકાને ૧ દ્રામ જેઠીમધના શીરામાં મેલવી તેનો બારીક ભુકો કરવો, અને તેમાંથી ૧૦ થી ૩૦ ગ્રેન્સનું અકેકું પડીકું કરી પેહેલું સવારના, બીજું બપોરના, ત્રીજું સાંજના ફાકવું. (૨) જો ઉધરસ લાંબા વખતની હોય તો ૨ રતલ મધ, ૪૦ આંઉંસ પાણી, ૬ આંઉંસ સુક્કાં અંજીરનો ભુકો, ૨ આંઉંસ સુક્કી કાલી દરાખ, ૧ આંઉંસ મીઠી બદામનો ભુકો, ॥ આંઉંસ અનીસુનનો ભુકો, ૨ દ્રામ્સ સુંઠનો ભુકો અને ૧ દ્રામ સુકો જંગલી કાંદા મેલવી નાખી સઘળાંને સારીપેઠે ઉકાલવું. પછી ઘાટા શીરા જેવી દવા થાય કે ઉતારી મુકી, થંડું પડે ત્યારે બાટલીઓમાં ભરવી. દહાડામાં ત્રણ ચાર વાર ઉપલી દવા ॥ થી ૧ આંઉંસ જેટલી લઈ પાણીમા મેલવી પી જવી.

**ઉપલીયાંના ઇલાજો**—(૧) ઉપલીયું થાય તે વેલા બચ્ચાંને ૫ થી ૧૦ મીનીટ સુધી ગરમ પાણીમાં બેસાડયા પછી માથાંને કોલોન-વોટર તથા બરફનું પાણી લગાડી, કપડાં સઘળાં ઢીલા કરી, તેને હાથમાં ચતુંને ચતુજ જરા હાલવવું, અને તેના મોંહ પર થંડું પાણી છાંટવું. (૨) જો નબલાઈથી ઉપલીયું થયું હોય તો પાણીમાં બચ્ચાંને બેસાડવું નહી, પણ જરા સરકો સંભાળથી સુંઘાડવો.

**ઉરાડી મેલનારી નવી મેળવણી**—નાઈત્રેટ (Nitrate) અને સોડીયમ હાઈપોફોસફાઈટ (Sodium Hypophosphite) ને સરખા ભાગે એકરસ કરો. ગરમી લાગતાંજ આ મેલવણી મોટા ધડાકા સમેત ઉડે છે.

**ઉલટીના ઇલાજો**—(૧) દર કલાકે અથવા દહાડામાં ત્રણ વખત અકેકી ચમચી ઇપીકાકયુએન્હે મીક્ષચર (જુઓ નુસખો) ની પાવી. આ દવા સાથે બીજી કાંઈબી દવા આપવી નહી. (૨) હમેલવાલી સ્ત્રીઓને જો ઓકારી થાય તો તે સવારના ઉઠે કે તરતજ ત્યાંજ એક ચમચી ઇપીકાકયુએન્હા મીક્ષચર (જુઓ નુસખો) ની પાવી, પણ સાંજના ઘણું ખરૂં ઉપલું મીક્ષચર કારગત લાગતું નથી. (૩) દર કલાકે અકેક ચમચી નક્ષ વોમીકા મીક્ષચર (જુઓ નુસખો) ની પાવી. જો એથી પણ ફાયદો નહી જણાય તો (૪) દર ત્રણ તણ યા ચચાર કલાકે પાણીમાં વીસથી ત્રીશ તીશ ટીપાં ટીંકચર ઓવ બેલેડોના (Tinc. Belladonna) ના ભેલી દરદીને પાવું. (૫) જો નાના બાલકને થાય તો ૧ પેંટ દુધમાં ॥ ચમચી બાઇકારબોનેત ઓવ સોડા

(Bicarbonate of Soda) ભેલી તે બચ્ચાંને પાવું. (૬) જો બચ્ચાંને ઝાડા અથવા તો કબજીઅત સાથે ઉલટી ચાલુ રહે અને તેથી તવાઈ જાય તો દર બબે યા ત્રણ ત્રણ કલાકે અકેક પડીકું સુગર એન્ડ ગ્રે પાઉદરસ (જુઓ નુસખો) નું આપવું. (૭) જો દારૂ પીવાની આદતથી ઉલટી થતી હોય તો દહાડામાં ચાર વખત અકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી. સવારના ઉઠવાની અગાઉ બીછાણા પરજ બેસી ૧ ચમચી ઉપલી દવા પીવી, અને પછી ૦ll કલાક સુઈ રહી પછી ઉઠવું. (૮) જો ખાંસીથી પીડાતા સખસને ઉલટી થાય તો ૦ll આઉંસ પાણીમાં ૬ થી ૧૦ ગ્રેન્સ ફટકી પીગલાવી પાવું. (૯) ખાધાની ૦l કલાક અગાડી બબે ચમચા બીસમુઠ મીક્ષચર (જુઓ નુસખો) ના લઈ તેમાં ત્રણ ટીપાં નરમ કીધેલી હાઈડ્રોસીઍનીક એસીડ (Dilute Hydrocyanic Acid) ના નાખી પછી પીવું. આ દવા ખાધાની ૦l કલાક અગાડી (અને નહીં કે પછવાડે) પીવી જોઈએ.

**ઉલટીની નીશાણી**—ઉલટી થવાથી કોઈ વખતે ખાધેલું અને કોઈ વેળા ફકત પીત બહાર પડે છે, યાતો દલેલી કાફીના રંગનું બંધાયલું લોહી કટકાના આકારમાં પડે છે, તેને Nausea કહે છે. અજીર્ણ થવાથી, સ્ત્રી ગર્ભવંતી થવાથી, ચમક થવાથી, પેટમાં ખટાસ થવાથી, અને હોજરી નબળી પડવાથી, અને બીજાં કારણોથી ઉછાલો અને ઉલટી થાય છે.

**ઉલટીના ઉપાયો**—(૧) મોંહ વાસ મારે તો ૧ ચમચી હાડકાંના કોયલાનો બારીક ભુકો ખાધા પછી પાણી સાથે ફાકવો. (૨) જો હોજરીમાં ખટાસ થવાથી ઉલટી થાય, અને છાતીમાં અગન બલે તથા ઉછાલો થાય તો, ૧ લીકર ગ્લાસ જેટલાં ચુનાના પાણીમાં સોડા વોટર ભેલી દહાડામાં ૩ વાર થોડા દહાડા સુધી પીવાનું ચાલુ રાખવું. ખોરાકમાં ફકત દુધજ લેવું, અને અથવાડીયાંમાં એકથી બે વાર જુલાબ લેવો.

**ઊંઘ નહી આવે તેના ઇલાજો**—(૧) રાતના સુતી વખતે ૩ ચમચા બ્રોમાઇડ ઓવ પોતાશીયમ મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. (૨) સુવાની અગાઉ ૧ ચમચી સીરપ ઓવ ક્લોરલ (Syrup of Chloral) ની લેવી. (૩) સુવાની અગાડી ૨ ચમચા બ્રોમાઇડ ઓવ પોતાશીયમ મીક્ષચર (જુઓ નુસખો) સાથે ૧ ચમચી સીરપ ઓવ ક્લોરલની ભેલી પીવું. (૪) રાતના સુતી વખતે સાડેતીવ દરાફત (જુઓ નુસખો) પીવો. (૫) કાંઈ પણ ખાંડ યા દુધ વગરની બે ચમચા ઘણી સ્ટ્રોંગ કાફીના પીવા. (૬) ૧ વાઈન ગ્લાસ પાંણીમાં ૧ ચમચી સ્પીરીટસ ઓવ ઈઠર (જુઓ નુસખો) નાખી તે પીવું. (૭) જો ઘણો ખોરાક લીધાથી અને અજીરણ થવાથી ઊંઘ નહી આવે તો દહાડામાં ૩ થી ૪ વખત વાઈન ગ્લાસ જેટલાં પાણીમાં પાંચ પાંચ ટીપાં ટીંકચર ઓવ નક્ષ વોમીકા (Tinc. Nux Vomica) ના નાખી પીવાં.

**ઊંઘ લાવવાની દવા**—થોડાંક પાણીમાં હાઈપનન (Hypnone) અથવા એસીતોફેનોન (Acetophenon) ના ૨ થી ૪ ટીપાં નાખી, દરદીને પાવાથી કેટલાક કલાક વેર તે નીરાંતે સુઈ રહે છે. ખઈ અથવા ક્ષય રોગવાળા માટે આ ઉપાય વધારે અકસીર છે.

**ઊંઘ લાવનારી દેશી દવા**—૫ દ્રામ્સ ભાંગ, ૫ દ્રામ્સ કાકડીના છોળેલાં બીજ, ૨ દ્રામ્સ ખસખસ, ૨ દ્રામ્સ તડબુચના બીજ, અને ૧ દ્રામ કાળાં મરી લઈ સઘળાંને છુટાં છુટાં છુંડી બારીક ભુકો કરવો. પછી આ ભુકાને ૧૨ આઉંસ પાણીમાં મેળવી નાખી કપડાંમાંથી ગાળી કાહાડો. પછી તેમાં ૪ આઉંસ સાકરનો બારીક ભુકો અને ૧૦ આઉંસ જેટલું દુધ ઉમેરી એકરૂ કરો. આ પ્રમાણે બનેલી દવામાંથી ૬ થી ૧૨ આઉંસ જેટલી લઈ એકી વેલા પાવું.

**ઉંટાટીયાંની નીશાણીઓ**—Hooping-Cough or Pertussis એક ઘણી ખરાબ જાતની ખાંસી છે, અજબ જેવા અવાજની વારંવાર ખાંસી આવે છે, અને ઉલટી થાય છે. સાદ બેસી જાય છે. સરૂઆતમાં આસરે ૧૩-૧૪ દીવસ વેર તાવ હોય છે, પણ પછી તે જણાતો નથી. આ ખાંસી ઉડતી છે.

**ઉંટાટીયાંના ઈલાજો**—(૧) જો તાવ નહી આવતી હોય તો નાના બાળકોને દર ૩ કલાકે છ છ ગ્રેન્સ ફટકડીને થોડાં પાણીમાં પીગલાવી પાવું. ને દરદી પીવાને આનાકાની કરે તો શીરા સાથે ભેલી પાવું. (૨) જો ખાંસીથી અને તાણથી દરદી કંટાલતો હોય તો (ક) થોડાંક પાંણીમાં ૧૫ ગ્રેન્સ બ્રોમાઈડ ઓવ પોતાશીયમ (Bromide of Potassium) ભેલી પીવું. અથવા તો (ખ) દહાડામાં ૩ વખત બબ્બે ચમચા બ્રોમાઈડ ઓવ પોતાશીયમ મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. (૩) જો ખાલી જોરાવર ખાંસી થાય તો સુતી વખતે ૧૦ ગ્રેન્સ બ્રોમાઈડ ઓવ એમોન્યા (Ammonia) ને થોડાંક પાણીમાં પીગલાવી પાવું.

**ઉંટાટીયાં ચાને દાબા ખાંસીના દેશી ઈલાજો**—(૧) ૧ આંઉંસ પાણીમાં ૫ થી ૧૦ ગ્રેન્સ ફટકડી ડોહોવીને પીચકારીમાં ભરી તે વડે હલવેથી મોંહ વાટે ગળાની માંહે મારવું. (૨) ૧ આંઉંસ સાલીટ તેલ, ૦॥ આંઉંસ અંબર અને ૦॥ આંઉંસ લવંગનું તેલ મીશ્ર કરી દરદીના બરડાનાં કાંઠા પર ચોપડવું. અને દર ૩ કલાકે સેજ રમ દારૂ પાણીમાં ભેળી પાવો. (૩) રમ દારૂ અથવા ટરપીનટાઈન દરદીના બરડાના કાંઠા પર ચોપડવું.

**ઉંદરીના ઉપાયો**—(૧) ગંધક અથવા સુરો ખાર પાણી સાથે ભેલી, તેમાં કપડું બોળી, તે માથાં પર મુકવું. જો અગન ઘણી બળે તો કપડું પાછું ઉંચકી લેવું. (૨) જુણી હીમજી હરડે ઘીમાં તળી, તેનો ભુકો કરી, તે ભુકો માથાં ઉપર લગાડવો.

**ઉંદરોની નીશાણી**—પ્રથમ પીલા રંગની જુણી છાંટો માથાં પર દીસે છે, અને તે કોઈ વેળા સાથે મળી જઈ ઝુમખાના આકારમાં દીસે છે, અને તેના પોપડા બંધાય છે. આ પોપડાની પાસે અથવા નીચે પરૂ સાથના મોટા દાણાઓ દેખાય છે, જેમાંથી પરૂ તથા ચીકણું પાણી વહે છે. બાલ વલગી જાય છે, અને જો કાંઈ ઈલાજ નહી કીધો તો આખાં માથાંની સપાટી ઉપર ફેલાઈ જાય છે. આ ઉડતો રોગ છે. ઘણું કરી એ બચ્ચાંને થાય છે.

**ઉંદરોને મારી નાખનારી લાહી**—જુઓ 'ફોસફર્સ પેસ્ત.'

## ક

**કનતેન્ત્સ**—જુઓ 'પ્રીંટીંગ.'

**કનડેનસર્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**કનડેનસીંગ એનજીન્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**કનફેકશન ઓવ સલફર એન્ડ સેના**—૧૦ દ્રામ્સ કનફેકશન ઓવ સેના (Senna) અને ૨ દ્રામ્સ સબલાઈમ્ડ સલફર લઈને બેઉને એકરસ કરો. ઉમરે પુગેલાંઓએ થોડે થોડે વારે ૧ અથવા ૨ ચમચી ભરી લેવું.

**કન, રતાલુ, માં ગોસ્ત**—પેહેલાં 'ખારૂં ગોસ્ત' કરી તેમાં ૧ કળશીયા જેટલું પાણી, તથા ૨ સેર છોલેલા રતાળુ કનના કટકા નાખી, ચરી રહે, અને પાણી બળી જાયને ઉતારી પાડવું.

**કટ-ઇન લેટર**—દરેક પ્રકરણની પેહેલી લીટીમાં અકેક અક્ષર મોટો મુકવામાં આવે છે, તેને કહે છે. કોઈ કોઈ 'ફેન્સી ટાઈપ' મુકે છે, જુઓ મુખત્વે કરી અકટોબર ૧૮૮૮ નું 'ગુલ અફશાન.' જુઓ 'પ્રીંટીંગ.'

**કતલર્સ સીમેંટ**—Cutler's Cement નીચલી રીતે બને છે. (૧) ૪ ભાગ રાળ, ૧ ભાગ મીન, અને ૧ ભાગ ઇંટનો ભુકો અથવા પ્લાસતર ઓવ પેરીસ લેવો.

**કટલેસ**—'ખીમો ગોસ્તનો' અને 'મરઘીનો ખીમો' વાલી બાબદોમાં જણાવ્યા પ્રમાણે માંસ છુંદી, 'કબાબ, ગોસ્તના' નામના નુસખામાં જણાવેલો મસાલો ભેલી માંસને આંથવું. પછી કલાકેક રહી, અકેક કબાબ જેટલું આથેલું માંસ હાથની હથેલી પર નાખી પાતલા કરવા, અને તે પાતલા માંસના બન્ને પડ પર પાંઉનો રવો યા ઘઉંનો આટો લગાડવો. પછી એક વાસણમાં બે ત્રણ ઈંદાં ભાંજી તેને દોહવવાં, અને ચુલા પર પેના યા કહરાઈ મેલી તેમાં પુરતું ઘી નાખી કકરા પાડવા. પછી પેલા કટલેશ એક પછી એક પેલાં ઈંદાંમાં બોળી ઘીમાં તલવા મુકવા. જેવું એક પડ લાલ થયું કે ચમચથી ઉલટાવી બીજું પડ કરવું.

**કઠણ જમીનને ફલદરૂપ સાથે નરમ કરવાની રીત**—કોલસાની ઝીણી ચાલેલી રાખ જમીનમાં નાખવી, જેથી જમીન નરમ થશે, એટલુંજ નહી પણ ઘણી ફલદરૂપ પણ થશે. કેટલાકો રેતીનો ઉપયોગ કરે છે, પણ તેના કરતાં આ રાખ વધારે અકસીર છે.

**કથા, કલ્પીત, (ઇંગ્રેજી) પુસ્તકોના નામો ; સતરમી સદી વેરના**—એનસાઇક્લોપીડયાની નવમી આવૃતીના 'Romance' ના મથાલાં હેથલ આવેલી લાંબી આરતીકલમાંથી પખ્યાત ઇંગ્રેજી કલ્પીત વાર્તાના પુસ્તકોના નામો નીચે આપ્યે છીએ:—

સેવન વાઇઝ માસ્તર્સ (Seven Wise Masters).

ઇસપ્સ ફેબલ્સ (Æsop's Fables).

હીસ્તોરી ઓવ ત્રાય (History of Troy by Dares).

શાહ-નામાહ (Shah-Namah by Firdousi).

લેનસેલોત (Lancelot).

ત્રીસ્તાન (Tristan).

હુઓં ઓવ બોરડો (Huon of Bordeaux).

એમેડીસ ઓવ ગોલ (Robert Southey's Amadis of Goul).

પાલમેરીન (Munday's Palmerin).

રોબીન હુડ (Robin Hood).

અલ ઇંગલીશ પ્રોઝ રોમેનસીસ (W. J. Thomas's Early English Prose Romances).

રોઝાલીંદ (Lodge's Rosalynde).

ગાઇ ઓવ વોરીક (Guy of Warwick)

ગ્રીસેલ્ડીસ (Griseldis).

કેનતરબરી તેલ્સ (Chaucer's Canterbury Tales).

સેવન ચેમપીયન્સ ઓવ ક્રીસ્તેનદમ (Seven Champions of Christendom).

આરકેડીઆ(Sir Sidney's Arcadia).

રેનારડ ધી ફોક્ષ (Reynard the Fox, or Romance of the Fox).

રોબર્ત ધી ડેવીલ (Robert the Devil).

વીનતર્સ તેલ (Shakespear's Winter's Tale).

યુફીઝ (Lyly's Euphues).

પેરીસ્મસ (Parismus)

ફીએન્ડર (Roberts's Pheander).

આરજેનીસ (Barclay's Argenis).

પેલેસ ઓવ પ્લેઝર (Palace of Pleasure).

પારહેનીસા (Boyle's Parthenissa).

**કદી ભુસાય નહીં એવી શાઇ**—૨૦ ગ્રેન્સ નાઇગ્રોસાઇન (Nigrosine) અને ૪ ગ્રેન્સ જેલેટીન (Gelatine) લઇને તેમને ૧॥ આઉંસ પાણીમાં પલાવવાં. પછી એક બીજાં વાસણમાં ૪ ગ્રેન્સ બાઇક્રોમેટ ઓવ પોતાસીયમ (Bichromate of Potassium) લઇને ૦॥ આઉંસ બીજાં પાણીમાં પલાવવું. પછી બન્ને પવાહીઓ મીશ્ર કરવી. આ શાઇ એસીડથી પણ ભુસાતી નથી

**કપડાં રંગવાં**—જે જાતનો રંગ હોય તે રંગના અક્ષરવાળાં મથાલાં હેથલ આપેલી રીતો જુઓ.

**કપડાં રંગવા માટે કીરમજી રંગ**—૨ ડ્રામ્સ સ્વચ્છ મ્યુરીએતીક એસીડમાં ૧૮ ગ્રેન્સ મલાક્કા કહલાઇ પીગલાવો.

**કફ મીક્ષચર**—૧૬૦ મીનીમ્સ પેરેગોરીક એલીક્ષર (Paregoric elixer), ૮૦ મીનીમ્સ ક્લોરીક ઇથર (Chloric Ether), ૪ ડ્રામ્સ ઓક્સીમેલ ઓવ સ્કવીલ (Oxymel of Squill) અને ૮ આઉંસ ઇનફ્યુઝન ઓવ કાસકેરીલા (Infusion of Cascarilla) લઇ સઘલાંને મીશ્ર કરવું. ચચાર કલાકે બબે ચમચા પીવા.

**કબજીઅત, ઘોડાની**—જ્યારે કબજીઅત ઘોડાને થાય છે, ત્યારે લીદ સુક્કી થતી જણાય છે. ઉપાય:—લીલું ઘાસ અને ગાજર ઇત્યાદી કંદમુલો ખવાડવાં, અને ખોરાકમાં ૧ આઉંસ કરીઆતાંનો ભુકો અને ૦॥ ડ્રામ નક્ષ વોમીકા (Nux Vomica) નો ભુકો ભેલી થોડા દહા-

ડા સુધી આપવો. જો એથી સારી અસર થતી જણાય તો ઉપલી દવા દર સવારના તથા સાંજના આપવી. જો એથી પણ ફાયદો ન જણાય તો ગોળ સાથે ૨ ડ્રામ્સ એક્ષ્ટ્રેક્ટ ઓવ બેલેડોના મેલવી નરમ ગોટી બનાવી ઘોડાની દાઢો વચ્ચે મેલવી.

**કબજીઅત, ઝાડાની**—ઝાડો ઘણે દહાડે તથા ઘણોજ કબજ થાય છે, કોઈ વેલા ઝાડો દુખીને આવે છે, અને તે કઠણ જેવો થાય છે. એને Constipation યાને બંધ-કોષ કહે છે. ઈલાજ :—(૧) નક્ષ વામીકા મીક્ષ્ચરના નુસખામાં (જુઓ નુસખો) જણાવ્યા પ્રમાણે એ મીક્ષ્ચર લેવું. આ ઉપાય ઘણો દારૂ, તંબાકુ, અથવા ઘણી કાફી પીધાથી થતી કબજીઅત પર અકસીર છે. (૨) ૧ ગ્રેનના છઠા ભાગ જેટલો બેલેડોનાનો ભુકો (Powdered Belladonna) લઈ તેની અકેક ગોલી બનાવવી. પછી સવારના અપવાસ કરી ભુખે પેટે દર રોજ અકેક ગોળી લેવી. પેલા ૫, ૬ દીવસમાં દહાડામાં એક પરથી વધારી બે લેવી. પણ ૨૪ કલાકમાં ૪ થી વધુ લેવી નહી. વળી તે સાથેજ લેવી જોઈએ. (૩) વારંવાર અકેક ચમચી કનફેકશન ઓવ સલફર એન્ડ સેના (જુઓ નુસખો) ની પીવી. જો દેશી ઈલાજ માંગતા હોવો તો —(૧) પાણીમાં બરફ નાખી પીવું, અને થંડા પાણીમાં વાદળું બોળીને શરીરની ચામડી ઉપર ફેરવવું. (૨) પરોઢયામાં ઉઠી ખાધા વગર ગરમ પાણીના ૩-૪ ગોટ પીવા. (૩) ૧ પ્યાલું ભરી થંડા પાણીમાં ૧ ચમચો સાધારણ નીમક હોહલીને દરરોજ સહવારના વીસેક દીવસો સુધી પીયા કરવું. (૪) ૩ ડ્રામ્સ હરડે, ૨ ડ્રામ્સ નીસોતર, અને ૧ ડ્રામ બનફસાને લઈ એકરસ કરી ૧૦ થી ૨૦ ગ્રેન્સ જેટલું દર ૩ કલાકે દરદીને ખવાડવું.

**કબજીઅત પીત્તનો ઇલાજ**—રાતના સુતી વેળા એપેરીયંત પીલ (જુઓ તે નામનો નુસખો) ની ૧ ગોલી ગળવી.

**કબાબ, કોલમીના**—'કબાબ, ગોસ્તના' પ્રમાણે કરવું. ફરક એતલોજ કે છુંદલાં ગોસ્તને બદલે કોલમીના છોલતાં કાઢી નાખી, તેને છુંદી, તે આંથવી.

**કબાબ, ગોસ્તના**—૧ રતલ ગોસ્ત લઈ તેમાંથી હાડકાં, છીછરાં કાઢી નાખી, તે નક્કી ગોસ્તને લાકડાંના ધીમરાં પર છુંદવું. ઘણુંજ બારીક થાય કે, ધીમરાં પરથી કાહાડી લઈ, ૧ ઢાંકણ યા રકાબીમાં મુકી તેની સાથે છુંદેલું આદુ લશણ, થોડાં દરેલાં મરી, ૧-૨ કોથમેરીની જુરી, ૩-૪ પીસેલાં મરચાં ૦॥ તોલો નીમક, અને સેજ હલદ એકરસ કરી, બે કલાક સુધી અંથાવા મુકો. પછી ૧ નાની તપીલીમાં પાણી નાખી, ચુલાપર મુકી ખખલવો, અને તેની અંદર ૨ બટાટા મુકી બાફી કાઢો. પછી તે બટાટા પરની છાલ છોલી કાઢી ખાંદનીમાં નાખી પીસો, અને તેને પેલાં આથેલાં માસ સાથે હાથથી એકરસ કરો. પછી કહરાઈ અથવા પેનામાં પુરતું ઘી નાખી, ચુલા પર મુકવું. ઘી ખખલે કે આપણો હાથ થંડા પાણીમાં બોળી પેલાં આથેલાં ગોસ્તના નાના ગોળ દડા કરવા, અને તે દડા યાને કબાબ પેલાં ઘીમાં તળવા મુકવા. નીચેનું પડ થાય કે ચમચા યા તવાથાથી ફેરવી, ઉપરનું પડ નીચે લાવીને તળવું.

**કમપાઉન્ડની આસપાસ ભરી લીધેલા નારો અને સલાયાઓ માટે વારનીશ**—સધારણ ડામરનો તાર (Coal tar) માં થોડીક ચરબી પીગલાવી, એકરસ કરી વાપડે. બીજી રીત એજે ડામરના તારમાં ગરમ કરેલું લીનસીદ તેલ (Linseed oil) ભેલી નાખી વાપડો

**કમપાઉન્ડ એનજીન્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**કમપાઉન્ડ જેલેપ એન્ડ બાઈતારત્રેટ ઓવ પોતાશ પાઉડર**—૨૦ ગ્રેન્સ કમપાઉન્ડ જેલેપ પાઉદર Compound Jalap Powder) ને ૧૦ ગ્રેન્સ બાઈતારત્રેટ ઓવ પોતાશ (Bitartrate of Potash) માં એકરસ કરો, અને તેની ભુકી બનાવો. આંતરે આંતરે સવારના અકેક લેવું. ૩ બનાવવાં.

**કમપાઉન્ડ મેરીન એનજીન્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**કમ્પોઝીંગ**—ટાઈપો છાપવા માટે ગોઠવવા તે. 'જુઓ પ્રીંટીંગ.'

**કમરમાં સંધીવાથી થતો દુખારો**—તીક્ષણ સંધીવાના મુખ્ય કરી ૨ વર્ગ છે, એકનું નામ Lumbago, અને બીજાનું નામ Crick in the Neck અથવા Torticollis છે. કમરમાં થતા સખત દુખારાને 'લમ્બેગો' કહે છે. એની નીશાણી એ છે જે એકાએક કમરમાં દુખારો થઈ આવે છે, જરાપણ વાંકા વલતાં, ઉભાં થતાં, બેસતાં અથવા વજનદાર બોજો ઉંચકતાં દરદીને દુખારો થાય છે. ઈલાજો:—(૧) દરદીએ કમર પરનું લુંગડું ઉંચે કરી સીધ્ધું તટાર ઉભું રહેવું. પછી એક બીજા શખસે પોતાના હાથમાં સોજાં લોખંડની અને ધારદાર સોય (Shawl-pin) મજબુત પકડી દરદીના દુખાવાવાલા ભાગની ઉપર ૧-૨ ઇંચના તફાવતે ભોકી દેવી. આથી એકદમ, પણ સેજ વખત, દુખાવો થશે. થોડીક મીનીટ સોય અંદરજ રાખી પછી પાછી ખેંચી લેવી. જો બેઉ બાજુની કમર દુખે તો બન્ને બાજુએ ભોકવી. (૨) ઓછામાં ઓછી ૦॥ કલાક ગરમ રહે એવી જાડી લીનસીડની પોલ્તીસ (Linseed poultice) બનાવી, દુખાવાવાલા ભાગપર ગરમ ગરમ મુકવી. જેટલો ભાગ દુખાતો હોય તેટલો ભાગ આ પોલ્તીસે ઢાંકી નાખવો જોઈએ. જો પેહલી વખત ફાયદો નહીં જણાય તો લગેક કલાક અમજ કીધા કરવું. પછી તે ભાગ ફલાનલનાં કપડાંથી ઢાંકવો, અને ફલાનેલના કપડાં પર ઓઈલ-સીલ્ક (Oil-silk) મુકવું. (૩) ૨ ભાગ બરફના ભુકા સાથે ૧ ભાગ સાધારણ નીમક એકઠા કરી તેમને ગાજના કપડાંની કોથળીમાં નાખી, જ્યાં સુધી દુખ નરમ પડે ત્યાં સુધી શરીરના તે ભાગ પર રાખી મુકી. ૫ થી વધુ મીનીટ સુધી રાખી મુકવું નહીં. (૪) દર ચાર કલાકે એકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખા) ની પીવી. (૫) જો દેશી ઈલાજો જોઈએ તો Lumbago માટે નીચલા દેશી ઉપાયો છે:- ૧ ૨ થી ૪ ગ્રેન્સ લોબાનના ફુલ ૩ વાર પાણી સાથે ફાકવાં, તથા ૧ ચમચી કેરોસીન તેલ દુધમાં ભેલી દર ૩ કલાકે પીવું (૨) ૬ આઉંસ પાણીમાં ૪ ડ્રામ્સ ગુંદરનો ભુકો અને ૨ ડ્રામ્સ ટરપીનટાઈન પીગલાવી, પોણું વાઈન ગ્લાસ ભરી દર ૩-૩ કલાકે દરદીને પાવું.

**કમળો**—Icterus or Jaundice થયો હોય તો શરીરની ચામડી, આંખો, ઈત્યાદીના ભાગો પીળા થયલા જણાય છે. જો કલેજાંમાં પથ્થરી બંધાય છે તો દુખે છે, ઉલટી આવે છે, અને ઝાડાનો રંગ તદન ઉજળો રહેછે. નીચલા ઉપાયો અજમાવો:—(૧) જો તાવ પણ આવતી હોય તો ખોરાક જેમ બને તેમ હલકો લેવો. અને તે દુધનો લેવો. સોડા-વોટર-તમબ્લરને અડધું દુધથી ભરી, તેમાં થોડાક કટકા આઈસના નાખી, બાકીનો ભાગ સોડા વોટરથી ભરો, અને પછી પી જાવો. આ પ્રવાહી ખોરાક દર બબે ત્રણ ત્રણ કલાકે લેવો. દવા તરીકે (૧) બે ત્રણ દહાડા સુધી દર ચચાર કલાકે એકેક પડીકું 'શુગર એન્ડ ગ્રે પાઉડર' (જુઓ નુસખો) નું લેવું. જો એથી કાંઈ ફાયદો ન થયલો જણાય તો (૨) દર ચચાર કલાકે વીસ વીસ ગ્રેન્સ કલોરાઈડ ઓવ એમોન્યમ (Chloride of Ammonium) પાણી સાથે ભેળી પીવું. પીસાબનો રંગ ફીકકો થતા જાય તો જાણવું કે તમે સુધરતા જાવો છો. જો 'શુગર એન્ડ ગ્રે પાઉડર્સ' વાપરવાથી ઝાડાને અડચણ થાય તો દર સવારના ઉઠતાંને વાર ૦॥ તમબ્લર ભરી ફ્રાઈડરીકશાલ વાતર (Friedrichshall Water) અથવા તો પુલના વાતર (Pullna Water) પીવું (૩) જો કાળો કમળો થયો હોય તો દર ચચાર કલાકે એકેકી ફોસફરસ કેપસ્યુલ (જુઓ નુસખો) લેવી. એના દેશી ઈલાજ:—(૧) ૫ આંઉસ કાળા દરાખ સાથે ૦॥ આંઉસ હરડે મેલવી નાખી ફકાડવા. (૨) ૨ તોલા એલચો, ૧ તોલો કેસ્ટાલ સોપ, ૧ તોલો હુરાબોલ, અને ૦॥ તોલા કેશર લઈ સઘળાંને એકરસ કરી બે માસા જેટલી ગળાવવી.

**કમળા સાથે ઝીણો તાવ આવે તેના ઇલાજો**—(૧) ૧૦ આંઉસ ખખલતાં પાણીમાં ૧ આંઉસ અનનતામલનો ભુકો અને ૧ ડ્રામ નવસાગર નાખી સઘળાંને ઉકાળવું. પછી ૧ કલાક સુધી વાસણમાં ઢાંકી રાખી થંડું પડે કે સવાર, બપોર તથા સાંજના ૧ થી ૨ આંઉસ દવા લઈ પીવી. (૨) ૩ ડ્રામ્સ બાદીયાન, ૩

ડ્રામ્સ અનીસુન, અને ૧॥ ડ્રામ્સ સાથરાનાં પાંદડાં લઇ, સઘળાંનો બારીક ભુકો કરી, તે ભુકો ૧૬ આંઉંસ જેટલાં પાણીમાં નાખી આસરે ૬ આંઉંસ જેટલું રહે ત્યાંસુધી ઉકાળવું. પછી થંડું પડે કે તેમાંથી અકેક આંઉંસ જેટલું લઇ દહાડામાં ૩ વાર પીવાડવું. (૩) ૬ આંઉંસ પાણીમાં ૧॥ ડ્રામ જડવેરાના મુળ્યાંનો ભુકો અને ૦॥ ડ્રામ ગાવઝુબાન નાખી, સઘળાંનો ઉકાળો કરી, તેના ૩ ભાગ કરવા. સવાર, બપોર તથા સાંજના અકેકો ભાગ લેવો.

**કમાન વાયોલીનની**—જુઓ 'વાયોલીનની બો સાફ કરવાની રીત.'

**કમોદીયા કનમાં ગોસ્ત**—'સકર કનમાં ગોસ્ત' છે, તે પ્રમાણેજ કરવું, ફરક એટલોજ કે સકરકનના કટકાને બદલે કમોદીયા કનના કટકા લેવા.

**કરમ**—Ascaris Lumbricoides or the Round Worm થાય છે, ત્યારે પેટ ફુલીને મોટું થાય છે, અને તેમાં દુખ પેદા થાય છે. દરદી પોતાનું નાક ટુંપ્યા કરે છે, ભુખ યાતો ઘણીજ લાગે છે, યાતો તદન લાગતી નથી. પીસાબની જગ્યાએ ચીડ થાય છે, બચ્ચું દરરોજ તવાતું જતું માલમ પડે છે, તેનો શ્વાસ વાસ મારે છે. ઝાડો કોઇ દહાડો કબજ હોય તો કોઇ દીવસ એકદમ છુટી જાય છે, અને ઝાડામાં લાંબો, મોટો ગોલ કરમ પડેલો જણાય છે. એનો ઉપાય એ છે જે:—૨ આંઉંસ પાણીમાં ૨૦ ગ્રેન્સ ગુંદરનો ભુકો અને ૪૦ મીનીમ્સ ટરપીનટાઇન પીગલાવી, તેમાંથી દર ૩ કલાકે ૨ ચમચી જેટલું ઉમર પ્રમાણે પાવું. દરદીને સાકર, ખજુર ઇત્યાદી મીઠાસવાલો ખોરાક ખાવા આપવો નહી, અને દરરોજ ખાણા સાથે સાધારણ નીમક આપવું, રમને જો ઝાડો વારંવાર છુટી જતો હોય તો, તથા પેટમાં ખટાસ હોય તો ૧ થી ૧॥ ચમચી જેટલું ચુનાનું પાણી સવાર સાંજ પાવું.

**કરમ, ઘોડાના આંતરડાંમાં થતા**—અલસીના આટા અને ગોળ સાથે ૨ ડ્રામ્સ નીમક, ૨ ડ્રામ્સ હીરાકસી, અને ૨ ડ્રામ્સ કરીઆતાંનો ભુકો મેલવી, ૧ ગોટી બનાવી કેટલાક દહાડા સુધી તે આપ્યા કરવી.

**કરમ, ચપટા**—Tœnia or Tape-worm ઘણું કરી મોટી ઉમરનાં માણસોને થાય છે. આ જાતના કરમ ચપટા અને ઘણા લાંબા હોય છે. કોઇ કોઇ વાર ૫ થી ૧૫ વાર જેટલા લાંબા હોય છે. દરદીના પેટમાં ચુંકો થઇ દુખ થાય છે, કપાલમાં ઘોંકો મારે છે. કોઇવાર તાણ, ફેફરું અને ચમક થાય છે. પેટ ફુલીને મોટું થાય છે. કોઇ વેલા ઘણી તો કોઇ વેલા અતીસ્ય થોડી ભુખ લાગે છે. ઝાડો કોઇ વેલા કબજ તો કોઇ વખત પાતળો આવે છે. એકાદ ચપટો કરમ અથવા તેનો એક ભાગ ઝાડા સાથે બાહેર આવે છે, એના ઇલાજો એકે:—(૧) અખરોટ અથવા કાકડીના મગજ ખાવાં. (૨) ૧૦ આંઉંસ પાણીમાં કુસુના ફુલ ઉકાળીને પીવાં. (૩) ૦॥ થી ૧ આંઉંસ કોહોળાનાં સુક્કાં બીજ છોલીને ખાવાં. બચ્ચું જો નહી ખાય તો સરખે ભાગે સાકર નાખી ખવાડવાં. (૪) ૩ ડ્રામ્સ કાસનીનાં બીજ, ૩ ડ્રામ્સ ધાણા, ૨ ડ્રામ્સ કુલફાનાં બીજ, અને ૨ ડ્રામ્સ દાડેમની દાલ લઇ સઘળાને છુંદી ૩ આંઉંસ થંડાં પાણીમાં ભંજવવાં. પછી ગાળી કાઢી ઉમરે પુગેલા માણસે ॥ આંઉંસ જેટલું ખાવું. બચ્ચાંને ૧॥ ડ્રામ જેટલું ખવાડવું.

**કરમદાંનું અચાર**—૫ શેર કરમદાંને સારી પેઠે ધોઇ સાફ કરીને પોણા સેર નીમકમાં બોળી કાઢી 'કેરીના અચાર (પાણીના)' ની રીત પ્રમાણે ભરવાં.

**કરમ, પાટળા**—દોરા જેવા પાટલા કરમો ઘણું ખરું બચ્ચાંઓને થાય છે. નાક તથા સફરામાં ઘણી ચીડ લાગવાને લીધે તે આંગળાંથી ટુંપીઆ કરે છે, ઉંઘું રુવે છે, અને પાણી જેવો અથવા ખાર જવા પાતલો રાતા રંગનો ઝાડો કરે છે, જે તરતજ બારીકાઇથી તપાસ્યાથી તેમાં ઝીણા દોરા જેવા જાનવરો હાલતાં જણાય છે. તાવ આવે છે, ઉંઘમા દાંતો કચકચાવે છે, તથા પાણીની તરસ ઘણી લાગે છે; પેટ પણ ચઢી આવે છે. એ જાતના કરમને Ascaris Vermicularis કહે છે. ઉપાયો નીચે મુજબ છે:—(૧) દહાડામાં ૩ વાર ૫ થી ૧૦ ગ્રેન્સ ગંધકના ફુલો મધમાં ચટાડવાં. (૨) દહાડામાં ૩ વાર

ફરાસ પાપડો પાણીમાં ઘસી પાવો. (૩) ૩ દ્રામ્સ સાકરનો ભુકો, ૧ દ્રામ કરમાની અજમાનો ભુકો, અને ૧ દ્રામ વાયવરંણનો ભુકો લઈ સઘળાંને મીશ્ર કરવો. મોટી ઉમરવાલા સખસે દર ૩ કલાકે હડી હડી દ્રામ્સ જેટલો ફાકવો, અને ૫ થી ૧૦ ગ્રેન્સ જેટલો દર ૩ કલાકે બચ્ચાંને ફકાડવો. (૪) દાડેમની છાલ અથવા દાડેમની કળી પાણીમાં ઉકાલી, તે પાણી થોડું થોડું દહાડામાં ૩ થી ૪ વાર પાવું. આ પ્રમાણે થોડા દીવસ કરીયા જવું.

**કરસનદાસ મુલજી**—એક હીંદુ લખનાર. 'ઈંગ્લાંડમાં પ્રવાસ' તથા 'ગુજરાતી-ઈંગ્રેજી ડીક્ષનરી' ઈત્યાદી પુસ્તકો એ ગ્રહસ્થે લખ્યાં છે. હીંદુઓના મોટા સુધારક એ ગ્રહસ્થ હતા.

**કરાકા, ડોસાભાઇ ફરામજી**—'હીસ્તોરીસ ઓવ ધી પારસીસ' અને 'ગ્રેટ બ્રીટનમાં મુસાફરી' નામના ૨ પુસ્તકો લખીને પ્રસીધ કરનાર. જનમ ૧૮૨૮મા

**કરેકટ**—જ્યારે 'કરેકટર' પ્રુફ વાંચી તેમાં થયલી ભુલો સુધારે, અને કમપોઝીટર પ્રુફમાં કરેકટરે નીશાણી કાવેલી ભુલો ફોરમના ટાઈપમાં, સુધારે ત્યારે તેને કહે છે. 'જુઓ પ્રીંટીંગ.'

**કલાઇના દાબડા પર ચીઠઓ વલગાવવા માટે સીમેંટ**—(૧ ગરમ કાચનાં થોડુંક વેનીસ તરપેંનટાઈન (Venice Turpentine) નાખીને તે સીમેંટ તરીકે વાપરવું. (૨) સરકાને ચુલાપર મુકી તેમાં સારી જાતનો પાણીમાં પીગલવેલો સરસ નાખવો, અને તેમને ઉકાલવું. થોડી વારે તેમાં ઘઉંનો બારીક દલેલો આટો નાખીને સઘળાં મેલવણી લાહી જેવી ઘટ કરી ઉતારી પાડી ઉપયોગમાં લેવી.

**કળા મેશાન**—સીંગમાંથી કપાસના રેસાને છુટો પાડનારા એક નવી જાતના સાંચાનું બીજું નામ 'પોડ-ઓપનર' કરીને છે. વર્ણન માટે 'સ્પીનીગ, કોટન' વાળી બાબદ.

**કલાર્ક બ્લડ માક્ષચર**—૪ દ્રામ્સ કલોરીક ઈઠર, ૬૪ ગ્રેન્સ આયોદાઈડ ઓવ પોતાશ, અને ૩૦ મીનીમ્સ લીકર પોતાશને ૭।। આઉંસ પાણીમાં પીગલાવી, તે દવાના ૮ ભાગ કરવા, અને તે દર ચચાર કલાકે લેવી. બગડેલું લોહી સુધારવા માટે એ વપડાય છે.

**કલોયરીંગ સોલ્યુશન, જીલેટીન નેગેટીવ માટે**—૨ આંઉસ ફટકી, અને ૧ આંઉસ સીત્રીક એસીડ (Citric Acid) ને ૧૦ આંઉંસ પાણીમાં પીગલાવો. પછી બેસાડીયા (fixing) પછી સ્લેજ ધોઈને નેગેટીવને ઉપલી મેલવણીમાં બોળી કાઢો.

**કલીન-પ્રુફ**—જ્યારે એકાદ પ્રુફમાં ઘણી થોડી ભુલો હોય, ત્યારે તેને એમ કહે છે; અને જ્યારે છપાવનારને ત્યાં પ્રુફો મોકલવાના હોય છે, ત્યારે 'પ્રેસમેન' ને 'કલીન પ્રુફ' યાને સોજો પ્રુફ કાહાડવા કહેવામાં આવે છે. 'જુઓ પ્રીંટીંગ.'

**કલીપ્સ, અમેરીકન**—'બાથ' માં તઈઆર કરેલાં કાગલ સુકાવવા માટે એ કામમાં આવે છે. જુઓ 'ફોટોગ્રાફી.'

**કલીમેતીસ ઝાડ**—એની પર બ્લુ, સફેદ અને કીરમજી રંગના ફુલો થાય છે. થોડાંક ખાતરની જમીન, છોડની જ્યારે વધ હોય ત્યારે ઘણું પાણી, અને છોડ જુનો થાય ત્યારે ઘણું થોડુ પાણી, આ ઝાડને જોઈએ. એ કલમ બાંધવાથી (જુઓ 'ગોલાબના ઝાડે') ઉગે છે. 'મોર યાલ' છોડ સાથે કલમ બાંધવા.

**કલેરેનડન, અર્લ ઓવ**—ઈત્યાસીક પુસ્તકો લખનાર ઈંગ્રેજ. (૧૬૦૮-૧૬૭૪). ઘણા પુસ્તકો રચ્યાં છે, જેમા 'રીબેલીયન'ના ૭ પુસ્તકો મુખ્ય કરી વખણાય છે.

**કલેરેટ રંગનાં ઉનનાં કપડાં રંગવાં**—ઉનનાં કપડાં પર કલેરેત (Claret) રંગ ચડાવવો હોય તો ૫ આંઉંસ કેમઉડ (Camwood) વાલાં ખખલતાં પાણીમાં ૧૦ રતલ ઉનનાં કપડાં બોળી રાખવાં. પછી જ્યાંસુધી કપડાંમાંથી પાણી નીપાઈ જાય અને કપડું થંડું પડે ત્યાં સુધી કપડાંને ઉંચકી રાખવાં, અને તેટલા વખતમાં પેલાં વાસણમાના પાણીમાં ૭ રતલ હીરાકશી, ૨ આંઉંસ ફટકી, અને ૭।। રતલ પતંગ (Logwood) ઉમેરવું. પછી પેલાં થંડાં પડેલાં કપડાંને ૭।। કલાક સુધી આ ખખળતાં

પાણીમાં બોળી રાખવાં. પછી બાહેર કાઢી, થંડાં પાણીથી ધોઈને સુકવવાં.

**ક્લોઝ મેતર**—ઘણુંજ ધીમો ધીચ છાપેલું હોય, અને ઘણી સ્પેસો અથવા લેડો નાખવામાં નહીં આવેલી હોય, તેવાં છપાયલાંને કહે છે. જુઓ 'પ્રીંટીંગ.'

**ક્લોરાઇડ ઓવ ગોલ્ડ સોલ્યુશન**—એ ખુલ્લાં મોહડાંની બાટલીમાં અથવા નલીમાં પીગલી જાય છે. બંધ નલી યા પાણીમાં રાખવાથી રહી શકશે. એ ઘણું કીમતી છે, માટે કામમાં લેતી વેલાજ નલીને ફોડી કામમાં લેવું; જો ૧૪ ગ્રેન્સ સોલ્યુશન હોય તો ૧૪ ડ્રામ્સ પાણીમાં નાખવું. 'જુઓ ફોટોગ્રાફી.'

**ક્લોરાઈડ પ્લેટમ માટે હાઇડરો ક્વીનોન ડીવેલોપરસ**—૨ ગ્રેન્સ હાઈડરો ક્વીનોના (Hydroquinone), ૧૦ ગ્રેન્સ સલફાઈટ (Sulphite) ઓવ સોડા, ૧૦ ગ્રેન્સ કારબોનેટ ઓવ એમોનીઆ, અને ¼ આંઉસ ગ્રેન બ્રોમાઈડ ઓવ પોટાસીયમ લઈને ૧ આંઉસ પાણીમાં એકરસ કરો.

**ક્લોરેટ ઓવ પોતાશ લોઝેનઝીસ**—બ્લેક કરંટ પેસ્ટ (Black Current Paste) સાથે ૩ ગ્રેન્સ ક્લોરેટ ઓવ પોતાશ (Chlorate of Potash) મેલવો, અને તેની ૧ ટીકડી કરી તેની પર P. નીશાણ કરો. થોડે થોડે વારે એકેક યા બબે ઉમરે પુગેલાંઓએ લેવી.

☞બાઈકસ કમપેસ્ડ ટેબલેટ્સ ઓવ ક્લોરેટ ઓવ પોતાશ ઘણી સરસ હોય છે.

**ક્વરાબીજમાં ગોસ્ત**—'ચોધારામાં ગોસ્ત' પ્રમાણે કરવું, ફરક એટલો કે 'બારૂં ગોસ્ત' કાટવા આવે કે તેમાં બા શેર ઝીણા કાપેલા કાંદા અને ક્વરાબીજના દાણા, ચોધારીને બદલે નાખવા.

**ક્વાડ્રેત**—જુઓ 'પ્રીંટીંગ.'

**ક્વીન-ઉડ**—Queen-wood તે બ્રેઝીલ-ઉડ (Brazil-wood) સમજવું.

**ક્વીનાઇન આયરન માક્ષચર**—૮ ગ્રેન્સ સલફેત ઓવ ક્વીનાઇન, ૧૬ ગ્રેન્સ સલફેટ ઓવ આયરન, અને ૮ મીનીમ્સ ડાઇલ્યુટ સલફયુરીક એસીડ લઈ સઘળાંને ૮ આંઉસ પાણીમાં પીગલાવો. દહાડામાં ૩ વખત ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી પીવી.

**ક્વીનાબન ટુથ પાઉડર**—જુઓ 'દાંતનું મંજન, ક્વી૦'

**'ક્વીન્સ મેટલ' નામની ધાતુ**—Queen's Metal એક રૂપાં જેવી ધાતુ છે, અને તે બનાવવા માટે (૧) ૧૦૦ રતલ કલાઈ, ૮ રતલ રેગ્યુલસ ઓવ એનતીમની (સુરમો), ૧ રતલ બીસમથ, અને ૪ રતલ ત્રાંબું લેવું જોઈએ. (૨) નીચલી ચીજોને ગરમ કીધેલા મુસમાં પીગલાવી એકરસ કરો:—૯ ભાગ કહલાઈ, ૧ ભાગ સુરમાની ધાતુ, ૧ ભાગ બીસમટ, અને ૧ ભાગ સોનું. જો કઠણ જોઈતી હોય તો ૧૦૦ ભાગ ફરેંચ ઉંચું જસત (French Pewter), ૫ ભાગ સુરમો અને ૫ ભાગ પીતળ.

**ક્વીન્સી ગ્રેનાઇટ (અડદીઓ) પથ્થર પરનો કાટ**—જલ્દ લાઈ (Lye) વાપરવાથી Quincy Granite સાફ થાય છે. બીજી રીત એછે જે ૧ ગ્યાલન પાણીમાં ૩ રતલ સાધારણ ધોવા માટે વપરાતો સોડા ક્ષાર નાખી તેમને ઉકાલવું. પછી ૧ પીછા પેલા પથ્થર પર લગાડો.

**ક્વીન્સી, થોમાસ ડી**—પરચુટન બાબદો લખનાર ઈંગ્રેજ. (૧૭૮૫-૧૮૫૯). 'કનફેસન્સ ઓવ એન ઈંગ્લીશ ઓપીયમ ઈટર' ઘણી વખણાય છે. આ પ્રખ્યાત લખનારના લખાણો ૧૪ વાલ્યુમ્સમાં છપાયલાં છે.

**ક્વી, મોતીલાલ મનેશાવર**—'વાલમીક રામાયન'નો ગુજરાતીમાં ક્વીતારૂપી તરજુમો કરનાર.

**ક્વીલ પેન, નરમ, ને કઠણ કરવી**—ક્વીલ પેનને થોડા કલાક ફટકીના જલદ પાણીમાં બોળી રાખવી, એટલે તદન કઠણ જેવી બનશે.

**કંટોલાંની વાણી**—'કારેલાંની વાણી' વાલી રીત પ્રમાણે કરવું, ફરક એટલોજ કે કારેલાંને બદલે ૧ શેર કંટોલાં લેવાં.

**ક્રષ્ણરામ**—ભટ મેવાડો બ્રાહમણ ક્વી. ઈ-

સવી સન ૧૮૩૯ માં હૈયાત હતો. એણે 'રૂકમણી હરણ' અને જુદા જુદા રાગના પદ તથા ગરબીઓ રચેલાં છે, પણ સઘળાંમાં 'કળી કાળનું વર્ણન' ખચ્ચીત વાંચવા લાયક છે.

**કાઉપર, વીલીયમ**—એક ઇંગ્રેજ કવી (૧૭૩૧-૧૮૦૦) આલડાઇન એડીશન તથા ગ્લોબ એડીશનની આવૃતીઓમાં નીકળેલાં 'વર્કસ ઓવ વીલીયમ કાઉપર' વાંચો.

**કાઉલીન**—જ્યારે 'બાથ' નો રંગ લાલ થઈ જાય છે, ત્યારે તેમાં ૧ થી ૨ આંઉસ 'કાઉલીન' નાખી રાખવું. પછી તેને ઘણું હલાવીને એકરસ કરવું. પછી ઠરવા મુકવું, એટલે 'કાઉલીન' સાથે પેલો લાલ રંગ પણ નીચે બેસી જશે. જુઓ 'ફોટોગ્રાફી.'

**કાકડીનાં ફરેંચ અચાર**—ગરમ પાણીના પેનામાં કાકડીઓ (Gherkins) ને નાખી, ૧ મીનીટ સુધી ઉકાળો, અને પછી કાકડીને ગરમ ગરમ બાહેર કાહાડી એકદમ થંડાં પાણીનાં વાસણમાં નાખો; એક યા બે વખત થંડું પાણી બદલો, અને જ્યારે થંડી પડે ત્યારે ચાલણીમાં પાંચરી સુકવો. પછી કોડીના ૧ મોટાં વાસણમાં કાકડીઓને સુકી તે બુદે તેમ ગરમ કરેલો સરકો નામો, અને ૨૪ કલાક વેર રહેવા દેવા. ઉપલી રીત પ્રમાણે ૩ દીવસ સુધી કર્યા કરો. છેલી વખત જ્યારે સરકો નામો, ત્યારે પેહલાં ૧। બાટલી સરકામાં ૨॥ તોલા નીમક, ૧। તોલો મરી, જાવંત્રીનું મોટું તાણખલું, અને ૪ લારલના પાંદડાં (Bay-leaves) નાખી ઉકાળવું. આ ખખલતા સરકામાં કાકડીઓને ૨ મીનીટ સુધી રહેવા દેવો, અને પછી મોટાં મોંહડાંની સીસાઓમાં કાકડીઓને નાખી, તે ડુબે ત્યાં સુધી પેલો સરકો નામવો. પછી બાટલીને મજબુત બુચ મારી રહેવા દો. જોઇએ તો બીજો સરકો ઉમેરવો.

**કાકડીનાં વેલાતી અચાર**—પેહલાં કાકડી (Cucumbers) ને પાણીથી સારી પેઠે ધોઈ સાફ કરવી. જો નાની હોય તો આખીજ રહેવા દો, પણ જો મોટી હોય તો તેની જાડી કાતરીઓ કરી તેની પર નીમક છાંટી ૨૪ કલાક સુધી રહેવા દેવો. પછી કાકડીઓ કાહાડી લઈ કપડાંના કટકામાં નાખી સુકવો, અને તેની પર નીચે પ્રમાણે તૈયાર કીધેલો ગરમ ગરમ સરકો નામો. ૧। બાટલી સરકામાં ૧। તોલો દલેલી રાઈ, ૨॥ તોલા નીમક, ૨॥ તોલા તીખાં મરી, ०॥ ખમણેલું જાયફલ, અને ૧ ચમટી જેટલાં દલેલાં તુરાં મરી ને નાખી ઉકાળીને પેલી બાટલીઓમાં કાકડી ડુબે ત્યાં સુધી ગરમ ગરમ નામવો, અને બાટલીને મજબુત બુચ દેવો. બીજે દીને પેલો સરકો પાછો કાઢી, પાછો ગરમ કરી તરતજ કાકડીઓ પર નામી બાટલીને બુચ દેવો. એ પ્રમાણે ૪ દહાડા સુધી કયા કરવું. પછી બાટલીઓને મજબુત બુચો મારી ખાવા માટે તૈયાર રાખવી. કાકડી છલાછલ સરકાથી ડુબેલીજ રાખવી.

**કાકા કાહાણ**—એક પારસી લખનારનો તખલ્લુસ. એવણના લખાણો 'જામે જમશેદ' માં પરસીધ થાય છે, અને તે વાંચનારાંઓ—મુખ્ય કરી બાનુઓ—માં વખણાયછે. એવણના બીજા તખલ્લુસો પણ છે. મી૦ ફ૦ દા૦ પાંડે.

**કાગળ પરથી ઘી, તેલ, ચરબી** ઇત્યાદીના દાઘ કાહડનાની **મેળવણી**—ધોળી માટી (Pipe-Clay) નો ભેકો લઈ તેમાં થોડું પાણી ઉમેરી એકરસ કરી મલાડા જેવો પદારથ કરો. આ પદારથ કેટલાક કલાક સુધી કાગળ પર રહેવા દઈ પછી સાફ કરી નાખો.

**કાનખજુરાના ડંખના ઇલાજો**—(૧) ખાંડીમાં નીમક કોહવીને તે ડંખવાળા ભાગ પર લગાડવું (૨) ક્લોરોફોર્મ (Chloroform) માં નીમક કોહવી ડંખવાલા ભાગ પર લગાડવું.

**કાન દુખે તેના ઇલાજો**—૧ ભાગ એક્ષટ્રેક્ત ઓવ બેલેડોના (Extract of Belladonna) સાથે ૧ ભાગ ગ્લીશરીન (Glycerine) નો મીશ્ર કરી, તે કાનની આસપાસ સઘળે ઘસવું. (૨) જો દરદમાં લોહી નહી હોવાથી ચેહરો ફીકકો થાય તો (ક) દહાડામાં ૩ વખત બબે ચમચા આયરન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા, અથવા તો (ખ) દહાડામાં ૩ વખત બબે ચમચા આયરન એન્ડ કવાસ્યા મીક્ષચર (જુઓ નુસખો) ના લેવા, અથવા તો

(ગ) દહાડામાં ૩ વખત બબે ચમચા સીતરેત ઓવ આયરન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા, અથવાતો (ઘ) દહાડામાં ૩ વખત સલફેત ઓવ આયરન પીલ્સ (જુઓ નુસખો) ની અકેકી ગોળી લેવી. (૩) કેટલાક દીવસ સુધી દરરોજ ચચાર કલાકે ૧ આઉંસ પાણીમાં ૫ ગ્રેન્સ ક્રોતોન-ક્લોરલ-હાઇદરેત (Croton-chloral-hydrate) પીગલાવી પીવું. જ્યારે કાનના અંદરના ભાગમાં દુખારો (Ear-Ache) થાય ત્યારે નીચલા ઇલાજોમાંનો એકુ અજમાવવો. (૧) પેહેલાં જુલાબ લઇ પછી. મીઠાં તેલમા રૂ બોળી તેનું પુમડું કાનમાં મુકવું (૨) જુલાબ લઇ કાન ઉપર ખસખસના પોસનો ગરમ ગરમ સેક કરવો. (૩) જો કાન સુકકો હોય, અને અંદરથી ચમક મારે તો ગળગોટાના લીલાં પાંદડાંના રસના સેજ ગરમ ટીપાં કાનમાં નાખવાં

**કાન પાકેલા**—કાન અંદરથી પાકીને તેમાં વવલાત, તથા ચસકા મારતા હોય, અને રસી જતી હોય તો તાજાં ઇંડાંનું તેલ કાઢી તેના થોડાંક ટીપાં કાનમાં નાખવાં, અને દરરોજ સાબુ પાણીથી પીચકારીઓ મારવાની સંભાલ રાખવી.

**કાનમાં જીવજંતુ જાય તેના ઉપાયો**—(૧) સાબુનું પાણી પીચકારી કાનમાં મારવું. (૨) રાતના ગ્લીશરાનના ટીપાં નાખી, રૂના પુમડાંથી કાન બંધ કરી, સવારના સાબુ પાણીની પીચકારીથી કાનને સાફ કરવો. (૩) જો કાંઇ પથ્થર, દાણો ઇત્યાદી વસ્તુ પેસ થઇ હોય તો ૧ ચીપીયા વડે તે ખેંચી કાહાડવું.

**કાનમાંથી પરૂ નીકલે તેના ઇલાજો**—(૧) જો કાનમાં દુખારો ઘણો થાય અને તાવ આવે તો એકોનાઇત મીક્ષચરના નુસખામાં જણાવ્યા પ્રમાણે તે દવાનો ઉપયોગ કરવો. (૨) જો ઘણા દહાડા થયા છતાં બંધ નહી પડતું હોય તો ગ્લીશરીન ઓવ તેનીન (Glycerine of Tennin) થી કાનમાંનો પરૂ ઝરફવાનો રસ્તો પુરવો, અને ઉપર રૂનું પોરીયું મુકવું. જો પેહેલીજ વખતે સાફ થયલું નહી જણાય, અથવા થોડા દહાડા રહી પાછું પરૂ નીકલે તો બીજી વખત ઉપલી દવાથી કાન ભરવો. (૩) ચુનાના પાણીની પીચકારી કાનમાં મારવી. (૪) ૧ પૈંત પાણીમાં ૧ દ્રામ ફટકી પીગલાવી તેની પીચકારી કાનમાં મારવી (૫) ૪ આઉંસ પાણીમાં ૧ થી ૨ દ્રામ્સ તીંકચર ઓવ પલસેતીલા (Tincture of Pulsatilla) ના ભેલી તેની પીચકારી મારી કાન ધોવો.

**કાચ કાપવાની રીત**—૧ વાસણમાં કોઇબી જાતનું તેલ ભરી, જે ભાગ કાપવાનો હોય તેજ ભાગ બોળવો. પછી ૧ લોખંડનો તપાવેલો લાલ ચોલ સળ્યો લઇ હલવે હલવે પેલાં તેલમાં બોળવો, એટલે કાચ તેલની સપાટી ગમથી ભાંગી જશે.

**કાચ કોતરનારી પ્રવાહી**—૧ રકાબી લઇ તેમાં ૩ આઉંસ બેરીયમ સલફેટ (Barium Sulphate) અને ૧ આઉંસ એમોનીયમ ફલુરાઇડ (Ammonium Flouride) નાખી બન્ને મેલવણીને એકરસ કરો. પછી પાટલી લાહી જેવું કરવા માટે તેમાં પુરતી સલફયુરીક એસીડ ઉમેરો. પછી ઉંટના બાલની એકાદ પીછીથી અથવા ક્વીલ પેનથી ઉપલી પ્રવાહી વાપડો. આ પ્રવાહી ગતાપરચાની સીસીમાં રાખવી જોઇએ.

**કાચ ચીતારવા માટે કાળો રંગ**—લુહારસોનીની દુકાનમાં લોખંડના જે પાતલા પોપડા આવે છે તે ૧૪॥ આઉંસ લઇને તેને ૨ આઉંબીલોરી સફેદ કાચના ભુકા સાથે એકરસ કરો. પછી તેમાં ૧ આઉંસ સુરમો અને ૦॥ આઉંસ મેનગેનીઝ (Manganese) ઉમેરી સઘળાંને ખાંડણીમાં છુંડી જલ્લદ સરકાથી એકરસ કરો.

**કાચ ચીતારવા માટે પીળો રંગ**—ક્લોરાઇડ ઓવ સીલવર, ઓક્ષાઇદ ઓવ ઝીંક, સફેદ ચીકણી માટી, અને લોખંડનો કાટ લઇ સઘળાંને બારીક વાટી એકરસ કરો, અને જલ્લદ સરકામાં પલાલો.

**કાચ ચાતારવા માટે રાતો રંગ**—૧ આઉંસ લાલ ચાકનો બારીક ભુકો, ૨ આઉંસ સફેદ કડણ મીનાકારીનો ભુકો, અને સેજ પેરોક્ષાઇડ ઓવ કોપર લઇ સઘળાંને એકરસ કરી જલ્લદ સરકામાં પલાલો.

**કાચનો ભુકો કરવાની સહેલી રીત**—કાચને ચુલામાં મુકી લાલ તપાવીને એકદમ ઠંડાં પાણીમાં બોળી દેવો, એટલે ભુકો થઇ જશે. પછી તે ભુકાને ગાળી કાઢી સુકવો. આ ભુકો પાલીસના કાગલ બનાવવામાં, વારનીસ ગાળવામાં, અને બીજાં કામોમાં વપરાય છે.

**કાચ સાથે ધાતુ વલગાવવી**—જુઓ 'ધાતુ સાથે કાચ વલગાવનારી મેલવણી.'

**કાચ સાંધનારી મેલવણી**—'આઇસીંગગ્લાસ' તદન નરમ થાય તેટલો વખત પાણીમાં ભીંજવી રાખો, પછી પાણી કાઢી નાખી પેલો પોચો આઇસીંગગ્લાસ પીગલે એટલો તેમાં પ્રૂફ સ્પીરીત નાખો. પીગલી રહયા પછી તેમાં થોડુંક રાલનું વારનીશ ઉમેરો

**કાટ, રસ્યા લોખંડપરનો**—જુઓ 'રૂસ્યા લોખંડપરનો કાટ વગેરે.'

**કાટ, લોખંડપર અહતો અટકાવવાની રીત**—થોડી મીનીટ સુધી સોલ્યુશન ઓવ કારબોનેટ ઓવ પોતાશમાં અથવા સોલ્યુશન ઓવ સોડામાં બોળવું.

**કાપવાના હથીયારો માટે બ્રોંઝ ધાતુ**—૧૦૦ ભાગ ત્રાંબું અને ૧૪ ભાગ કહલાઇના લેવા.

**કાબરાજી, કેખસરૂ, નવરોજી**—સંસારી વાર્તાઓનો એકકો લખનાર. 'દુખ્યારી બચુ' સોથી સરસ પારસી સંસારી વાર્તા ગણાય છે. એનો પાયો East Lynne પરથી લીધેલો છે બીજી સંસારી વાર્તાઓ, જેવાંકે 'ગુમાસ્તાની ગુલી ગરીબ' (Mrs. Haliburton's Troubles), 'દારાશાના' (Chennings) ઇત્યાદી સ્ત્રી બોધ નામના ચોપાન્યાંમાં પ્રગટ થયલી છે. નાટકોમાં 'નીંદ્રાખાનું,' તથા 'જમશેદ' તથા 'ફરેદુન' તથા 'વીનાશકાળે વીપરીત બુદધી' તથા 'રૂસ્તમ અને સોહેરાબ' ઇત્યાદી વખણાય છે. ૧૮૪૭ માં જનમ્યા.

**કાબરાજી, બમનજી નવરોજજી**—વાર્તાઓ તથા નાટકો લખનાર. 'વાર્તાઓમાં 'હેલજાંગ દલેર' તથા 'સીપાહ બચ્ચાની સજનની' તથા 'કાવલાની કાહાણી' વગેરે. નાટકોમાં 'ખુસરો અને પરીચેહેર' તથા 'જફા પર વફા' વખણાય છે. ૧૮૬૩ માં જનમ્યા.

**કારડીંગ-એનજીન્સ**—સ્કચર મેશીનમાં સાફ કીધેલા રૂમાં રહી ગયલો કચરો 'કારડીંગ' દુર કરે છે, દરેક રેષાને સીધા અને સરખા રાખે છે, અને પછી તેને 'સ્લીવર' માં મુકે છે. જેને આપણે સાધારણ રીતે 'સંચાનો કાપુસ' કહીએ છીએ. જુઓ 'સ્પીનીંગ, કોટન.'

**કારબોન**—જુઓ 'ઝીંક કારબોન બેટેરી માટે કારબોન.'

**કારબોન તીસ્યુ માટે સોલ્યુશન**—જુઓ 'સેનસીતાઇઝીંગ સોલ્યુશન કાર૦'

**કારબોન પ્રીંટ માટે વેક્ષીંગ સોલ્યુશન**—જુઓ 'વેક્ષીંગ સોલ્યુશન.'

**કારબોન પેસ્ત**—જુઓ 'દાંતનું મંજન, કાર૦'

**કારબોનેટ એમોન્યા મીક્ષ્ચર**—૪૦ ગ્રેન્સ કારબોનેટ ઓવ એમોન્યા, ૨॥ ડ્રામ્સ ક્લોરીક એસીડ, અને ૨ આંઉસ મ્યુસીલેજ ઓવ એકેસાયેને ૮ આંઉસ પાણીમાં પીગલાવો. દર ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા ભરી પીવાં.

**કારબોનેટ ઓવ પોતાશ**—૬૮$\frac{2}{10}$ ભાગ પોતાશ, અને ૩૧$\frac{8}{10}$ ભાગ કારબોનીક (Carbonic) એસીડ મેલવ્યાથી Carbonate of Potash, અથવા સોલ્ત ઓવ તારતર, અથવા પરલાશીસ બને છે.

**કારમીનેટીવ મીક્ષ્ચર**—૪૦ ગ્રેન્સ પાઉડરડ રાયુબરબ, ૪૦ ગ્રેન્સ પાઉડરડ જીનજર, ૮૦ ગ્રેન્સ બાઇકારબોનેટ ઓવ સોડા અને ૨॥ ડ્રામ્સ એરોમેટીક સ્પીરીત્સ ઓવ એમોન્યા લઇને ૮ આંઉસ સીનેમોન વોતરમાં પીગલાવવું. ઉમરે પુગેલાંઓએ દર ચચાર કલાકે બબે ચમચા પીવી.

**કારલાઇલ, થોમાસ**—ઇત્યાસીક વૃતાંત, નીબંધ અને પરચુતન બાબદ પર ઇંગ્રેજી લખનાર ૧૭૯૫ માં જનમ્યો. ૩૮ વોલ્યુમ્સમાં એ લખનારના પુસ્તકો ઇંગ્રેજીમાં 'પીપલ્સ એડીસન' નામની આવૃતીમાં નીકલ્યાંછે, જે છુટાં છુટાં મલેછે.

**કારી માછલીની**—'ગોસ્તની કારી' પ્રમાણેજ કરો. ફરક એટલોજ કે બારૂં ગોસ્ત લેવાને બદલે માછલીને કાપી યા કોલમી હોય તો તેના કોટલાં કાઢી નાખી તેમાં નીમક નાખી હાથથી મેલવીને ૦ા કલાક રહેવા દેવું. પછી ૪-૫ વખત માછલીને ધોઇ કાહાડો, અને પેલા મસાલામાં નાખો.

**કારેલાંની વાણી**—૩-૪ કારેલાં લઇ તેને સમારી બબે ઉભી ચીરો કરી, બીયાં કાહાડી નાખી, તે ચીરોમાં સેજ નીમક ભરવું. જરા વાર રહી દરેક ચીર હાથથી દાબવી, જેથી રસ નીકળી જાય; પછી તેના નાના કટકા કરી પાણીમાં નાખી એક બાજુ મુકવા. પછી ૧ તપીલીમાં ૦ાશેર જેટલું ઘી નાખી ૩-૪ કાંદા કાપી તળવા મુકવા; કાંદા લાલ થવા આવે કે તેમાં સેજ નીમક, સેજ દલેલાં મરી, હલધ તથા કારેલાંના પેલા કટકા નાખી ચમચે કરી ઉઠલ પાઠલ કરવો, અને તેમાં ૧ કળશીયા જેટલું પાણી નામી ચરવા મુકવાં. ચરી રહે કે ઉતારવાં. (૨) કેટલાકો કારેલાં ચરી રહેવા આવે કે તેમાં ૦ા શેર ગોળ પણ નાખે છે.

**કાળાં લેમ્પ શેડસને અંદરથી રંગવાની રીત**—આલકોહોલીક સોલ્યુશન ઓવ શેલેક (Alcoholic Solution of Shellac) નું પડ આપી તે પર સુફેદ (Zinc White) રંગનો હાથ મારો.

**કાળાં ભમર રંગનાં કપડાં રંગવાં**—'કાળા રંગનાં રૂના કપડાં રંગવા' પ્રમાણે સઘળું કરો; પણ પતંગ સાથે ૧ રતલ ફુસ્તીક (Fustic) નામનું રંગવાનું લાકડું ઉમેરવું, અને પછી 'કાળાં રંગના રૂના કપડાં રંગવાં' પ્રમાણે સઘળું કરવું.

**કાળા રંગના ઉનના કપડાં રંગવાં**—૦ા રતલ કેમફદ (Camwood) પીગલાંવેલાં ગરમ પાણીમાં ૨૦ મીનીટ સુધી ૧૦ રતલ ઉનના કપડાં બોળી રાખવાં. પછી કપડાં ઉંચકીને પેલાં પાણીમાં ૦ા રતલ હીરાકશી ઉમેરવી, અને ૨૦ મીનીટ સુધી પાછાં કપડાં બોળવાં. પછી બલતું કાહડી લઇને પેલાં કપડાં આખી રાત તેમાંજ રાખી મુકવાં. સવારના થંડાં પાણીથી કપડાં ધોવાં; પછી ૧ બીજાં ગરમ પાણીના વાસણમાં ૫ રતલ પતંગનો બારીક ભુકો (Logwood) અને ૧ પેંત મુતર ડોહોવી તેમાં ૧ કલાક સુધી પેલાં કપડાં બોળવાં. પછી કપડાં પાછાં બાહેર ઉંચકીને પેલાં પાણીમાં ૦ા રતલ હીરાકશી ઉમેરીને તેમાં બીજા ૦ા કલાક વેર પેલાં કપડાં પાછાં બોળી રાખવાં. પછી થંડાં પાણીથી ધોઇને સુકવો.

**કાળા રંગના રૂના કપડાં રંગવાં**—'સ્લેત રંગના કપડાં રંગવાં' (જુઓ નુસખો) પ્રમાણે સઘળું કરો. પણ હીરાકસીવાલાં સોલ્યુશનમાં ૦ા કલાક રાખ્યા પછી, કપડાંને નીચોવવાં, અને પછી ચુનાના પાણી (જુઓ નુસખો) માં ૧૦ મીનીટ રહેવા દઇ ૩ રતલ પતંગ (Logwood) વાલાં ઉકાલેલાં પાણીમાં (જુઓ પતંગનો ઉકાલો) ૦ા પેંત મુતરની ઉમેરી તેમાં પેલું ૧૦ રતલ કપડું ૦ા કલાક વેર રાખી ઉકાલો પછી તેમાં ૨ આંઉસ હીરાકસી નાખી બીજી ૧૦ મીનીટ કપડાં રહેવા દઇ, થંડાં પાણીથી ધોઇ નાખો

**કાળા રંગના રેશમી કપડાં રંગવાં**—૦ા રતલ હીરાકસીવાલાં પાણીમાં ૫ રતલ વજણના રેશમી કપડાં ૧ કલાક સુધી બોળો, પછી તેને થંડાં પાણીથી ધોવો. પછી ૪ રતલ પતંગના લાકડાં વાલા ઉકાલા (જુઓ પતંગ અથવા લોગઉદનો ઉકાલો) માં ૦ા પેંત મુતરની નાખી તેમાં ૧ કલાક સુધી કપડાં બોળવાં. પછી કપડાં બાહેર કાહાડી પેલાં પાણીમાં ૨ આંઉંસ હીરાકશીનું પાણી ઉમેરી તેમાં કપડાં પાછાં બોળો. ૧૫ મીનીટ રહીને, થંડાં પાણીથી ધોઇ, સુકવો.

**કાળી કોસમેટીક**—કોસમેતીક બનાવવાની રીતવાલા નુસખામાં લખ્યા પ્રમાણે કરો. ફરક એટલોજ કે ચરબી સાથ મીન પીગલાવ્યા પછી ૨ ભાગ આઇવરી બ્લેક (કાલા) રંગને તેની તેની સાથે ધુંટો.

**કાલીદાસ**—સંસ્કૃત કવીતા અને નાટક રચનાર મહાન હીંદુ. મખ્યાત 'શાકુન્તલ નાટક' એણે કીધું હતું. એ ઉપરાંત 'રઘુવંશ' તથા 'કુમાર સંભવ' તથા 'વીક્રમોર્વશી નાટક'

તથા 'શૃંગાર' તથા 'મેઘદુત કાવ્ય' ઇત્યાદી કવીતા અને નાટકો એના હાથે લખાયલા છે. ગુજરાતીમાં 'શાકુન્તલ નાટક' નો તરજુમો મી૦ જવેરીલાલ ઉમ્યાંસંકર યાજ્ઞીકે, તથા મી૦ દલપતરામ પ્રાણજીવન ખખર તથા બીજાઓએ કીધા છે.

**કાળીદાસ**—વડનગરો નાગર બ્રાહમણ કવી. ઇસવી સન ૧૭૬૧ માં એ હૈયાત હતો. એણે 'ધ્રુવાખ્યાન' તથા 'ઇશ્વર વીવાહ' તથા 'પ્રલ્હાદાખ્યાન' તથા 'સીતા સ્વયંવર' વગેરે રચેલાં છે.

**કાલી-ફ્લાવરના વેલાતી અચાર**—સફેદ ફુલના મોટા અને સોજા કાલી ફ્લાવર (Cauliflower) ના દડા લઇ ડડ અને પાંદડાં કાઢી નાખો. પછી પેલાં ફુલને ૫ મીનીટ સુધી ખખલતાં પાણીમાં રાખી મુકો, પણ તેને ઉકાલવાં નહી. સઘળું પાણી નીચોવી નાખી પસંદ પડતા ઘેરાવાના કટકા કાપી કાઢી સુકવવા માટે તેમને ચાલણીમાં નાખો. પછી ૧ બરણી લઇ અડધી અડધ પેલા કટકાથી ભરી તેની પર બરણી ભરાય ત્યાંસુધી આગલથી મસાલામાં ઉકાળેલો પણ થંડો સરકો નામવો. મસાલાનો સરકો નીચે પ્રમાણે બનાવો :—(૧) ૧ા બાટલી સરકામાં ૨ આંઉંસ તીખાં મરી, ૧ ડ્રામ તુરાં મરી, ૧ આંઉંસ છોલેલું આદુ, અને ૦ાા આંઉંસ જાવંત્રી નાખી ઉકાલો.

**કાલી-ફ્લાવરમાં ગોસ્ત**—'ખારૂં ગોસ્ત' બનાવી, તેમાં કાલી-ફ્લાવરના ફુલવાલાં ફુમલાં દાંખલાં કાપી નાખવાં, અને તેની અંદર કાંદાનો દાઘ તથા ૧ નાળીએર ખમનીને તેનું દુધ નામવું, અને કાલી-ફ્લાવર ચરી રહે અને પાણી બળી જાય કે નીચે ઉતારવું.

**કાળી શાઇ, ઝાંખી ન પડે તેવી**—૧ વાસણમાં ૪ રતલ માયાનો ભુકો નાખી તેમાં ૪૦ બાટલી પાણી નામી આસરે ૧ મહીનો રહેવા દો. દરરોજ તેને હલાવ્યાની યાદ રાખવી. પછી તેમાં ૧ રતલ ગુંદર, ૧ રતલ પતંગનો ભુકો, અને રતલ હીરાકસી નાખી પીગલાવો, અને તેમાં ૮ આંઉંસ બરાન્ડી નાખો.

**કાળું સ્તેનસીલ બ્લેકીંગ**—(Black Stencil Blacking) બીબાં વગેરેથી ચીતારવાનું બ્લેકીંગ બનાવવું હોય તો ૧ ભાગ સોજી મેશ યાને કાજળ અને ૨ભાગ થોડાંક ગ્લીસરીન સાથનો પ્રસ્યન બ્લુ લઇને તેમનો ઘણોજ બારીક ભુકો કરી તેમાં ૩ ભાગ ગુંદર (Gum Arabic) ઉમેરીને જોઇતાં ઘટપણા માટે પુરતી ગ્લીશરીન (Glycerine) નાખો.

**કાસ્ત-અપ આ વર્ક**—જુઓ 'પ્રીંટીગ.'

**કાશમીર ચટણી**—૧ શેર શુકું છોલેલું લશણ, ૦ાા શેર પીસેલી રાઇ, અને ૧ શેર સુક્કાં મરચાંની ભુકીને પાટા પર નાખી પીશવું. પછી ૧ વાસણમાં ૩ બાટલી સરકો, ૧ શેર આદુની સલેશ, ૨ શેર કીશમીશ દરાખ, અને ૨ાા શેર ગોળ, તથા પેલો પીસેલો મસાલો નાખી એકરસ કરવું, અને તે બરણી યા બાટલીઓમાં ભરી પેક કરવું. પછી તે પંદરેક દીવસ તડકામાં મુકવી.

**કાંજી, મીલોમાં વપડાતી**—'**સાઇઝ**, આપણા દેશની મીલો કરે છે તે,' '**સાઇઝ** બનાવવાની રીત,' તથા '**સાઇઝ** બનાવવાની વેલાતી મેલવણીઓ' ના મઠાલાં હેથલની બાબદો વાંચો.

**કાંટા, છરી, ઇત્યાદી ચળકાતવાલા**—જુઓ 'છરી, કાંટા, ઇત્યાદીને ચલકતા કરવા' વાલી બાબદ.

**કાંતાવાલા, હરગોવન દ્વારકાંદાસ**—એક વાર્તા લખનાર. 'અંધેરી નગરીનો ગર્ધશેન' વાંચો.

**કાંદાનું વેલાતી અચાર**—સફેદ કાંદાની છાલ છોલી તેમને સરકાથી અડધાં ભરેલાં કોડીના વાસણમાં અકેક પછી બોળી કાદો. પછી પેલા સરકામાં દર ૧ા બાટલીએ ૧ આંઉંસ આખાં મરી, ૧ ચમચો નીમક અને સેજ આદુ નાખી, તેને ૫ મીનીટ સુધી હલવે હલવે ગરમ કરી થંડું પાડો, અને તે મેલવણીમાં પેલા કાંદા બોલી, પાછું સઘળું ૨ મીનીટ સુધી ઉકાળી સેજ થંડું પડે કે બરણી યા બાટલીઓમાં ભરવા. એટલી સંભાલ લેવી કે કાંદા પેલા સરકામાં તદન ડુબી ગયલા હોવા જોઇએ.

**કાંદાનાં સ્પેનીશ અથાર**—થોડાંક કાંદા લઇ, છાલ છોલી, તેના બારીક કટકા કરવા. પછી ઇંડું મુકયાથી ઉપર તરે એવું મીઠાંનું જલ્લદ ખારૂં પાણી બનાવી, તેમાં પેલા કટકા ૨૪ કલાક સુધી ભીંજવી રાખવા. પછી પાણી નીપારી કાહાડી પોહોલાં મોહડાંની બરણીમાં તે કટકાને નાખવા, અને તેની અંદર દર ૩ કાંદાએ ૧ કાપેલું લવંગ્યું મરચું, ૪ લવીંગની કળીઓ, અને ૨॥ તોલા આખાં મરી નાખવાં. પછી બરણી ઉપરવેર ભરાય તેટલો સરકો નામો, તેની ઉપર ઢાંકણ દેવું. પછી એક મોટા વાસણમાં થંડું પાણી નાખી, તેમાં પેલી અથારથી ભરેલી બરણી યા બાટલીઓ મુકી, જ્યાં સુધી કાંદા નરમ થાય ત્યા સુધી ધીમી આંચે બાફવા જો ઘટતું દીસે તો થોડોક વધારે સરકો નામવો. પછી બરણીઓના ઢાંકણો મજબુતીથી ઢાકી દઇ, તેમને થંડી પણ સુકી જગામાં મુકવી.

**કાંદી બનાવવી**—જુઓ (૧) લ્યુસીફર મેચીસ માટે મેલવણી (૨) સેફતી મેચીસ બનાવવાની જુદી જુદી રીતો.

**કાંસાંનું પડ**—જુઓ 'ચલકાત આપે એવું કાંસાંનું પડ' વાલી બાબદ.

**કાંસાનું પડ આપવાની રાત**—પાતળાં વારનીશમાં કાંસાનો ભુકો (Bronze Powder) નાખી તેમાં જે ચીજને પડ આપવું હોય તે ચીજને બોળી કાઢો

**કાંસું, એસીડ પ્રૂફ**—જુઓ 'એસીડ પ્રૂફ કાંસું બનાવવાની રીત.'

**કાંસું, ચાંદ માટે**—(૧) ૮૯ ભાગ ત્રાંબું, ૮ ભાગ કહલાઇ, અને ૩ ભાગ જસત (૨) ૯૫ ભાગ ત્રાંબું અને ૫ ભાગ કહલાઇ.

**કાંસું, પ્રવાહી**—૧ પાંઇત જલ્લદ સરકામાં ૧ આંઉંસ નવસાગર, ૦॥ આંઉસ ફટકી, અને ૦। આંઉંસ સોમલ (Arsenic) નાખી પીગલાવો. પછી કામમાં લેવો.

**કીઆસ, કાવસજી દીનશાહ**—એક લખનાર. 'શેખશાહદીનું ગુલેસ્તાન' તથા 'બેડેરામ ગોર અને બાનુ હોસંગનો કીસ્સો' ઇત્યાદીના કર્તા.

**કીટ્સ જોન**—એક ઇંગ્રેજ કવી, (૧૭૯૬-૧૮૨૧). 'પોએમ્સ ઓવ જોન કીટ્સ' વાંચો.

**કીડ**—(૧) સુખડનાં તેલને લીંબુનાં રસમાં મેલી કીડવાલા ભાગપર લગાડો. (૨) ગરમ પાણીમાં ગંધક નાખી તેમાં કીડવાલો ભાગ બોળી રાખવો. (૩) કપુર, કહલાઇ, સફેદો, કાથો, ગંધક અને મુરદાર સીંગ. દરેક અકેક તોલા જેટલી લઇ, મીઠાં તેલ સાથે મેલવી કીડવાલા ભાગપર લગાડો.

**કીડીઓને મારી નાખવાનો ઉપાય**—૧ વાદલાં (Sponge) ના કટકા ઉપર ખાંડ ભભરાવી તે કટકાને કીડીના દર આગલ મુકવો. જેવી કીડીઓ વાદલાં પર ચહડે કે તે કટકાને ઉકળતાં પાણીમાં નાખી પાછું બાહેર કાહડો.

**કીડ તથા ખુજલી ઘોડાને થતી**—ઘોડાના બદન પરના સગળાં કપડાંઓને અને સામાનને ખખલતાં પાણીથી ધોઇ કહાડવાં, અને સઘળાં સામાનને તરપેનટાઇન તેલ લગાદવું આખો તબેલો, કટેરા, ભીંત, ઇત્યાદી સઘળું ગરમ પાણી અને સાબુથી સારીપેરે ધોઇ નાખી તે સઘળી જગાપર ફેનાઇલનું પાણી છાંટવું. પછી ઘોડાને એક હલકો જોલાબ આપવો, અને ૧ અઠવાડયાં સુધી ૧ આંઉંસ લાઇકર આરસેનીકેલીસ આપવું બીજા અઠવાડયાંથી ૧ દ્રામ એમેતીક તારતાર આપવું. એ રીતે જ્યાં સુધી ઘોડાની તંદુરેસ્તી સુધરે ત્યાં સુધી અવારનવાર આપ્યા જવું. ઘોડાને ગરમ પાણી અને નરમ સાબુ (Soft Soap) થી ધોવો, અને જે પોપડા બંધાયા હોય તે કાહડી નાખવા. નહવાડયા પછી કેરોસીન તેલ ખુજલીવાલા ભાગો પર લગાડી તડકામાં જાનવરને ઉભું રાખી તેને સુકવી નાખવું. કેટલાકો ઘાસલાઇટ તેલને બદલે નીચલી મેલવણી ખુજલીવાલા ભાગોપર લગાડે છે :—
૧ પેત પાણીમાં ૨ દ્રામ્સ પ્રૂસીક એસીડ અને ૧ દ્રામ રસકપુરને પીગલાવવો. આ ઉપાયો ૨॥ મહીના સુધી અજમાવવા.

**કીરમજી રંગના ઉનનાં કપડાં રંગવાં**—૧ રતલ તારતર (Tartar) ૨ આંઉંસ સુકો કોચીનીયલ (Dry Cochenial), ૦॥ રતલ

સુમેક (Sumach) અને ૫ા રતલ ફસ્ટીક (Fustic)ના ઊકળતા પાણીમાં ૧ કલાક સુધી ૪૦ રતલ ઉનનાં કપડાં બોળી રાખો: પછી થંડા પાણીથી ધોઇને સુકવો.

ક્રીરમજી રંગનાં રેશમી કપડાં રંગવાં—૪ રતલ વજનના રેશમી કપડાંને એનોતા-પાણી (જુઓ નુસખો)માં ઉકાલીને થંડાં પાણીથી ધોઇ નાખો. પછી પથ્થર યા ત્રાંબાંના ૧ વાસણમાં પીચવુદ પ્લમ્બ લીકર (Peachwood Plumb liquor) માં ૦ા કલાક બોળી રાખી, બાહેર કાહાડી, થંડાં પાણીથી ધોઇને પછી સુકવો.

કીંગ્સ યલ્લો—King's Yellow નું બીજું નામ સલફ્યુરેત ઓવ આરસેનીક (Sulphuret of Arsenic) છે.

કીંગસલે, ચાર્લસ—કવીતા, વાર્તા, અને નીબંધ લખનાર ઇંગ્રેજ. (૧૮૧૯-૧૮૭૫). એના રચેલાં પુસ્તકોમાં 'વેસ્તવર્ડ હો!' તથા 'હીપેસીયા' તથા 'આલ્તન લોક' તથા 'હીયરવર્ડ ધી વેક' નામના ઘણા વખણાય છે.

કીંગ્સલેક, એલેકઝાંડર વીલીયમ—પરયુટન બાબદો લખનાર ઇંગ્રેજ. ૧૮૦૯ માં જનમ્યો; એનુ રચેલું 'ઇએધન' નામનુ પુસ્તક વખણાય છે.

ક્રીએસોટ મીક્ષ્ચર વીઠ ઓપીયમ—ક્રીએસોટ (Creasote) ૮ માનીમ્સ, ૧૬ માનીમ્સ ટીંકચર ઓવ ઓપીયમ, ૨ ડ્રામ્સ સ્પીરીટ ઓવ ક્લારોફોરમ, અને ૧ આઉંસ ગ્લીસરાઇન લઇને ૮ આઉંસ પાણીમાં પીગલાવો દર ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા જેટલી પીવી.

ક્રીએસોટ લીંન્ક્ટસ—૪ માનીમ્સ ક્રીએસોટ (Creasote) ને ૦ા આઉંસ ગ્લીસરીન (Glycerine) લઇને ૪ આઉંસ પાણીમાં ભેળો જયારે કફ અથવા ઠાંસો ઘણોજ સખત હોય ત્યારે અકેક ચમચી લેવી.

ક્રીમ ઓવ તારતર—Cream of Tartar ને સ્વચ્છ બાઇતારત્રેટ ઓવ પોતાશ (Bitartrate of Potash, purified) ધારવું. પીપનાં પાસાંઓમાં બંધાઇને ચોંટી રહેલા દ્રાક્ષ-દારૂના ખાટા પોપડાને 'તારતર' કહે છે.

ક્રીશના—એની સંસક્રુતમાં રચેલી 'ક્રીતોપદેશ' ને જોનસને રચેલો ઇંગ્રેજીમાં તરજુમો વાંચો. ગુજરાતીમાં પણ તરજુમો પ્રસીધ્ધ છે.

ક્રીસ્ટલ્સ ઓવ તીન—Crystals of tin ને કલોરાઇડ ઓવ ટીન (Chloride of tin) પણ કહે છે.

ક્રીસ્ટેલાઇઝ્ડ ઓઇલ, બાલ માટે—૧ રતલ કોઇપણ જાતના એનફ્લ્યુરેજ (નુસખાઓ જુઓ) ઓઇલમાં ૨ આઉંસ મગરમચ્છની ચરબી (Spermaceti) પીગલાવી, હલવે હલવે થંડું પડવા દેઓ: આથી Crystallised Oil બનશે.

ક્રીસી, સર એડવર્ડ શેફર્ડ—એક તવારીખ લખનાર ઇંગ્રેજ. (૧૮૧૨-૧૮૭૮). એનું 'ધી ડીસાઇસીવ બેટલ્સ ઓવ ધી વર્લ્ડ' નામનું પુસ્તક ઘણું વખાણવા જોગ છે.

કુકડીઆ ખાંસી—Croup માં ખાંસી સાથે તાવ હોય છે, સાદ બેસી જાય છે, શ્વાસ મુશ્કેલીથી લેવાય છે. ખાસતી વેલા કુકડાંના જેવો અવાજ નીકલે છે. કોઇ કોઇ વેલા ઉપલીયું પણ થાય છે. આ દરદ ઘણુંખરૂં દશ વરસની અંદરના બચ્ચાંઓને થાય છે. ઉપાય એ કે—૧ ચમચી ઇપીકેક્યુએનાહે વાઇન (Ipecacuanha Wine) ની પાવી; ગળાંપર પોલ્ટીસ મુકવી, અને ગરમ પાણીનો બાફ લેવો. ઘણો પુસ્તીકારક ખોરાક આપવા અગત્યનું છે.

કુપર, જેમ્સ ફેનીમોર—અમેરીકન વાર્તા લખનાર (૧૭૮૯-૧૮૫૧). 'પાઇલત' તથા 'લાસ્ત ઓવ ધી મોહીકન્સ' તથા 'પાથફાઇન્ડર' તથા 'ડીઅર-સ્લેઅર' નામની વાર્તાઓ મુખ્ય કરી વખણાય છે.

કેએન પેપર ગારગલ—૧૦૦ માનીમ્સ ટીંકચર ઓવ કેપસીકમ (Capsicum) અને ૫૦ માનીમ્સ નરમ એસેટીક એસીડ (Dilute Acetic Acid) લઇને ૦ા પાઇંટ પાણીમાં નાખો, અને સઘળાંને હલાવો. ઉમરે પુગેલાંઓએ દહાડામાં ૨ અથવા ૩ વાર વાપરવું.

કેન—એની રચેલી 'આર્કતીક એક્સપ્લોરેશન' વાંચો.

**કેનટેરીડીઝ મીક્ષચર**—૧૫ મીનીમ્સ ટીકચર ઓવ કેનટેરીડીઝ (Cantherides) ને ૨ આઉંસ પાણીમાં ભેલો. દર બબે અથવા ત્રણ ત્રણ કલાકે એકેક ચમચી ઉમરે પુગેલાંઓએ પીવાં.

**કેડનો સંધીવા**—(૧) દહાડામાં ૩ વખત બબે ચમચા આયોદાઈડ ઓવ પોતાસીયમ મીક્ષચર (જુઓ નુસખો) પીવા, અને સંધીવાના ભાગ પર લીનસીડ-પોલ્તીસ ગરમ ગરમ મુકવી. આ પોલ્તીસ ઘણી ગરમ જોઈએ; તે ૦।। કલાક સુધી ગરમ રહે માટે કપડાંમાં તેનું જાડું પડ કરવું જોઈએ. વલી આ પોલ્તીસ સંધીવાનો આખો ભાગ ઢંકાય એટલી મોટી જોઈએ. જો પેહેલી વખતે કાંઈ ફાયદો ન જણાય તો ૩ અથવા વધુ કલાકવેર એ મુકવી જોઈએ, અને ત્યાર પછી તેની પર ફલેનેલનું કપડું વીંટાલી લેવું, અને તેની પર ઓઈલ-સીલ્કનો પાટો બાંધવો. (૨) જો ઉપલા નુસખાથી કાંઈ ફાયદો નહી જણાય તો દર ચચાર કલાકે ત્રીશ ત્રીશ ગ્રેન્સ ક્લોરાઈડ ઓવ એમોન્યમ (Chloride of Ammonium) થોડાં પાણી અથવા દુધ સાથે પીવું, અને સંધીવાના ભાગપર ૧ બ્રશની મદદથી એકોનાઈત લીનીમેંટ (Aconite liniment) અથવા ટીંકચર ઓવ એકોનાઈટ (Tinc. of Aconite) લગાડવું. જો એકોનાઈટ લીનીમેંટ અને ક્લોરોફોર્મ (Chloroform) લીનીમેંટના સરખા ભાગ લઈ એકરસ કરી લગાડશો તો વધારે સારૂં. પણ ઉપલી દવાઓ ચોપડતી વેલા સંભાલ લેવી કે શરીરમાં કાંઈ ઘા હોય નહી, અને દવા કદી પણ આંખ અથવા હોઠ સાથે અડકવી નહી જોઈએ. (૩) દહાડામાં ૩ વખત થોડાં થોડાં દુધ સાથે ૨૦-૨૦ ટીપાં તરપેનતાઈન ભેલી પીવું. કેટલાક દાકતરો દર રાતે અકેક ચમચો તરપેનતાઈનનો દુધ સાથે પીવા આપે છે, અને એ ઉપાય એક અથવા વધુ અઠવાડયાં વેર ચાલુ રાખે છે.

**કેડનો સંધીવા યાને 'સાએટીકા.'**—ઘણુંખરૂં Sciatica થંડીથી ઉતપન થાય છેઃ મુખ્ય કરી તેથી જાંગના થાપાઓમાં દુખારો થાય છે. કોઈ કોઈ વેલા એ મરજના દરદીને સારા થવાની આસા રહેતી પણ નથી. આ જાતનો સંધીવા પગ સુધી નીચે ઉતરે છે. (૧) અગરજો તાવ ઘણો જોરમાં હોય તો દુખાતા ભાગ ઉપર થોડી જળો મુકાવવી, અને ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, તથા દરદીને જુલાબ આપવો તથા તેને પાણીના તબમાં સુવાડવો. (૨) ૨ દ્રામ્સ ગંધકના ફુલ, ૧ દ્રામ ગમ ગુએકમનો ભુકો, તથા ૦।। દ્રામ સુંઠનો ભુકો એકબીજાં સાથે એકરસ કરી તેના છ પડીકાં કરવાં. અકેકું પડીકું દહાડામાં ૩ વખત પાણી સાથે ફકાડવું.

**કેદરીલ, પાનાની રમત**—Quadrille: આ એક પાણાની રમત છે. ૧ પાણાનો કાર્દલઈ તેમાંથી ૪ દસ્સી, ૪ નવ્વાં, અને ૪ અઠ્ઠી કાહાડી નાખવી, અને બાકી રહેલાં ૪૦ પાણાથી ૪ રમનારાઓએ ખેલવું. આ ઘણી ગુંચવણ ભરેલી રમત છે, અને તેથી હાલના વખતમાં કોઈ કદાચજ એ રમત રમે છે. કેદરીલની રમત વીષે લંબાનથી બોલવું પડતું હોવાથી હાલના આ પુસ્તકમાં તેની રીત દાખલ થઈ શકતી નથી, તેથી દલગીર છીએ. બીજી રમતો જેવીંકે-બેઝીક, ઈત્યાદી રમતો અમો વીસતારી લખી ગયા છે, તે પર વાંચનારે દયાન દોડાવવું.

**કેડેત્સ દેનતીફ્રીસ**—જુઓ 'દાંતનું મંજન, કેડે૦'

**કેબ્લ, જોન**-ઈગ્રેજ કવી. (૧૭૯૨-૧૮૬૬). 'ધી ક્રીસ્ચીયન ઈયર' વાંચો.

**કેમ્પીસ, થોમસ એ**—એનું બીજું નામ થોમસ હેમરકેન ઓવ કેમ્પેન છે. (૧૩૮૦-૧૪૭૧). 'ઈમીતેશન' નામે અસલ એની રચેલી ચોપડીનો ઈંગ્રેજીમાં તરજુમો વાંચો.

**કેમ્બેલ, થોમ્સ**—ઈંગ્રેજ કવી અને પરચુતન લખનાર. (૧૭૭૭-૧૮૪૪). 'પોએમ્સ ઓવ કેમ્પબેલ' વાંચો.

**કેમીક, અથવા કેમીક બ્લુ**—Chemic or Chemic blue તે સલફેત ઓવ ઈંડીગો (Sulphate of Indigo) સમજવું.

**કેમીકલ સીમેંટ**—Chemical Cement માટે જુઓ 'ઈલેકત્રીકલ સીમેંટ' બનાવવાનો નુસખો.

**કેમેરા, ફોટોગ્રાફીક**—જુઓ 'ફોટોગ્રાફી.'

**કેમેરા સ્તેન્ડ, ફોટોગ્રાફીક**—જુઓ 'ફોટોગ્રાફી.'

**કેરીના અથાર**—ફાટફુટ વગરની ૩૦૦ નંગ કાચી કેરી લઇ ત્રણેક વખત સોજાં પાણીથી સાફ કરી, પાયલી જેટલા નીમકમાં ખરમોટીને ૧ લખોટેલી સોજી બરણીમાં ભરવાં. પેહેલાં બરણીમાં નીમકનું પડ કરવું, પછી તેની પર થોડી પેલી ખરમોટેલી કેરી મુકવી, પાછું નીમકનું પડ કરવું, પાછી કેરીઓ મુકવી, એ પ્રમાણે દાબી દાબીને બરણીના મોંહવેર ભરવું, અને તેની પર કાંઇ વજણ મુકવો. ત્રણેક દીવસ પછી પેલી બરણી ઉખેડી જોવું, અને જે ઉપર ઉપરથી નરમ થઇ હોય તે કાહાડી નાખવી. પણ દર વખત બરણીનું મોંહ ઉંઘાડતી વેલા સંભાલ લેવી કે તેમાં મચ્છર ઇત્યાદી જીવજંતુ અંદર દાખલ થાય નહી. પેલી નરમ કેરી કાહાડી નાખી તેની જગાએ બીજી ખરમોટેલી કેરી દાબીને ભરવી. જો ચારેક દીવસમાં મોહડાંવેર નીમકનું પાણી થયું નહી હોય તો થોડું નીમકનું પાણી કરી તેમાં નામવું.

**કેલન્ડયુલા લોશન**—ાા કપ પાણીથી ભરી તેમાં ૧ ચમચી ટીંકચર ઓવ કેલેન્ડયુલા (Tinc. of Calendula) નાખવું.

**કેળાં, ચાસ પાએલાં**—૬ કેળાંને છોલી તેની ગોલ કોતરીઓ કરવી. પછી ૧ તપીલીમાં થોડું ઘી નાખી, તેમાં કકરા પડેકે તેની અંદર ાાા શેર સોજો ગોળ નાખવો; જરા વાર ચમચે ઉઠલ પાઠલ કરી તેમાં ાાા કળશીયા જેટલું પાણી નાખી, કકરા પાડો; પછી ઉપર તરી આવેલા મેળને કાહાડી નાખી, પેલા ગોળના શીરામાં પેલી કેરાંની કાતરીઓ નાખો. લાલ થાયને ઉતારો.

**કેળાં તળેલાં**—૬ કેળાં લઇ, તેને છોલીને તેની કાતરીઓ કરવી. પછી ૧ કહરાઇમાં ાા શેર ઘી નાખી કકરા પડેને તેમાં પેલી કાતરીઓ નાખવી. વારંવાર ચમચથી તળે ઉપર કર્યા કરવું; કાતરીઓ જેવી લાલ થવા આવે કે તેમાં સેજ ગોળ નાખવો, અને તળે ઉપર કર્યા કરવું. કાતરીઓ તદન લાલ થાયને ઉતારી પાડવું.

**કેળાંમાં ગોસ્ત**—'સકર-કનમાં ગોસ્ત' ની રીત પ્રમાણે કરવું; ફરક એટલોજ કે ગોસ્ત ચરી રહેવા આવે, અને તેમાં ૧ કાંસીયા જેટલો રશ હોય કે છોલેલાં કેળાંની ગોળ કાતરીઓ કરી તેમાં નાખવી. પછી પાણી બળી જાય કે તપીલી ચુલા પરથી ઉતારી પાડવી.

**કેલોમેલ**—Calomel નું બીજું નામ પ્રોતો-ક્લોરાઇડ ઓવ મરક્યુરી (Proto-chloride of Mercury) છે.

**કેલોમેલ એન્ડ સુગર પાઉદર્સ**—૨ ગ્રેન્સ કેલોમેલને, ૧ દ્રામ સુગર (ખાંડ) સાથે ભેલી નાખો. આ ભુકાના ૧૨ ભાગ કરો. ઉમરે પુગેલાંઓએ દર ભાગ ૩-૩ અથવા ૪-૪ કલાકે લેવો.

**કેલોમેલ પીલ**—૩ ગ્રેન્સ કેલોમેલ (Calomel) ને જોઇતાં પ્રમાણમાં એક્ષત્રેક્ટ ઓવ હેનબેન સાથે મેલવો, અને તેની ૧ ગોળી કરો. સુતી વખતે ઉમરે પુગેલાંઓએ આ ગોળી ગળવી.

**કેસીસ**—બારાખડીના છુટા છુટા અક્ષરોના તાઇપો મુકવા સારૂ જે ખાંચા ખાંચા વાલી ખુલ્લી પેટી હોય છે તે. જુઓ 'પ્રીંટીંગ.'

**ક્રેક જીઓર્જ**—(૧૭૯૯-૧૮૬૬). ઘણા પુસ્તકો પ્રસીદ્ધ કીધાં છે, પણ તેમાં 'એ હીસ્તોરી ઓવ ઇંગ્લીશ લીતરેચર' નું પુસ્તક ઘણું વખણાય છે.

**ક્રેબ, જીઓજ**—૧ ઇંગ્રેજ કવી. (૧૭૫૪-૧૮૩૨) મરે તથા મેમબર્સ પ્રગટ કરનારાઓએ પ્રસીદ્ધ કીધેલાં 'પોયેમ્સ ઓવ ક્રેબ' ના ગ્રંથો વાંચો.

**કોકમની કઢી**—ા શેર કોકમને થંડાં પાણીથી સારીપેઠે ધોઇ, તેમાં ૧ કળસીયો ગરમ પાણીનો નામી ાા કલાક ભીંજવવી, અને પછી કોકમને હાથે ચોળીને છુંછો કાઢી નાખવો; પછી 'છાશની કઢી' બનાવવાના નુસખા પ્રમાંણે કરવું. ફરક એટલોજ કે છાશને બદલે પેલું કોકમનું પાણી અને ા ગોળ નાખવો.

**કોક મેટલ**—Cock Metal માટે નીચલી મેલવણી લેવો :—૨૦ રતલ ત્રાંબું, ૮ રતલ સીસું, ૧ આઉંસ 'લીઠાર્જ (Litharge), અને ા રતલ સુરમાની ધાતુ.

**કોકા-દારૂ**—જુઓ 'વાઈન ઓવ કોકા.'

**કોતેશન**—જુઓ 'પ્રીંટીંગ.'

**કોઠો, સ્તીકસનો**—

૧ વાર શોર્ત સ્તીક=૩૬ ઈંચ.

૧ વાર લોંગ સ્તીક=૩૭ ઈંચ.

૨૦ વાર સોર્ત સ્તીક=૧૯½ વાર લોંગ સ્તીક.

**કોડી કામ સાંધવા માટે ઘણી સરસ અને સહેલી રીત**—પ્રાઈસીસ (Price's) ગ્લીશરીન સાથે મુરદાર સીંગ (Litharge) સારીપેઠે કણેક યાને ગુંદેલા લોટ જેવું થાય ત્યાં સુધી ઘસવું પછી ચીનાઈ કોડી-કામની જે બાજુઓ ભાંગી ગઈ હોય તે કીનારીઓપર ગ્લીશરીન લગાડી તેની પર ઉપર પ્રમાણે કીધેલું સીમેંટ લગાડી, બન્ને કટકાઓને મજબુતીથી બેસાડી દેવા. ૧ દીવસ સુધી તેને હાથ લગાડવો નહી, પણ સુકાવા માટે રહેવા દેવું.

**કોડીના ભાંગેલાં વાસણો જોડનાર**—જુઓ 'ક્યુત ડી' એન.'

**કોપર પ્લેટ માટે શાઇઓ**—ચરબીને તાવી કીધેલાં તેલ સાથે (૧) Frankfort Black (કાળો) રંગ ખુબ ઘુંટો. એટલે કાલી શાઈ થશે. (૨) જો રાતી જોઈએ તો ૫ આંઉંસ Mineral Orange Red અને ૩ આંઉંસ ચીનાઈ લલ રંગ ઘુંટો. (૩) આસમાની જોઈતી હોય તો ૨ આંઉંસ સીલેસ્ચીયલ બ્લુ અને ૩ આંઉંસ પ્રશીન બ્લુ સાથે ઘુંટો.

**કોપ રીલ**—તાંતણાને આ સાંચા પર મુકે છે, અને તેનું ચક્કર ફરે છે, એટલે તાંતણો લાકડાંની ચક્રી પર વીટલાઇ જાય છે, અને તે જ્યાં સુધી ૮૪૦ વારનો થાય ત્યાં સુધી વીંટલાયછે. વધુ વરણન માટે જુઓ 'સ્પીનીંગ, કોટન.'

**કોપીંઇંગ ઈન્ક**—૧ આંઉંસ ગ્લીશરીનને ૧૨ આંઉંસ સાધારણ શાહીમાં મીશ્ર કરો.

**કોપીઇંગ કેમેરા**—એની પેટી સાધારણ કેમેરા કરતાં લાંબી હોય છે, અથવા તો કોનસરટીના, એકોરડીયન ઈત્યાદીની પેઠે લાંબી થઈ શકે એવી હોય છે. જુઓ 'બેલોઝ કેમેરા.'

**કોફી (બુફલા) રંગના રૂના કપડાં રંગવાં**—૧૦ રતલ રૂના કપડાંને 'ભુરા રંગના રૂના કપડાં રંગવા' ની રીતમાં જણાવેલી રીત પ્રમાણે ખેરસાલના પાણીમાં ઉકાલી યા બોળી પછીને નીચોવી કહાડવાં. પછી ખખલતાં પાણીમાં ૨ આંઉંસ એસીતેત ઓવ લેડ (Acetate of Lead) પીગલાવી તે પાણીમાં પેલાં કપડાં નાખી ૧૫ મીનીટ સુધી હલાવ્યાં કરવાં. પછી કપડાંને થંડાં પાણીથી ધોઈ, સુકવવાં.

**કોબીજના અથાણું**—કોબીજના ૩ મોટા દડા લઈ, તેની ઝીણી ઝીણી કટકીઓ કરી, ૨ શેર નીમકમાં આંથવાં; પછી ચાલણીમાં યા નાકાંની ટોપલીમાં નાખી સઘળું પાણી ગાળી કાઢો; અને પછી કોબીજને સાદડી પર નાખી ૩-૪ દહાડા સુધી તડકામાં સુકવો. પછી બરણીમાં એ સુકાયલી કોબીજ નાખી તે ડુબે ત્યાં સુધી થંડો મસાલાનો સરકો નામવો મસાલાનો સરકો બનાવવો હોય તો સરકામાં મરચાંની ભુકી, થોડાક તજના કટકા, થોડાંક મરી, થોડાંક લવંગ, અને થોડીક આખી એલચી નાખી ચુલા પર મુકી ઉકાલો થંડુ પડે કે કામમાં લેવો.

**કોબીજનાં સાતી અથાર**—સારી મોટી પાકર કોબીજ લઈ જેમ બને તેમ ઘણુ જ બારીક કટકા કરી તે કટકાઓને ૧ મોટા છાલકી કોડીની રકાબી પર પાંથરો, અને તેના પર નીમકનું પડ કરી ૨૪ કલાક સુધી રહેવા દેવો. પછી દાબીને સઘળો રસ કાઢી નાખી અકેક ખોબો જેટલી બાટલીમાં યા બરણીમાં નાખતા જવું, અને તેની પર થોડાંક કાલાં વાટેલાં મરી અને છુંદેલુ આદુ ઉમેરતા જવું. પછી સરકાને ઉકાલી થંડો પાડી તેનેથી પેલી બાટલીઓ ભરવી, જેથી અંદરની કોબીજ સગકાથી પચપચતી રહે. પછી બાટલી પર મજબુત બુચ મારવો.

**કોબીજમાં ગોસ્ત**—૦॥ ધીમાં ૨ કાંદા તળી, કાંદાની કાતરીઓ લાલ થાય કે તેમાં થોડું છુંદેલું આદુ લસણ, તથા ૩-૪ વખત ધોઈને સાફ કીધેલા ગોસ્તના કટકા નાખી ચમચ કરવી. ગોસ્તનું પાણી બલી જાય કે તેમાં દર રતલ ગોસ્તે ૨॥ કળશીયા પાણી નાખી તેમાં ૧ તોલો નીમક નાખવું, અને ચમચે સઘળું દોહવું. પછી ૧-૨ કકરા પડે ને કોબીજના અંદર ફુલવાં પાંદડાંને

કાંજી રૂની કટકીઓ કરી તેમાં નાખવાં. કોબીજ ચડી રહેવા આવે કે તેમાં ૧ નાળીએરને ખમણી, તેનું દૂધ કાઢી અંદર નાખવું. પાણી બળી રહેવા આવે કે જરી તપીલીને ઇંગ્રાર પર રાખવી.

**કોમ્બીંગ-મેશીન**—ઉંચી જાતના અને જાણા તાંતણાં માટે એ વપડાય છે. વધુ વર્ણન માટે જુઓ 'સ્પીનીંગ, કોટન.'

**કોરનીશ બોઇલર**—જુઓ 'વરાળ યંત્ર.'

**કોરેલ પેસ્ત**—જુઓ 'દાંતનું મંજન, કોરેલ પેસ્ત.'

**કોરોસીવ સબ્લીમેત**-Corrosive sublimate નું બીજું નામ બાઇકલોરાઇડ ઓવ મરક્યુરી (Bichloride of mercury) છે.

**કોરોસીવ મીક્ષ્ચર**—ાા ગ્રેન કોરોસીવ સબ્લીમેટ (Corrosive sublimate) ને ૬ આંઉંસ પાણીમાં ભેળો. દર કલાકે ઉંમરે પુગેલાંઓએ અકેક ચમચી લેવી.

**કોલ્ડ ક્રીમ**—૧ રતલ બદામનું તેલ (Almond Oil) ને ૪ આંઉંસ સુફેદ મીનમાં એકરસ કરી, એકાદ માટીના વાસણમાં નાખી પીગલાવો. જ્યારે પ્રવાહી થંડી પડે ત્યારે તેમાં હલાવતાં હલાવતાં ૧૨ આંઉંસ ગુલાબનું પાણી હલવે હલવે ઉમેરવું, એટલે Cold Cream થશે. (૨) ઉપલા નુસખામાં જણાવ્યા પ્રમાણે કરો, પણ તેમાં નીચલી ચીજો લેવીઃ—ાા આંઉંસ સુફેદ મીણ, ાા આંઉંસ મગરમચ્છની ચરબી (Spermaceti), ૪ આંઉંસ બદામનું તેલ, અને ૨ આંઉંસ લીંબુના ફુલનું પાણી (Orange-flower water).

**કોલ્ડ ક્રીમ, ગુલાબનું**—એક રતલ બદામના તેલમાં ૧ આંઉંસ મીણ, અને ૧ આંઉંસ મગરમચ્છની ચરબી (Spermaceti) પીગલાવો, અને હલવે હલવે ૧ રતલ ગુલાબનું પાણી ઉમેરતા જઇ, છેક છેલ્લાં ાા ડ્રામ ગુલાબનું અત્તર ઉમેરો, એટલે Cold Cream of Roses થશે.

**કોલર, કફ ઇત્યાદીને કઠણ કરનારી કાંજી**—થોડાક ગુંદર (Gum Arabic) ને બળ આને કાંજી (Starch) પીગલાવી તે કાંજી વાપડવી

**કોલ્ચીકમ મીક્ષ્ચર**—૧ ડ્રામ બાઇકાર્બોનેટ ઓવ સોડા અને ૩ ડ્રામ્સ કોલ્ચીકમ (Colchicum) વાઇન લઇને ૮ આંઉંસ પાણીમાં પીગલાવો. દહાડામાં ૩ વખત બબે ચમચા ઉમરે પુગેલાંઓએ લેવા.

**કોલીન્સ, વીલ્કી**—(૧૮૨૪-૧૮૮૯). પ્રખ્યાત વાર્તા અને નાટક લખનાર. 'ઉમન ઇન વ્હાઇત', 'મુનસ્તોન' તથા 'આરમાડેલ' ઇત્યાદી ઘણી રસીક વાર્તાઓ લખી છે, નાટકોમાં 'લાઇટ હાઉસ' તથા ફ્રોઝન ડીપ' ઇત્યાદી છે.

**કોલીન્સ, વીલીયમ**—એક પ્રખ્યાત ઇંગ્રેજ કવી. (૧૭૨૧-૧૭૫૯) 'આલડાઇન એડીસન' નામની આવૃતીનું એનું 'પોએમ્સ ઓવ કોલીન્સ' વાંચો.

**કોલેરા, ઇંગલીશ**—૧૦ ટીપાં ઓઇલ ઓવ પેપરમીન્ટ, ૧ ડ્રામ કમપાંઉન્ડ ટીક્ચર ઓવ કેમફર, ૧ ડ્રામ સ્પીરીત ઓવ ટરપેનટાઇન, અને ૧ આંઉંસ ટીક્ચર ઓવ ઓપીયમ લઇને સઘળાંને એકરસ કરો, અને ૧ ચમચી ભરી, બ્રાંડી તથા પાણીમાં ભેળી, પાવો. જો ઝાડાનું જોર વધારે હોય તો ચમચીને બદલે ૧ ચમચો ભરી પાવી.

**કોલેરા, એશીયાટીક**—Asiatic Cholera તે આપણા દેશમાં જે થાય છે તેને કહે છે. જે દરદીને આ નાશકારક રોગ લાગુ પડે છે તેનો ઝાડો તદન નીતરાં પાણી જેવો હોય છે. વળી ઉલટી પણ ઘણી થયા કરે છે, અને તેનો રંગ પણ ઝાડાના જેવોજ હોય છે. ઘણી વેળા પેસાબ તદન બંધ થઇ જાય છે. જો પાછલથી પણ ઝાડો તદન બંધ નથી થતો તો દરદીની નાડી ઘણી ધીમી ચાલે છે, તેનું શરીર થંડું થતું જાય છે, ઉલટી અને ઝાડો વારંવાર પુસ્કળ આવે છે. બેચેની તથા શરીરમાં તાણતોડ અને આંકરાં ઘણા થાય છે. થોડા કલાકના અરસામાં આંખોમાં ખાડા પડે છે, અને મોહોડું તથા આખું શરીર તદન ગળી જાય છે. હવે દરદી છેકજ નખલો થતો જાય છે. તાણતોડ, આંકરાં, ઉલટી, ઝાડો વગેરે પુષ્કળ વધે છે, અને બીમાર ઘણું-

ખરૂં બેશુદ્ધ થઈ પ્રાણ છોડી દે છે. એના ઉપાયો નીચે પ્રમાણે છે. જેમાંથી જે તે ૧ નો ઉપયોગ કરવો :—(૧) જેવો પેહેલો હુમલો થાય કે એકદમ ડાકતરને બોલાવવો, અને તરતજ (ક) ૧ કલાક સુધી દર દશ દશ મીનીટે કપુરના જલદ અરક (Strong Essence of Camphor) ના ચચ્યાર ટીપાં અકેક ચમચી દુધમાં ભેલી આપવાં. જો દુધ તરત નણી મલે તો બ્રાંન્ડી (Brandy) સાથે આપવાં. (ખ) જો એસેન્સ ઓવ કેમફર નહી હોય તો સાધારણ કપુર જેમ બને તેમ ખવાડવું. (ગ) કપુરની ગોળીઓ (Camphor Pilules) આપવી. (ક) પેહેલો ઉપાય ૧ કલાક સુધી ચાલુ રાખી પછી દર કલાકે કલાકે અકેક ચમચી દુધ યા બ્રાંડીમાં ચચ્યાર પાંચ પાંચ ટીપાં ભેલી દરદી સાજો થાય ત્યાં સુધી આપવાં. (૨) જો ઘણો વખત ઇલાજ કરીયા વગર પસાર થયો હોય તો પેહેલા ૧ કલાક સુધી દશ દશ મીનીટે અડધી અડધી ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પાવી. પછી ૬ કલાક સુધી અથવા તો કોલેરાની નીશાણી નાબુદ થાય ત્યાં સુધી દર કલાકે કલાકે ૦। ચમચી આરસેનીક મીક્ષચરની આપવી. (૩) દર બબે કલાકે અકેક લીકર ગ્લાસ ભરી 'કોલેરા મીક્ષચર, દોકતર લીટ્સ' (જુઓ નુસખો) પાવું. (૪) 'ઉડસ કોલેરા મીક્ષચર' (જુઓ નુસખો) અકેક ડ્રામ જેટલું લઇ પાણીમાં ભેલી કોઇબી વખતે દર અરધાથી અકેક કલાકે પાવું. કોલેરાના દેશી ઇલાજો નીચે મુજબ :—(૧) ૩ ગ્રેન્સ હીંગ, ૨ ગ્રેન્સ કાળાં મરી, અને ૧ ગ્રેન અફીણ લઇ મેલવી નાખી તેની ૧ ગોળી બનાવીને દરદીને ગળાવવી, અને દર બબે કલાકે તેવીજ ગોળીઓ આપવી ચાલુ રાખવી. (૨) સરખે ભાગે સુક્કાં મરચાં તથા નીમક લઇ પાણીમાં ઉકાળી, તેમાં કપુર નાખી, વાઇન ગ્લાસ ભરી તે દવા દર ૦॥ કલાકે પાવી. (૩) ૭ ગ્રેન્સ કાળા ધતુરાનાં સુક્કાં ફુલનો ભુકો અને કાળાં મરીને લઇ તે સઘળાંને મધમા મેલવી કલાકમાં ૩ થી ૪ વાર, જ્યાં સુધી પેટ બંધ થાય ત્યાં સુધી, દરદીને આપવું.

**કોલેરા મીક્ષચર, દોકતર લીટ્સ**—૨ આંઉંસ બ્રાંડી, ૨ આંઉસ પીપરમીંટ વોટર, ૧૦ મીનીમ્સ ડાઇલ્યુટ એમોની ફ્લોરસીયર, ૧ ડ્રામ ટીંકચર ઓવ ઓપીયમ, અને ૧ ડ્રામ ટીંકચર ઓવ કેપસીકમ લઇ સઘળાંને એકરસ કરવું. કોલેરાવાલા દરદીને દર બબે કલાકે અકેક લીકર ગ્લાસ ભરી પાવી. જો દરદીને કેફ ચહેલી જણાય તો આ દવા ફરીથી કદી પાવી નહી. (૧) 'કોલેરા, મોરબસ'ના મઠાલાં હેઠલ જણાવેલો ઉપાય કરો. (૨) ૧૨ ગ્રેન્સ શુગર લેડ (Sugar-lead) સાથે ૪ ગ્રેન્સ અફીમ (Opium) મેલવી નાખી તેની ૪ ગોળીઓ કરવી, અને અકેક ગોળી દર એક યા બબે કલાકે પાણી સાથે ગળાવવી (૩) દરદીને પ્રવાહી અને થંડો ખોરાક આપવો. ૧ તંબલર ભરી દુધ લઇ તેમાં ૧ ચમચો સોજો બરાંડી તથા થોડા કટકા બરફના નાખી, સઘળાંને કાલવી, ફકત અકેક ચમચી થોડી થોડી વારે દરદીને આપવી. જો પેહેલેથી વધારે આપશો તો દરદીને ઓકારી યા હથામણ જરૂર થશે; અને તેનો જીવ મુંઝાશે. જ્યારે જણાય કે દરદી અકેક ચમચી સેહેલાઇથી પચાવે છે, ત્યારે હલવે હલવે જડહો વધારે આપવો. દરદીને ખોરાક આપવાની કસી અગત્ય નથી.

**કોલેરા, મોરબસ યા સ્પોરેડીક**—English યા Morbus યા Sporadic Cholera ની નીશાણીઓ એ છે જે પીતની સાથે લીલા રંગનો ઘણો ઝાડો થાય છે, અને તે સાથે પીત સાથની ઘણાજ લીલા રંગની ઉલટી થાય છે. પેટમાં જોરમાં દુખે છે, હાથ પગ થંડા થઇ જાય છે, અને તેઓમાં આંકરાં આવે છે.

**કોલેરીજ, સેમ્યુઅલ ટેલર**—ઇંગ્રેજ કવી અને પરચુટણ લખાણ કરનાર.(૧૭૭૨-૧૮૩૪). બોહન સીરીઝમાંનું 'વર્કસ ઓવ કોલેરીજ' અને મેકમીલન સીરીઝનું 'ડ્રામાસ ઓવ કોલેરીજ' ના પુસ્તકો વાંચો.

**કોલોન વોટર**—૧૦ ગ્યાલન ૫૦ ડીગ્રી ઓવર પ્રૂફવાલા આલકોહોલ સાથે ૫ આંઉંસ ઓઇલ ઓવ લેમન (લીંબુનું તેલ) અને ૫

આંઇલ ઓઇલ ઓવ બરગેમોટ ભેળી, ફીલતરથી ગાળી કાઢી તેમાં ૫ આંઉંસ ઓઇલ ઓવ પેટીટ-ગ્રેન ઓરેંજ અને ૪ આંઉંસ ઓઇલ ઓવ રોઝમેરી ઉમેરો; વધારે સોહોરમ માટે ૧૦ દ્રામ્સ એસેટીક ઇઠર ઉમેરો.

**કોલોનવોટર રંગના રેશમી કપડાં રંગવાં** — આપણો હાથ બોળી શકયે એટલાં ગરમ પાણીમાં થોડો સફેદ સાબુ ફીણ પુરતો નીકલે એટલો પીગલાવો; પછી તેમાં ૦। પૈંત આરચીલ લીકર (Archil liquor) મેલવી નાખીને ૫ રતલ રેશમી કપડાં ૧૫ મીનીટ સુધી બોળી રાખો, પછી બાહેર કાહાડી નીચોવીને સુકવો.

**કોલોનવોટર, સઉથી સરસ જાતનું**—Eau de Cologne—best quality નીચે પ્રમાણે બને છે:—૧૦ ગ્યાલન્સ ૬૦ દીગરી ઓવર પ્રૂફવાલાં રેકતીફાઇડ આલકોહોલમાં ૧૬ આંઉંસ ઇસેનસીયલ ઓઇલ ઓવ ઓરેંજ ઝેસ્ટ અને ૩ આંઉંસ ઇસેનસીયલ બરગેમોટ એકરસ કરો, અને પછી ફીલતરથી ગાળી કાઢી તેમાં ૭ આંઉંસ ઓઇલ ઓવ નીરોલી ઓવ ઓરેંજ અને ૩ આંઉંસ ઇસેનસીયલ ઓઇલ ઓવ રોઝમેરી ઉમેરો. જો સોહરમ બરાબર નહી નીકળે તો ૧૦ દ્રામ્સ એસેટીક ઇઠર અંદર નાખો.

**કોલોનવોટર, સોજું, પારખવાની રીત**—કોલનવોટર ભરેલી સીસી ખુબ જોરમાં હલાવી અંદરનું પાણી જુઓ. જો પરપોટા થઇને તરતજ પાણી જેવું થઇ જાય તો, તે સોજું છે એમ ધારવું, પણ જો પરપોટાને ફુટી જતાં જરા વાર લાગે તો તે ખરાબ છે, કરી ધારવું.

**કોલોડીયોન ઇમલ્શન માટે ઇન્તેન્સીફાઇંગ સોલ્યુશન**—૧૦ ગ્રેન્સ નાઇત્રેટ ઓવ સીલવર, ૩૦ ગ્રેન્સ સીતરીક (Citric) એસીડ, ૩૦ મીનીમ્સે નાઇત્રીક એસીડ, એ સઘળાંને ૨ આંઉંસ પાણીમાં એકરસ કરો. પછી ઉપલી મેલવણીના દર ૨ યા ૩ મીનીમ્સે થ્રી-ગ્રેન્સ સોલ્યુશન ઓવ પાઇરોગેલીક એસીડના ૨ દ્રામ્સ ઉમેરો, અને જયાં સુધી પુરતી જાડાઇ આવે ત્યાં સુધી લગાડો.

**કોલોડીયોન ત્રાનસ્ફર્સ માટે દીવેલોપર**—૫ ગ્રેન્સ પાઇરોગેલીક (Pyrogallic) એસીડ, ૩ ગ્રેન્સ સીતરીક (Citric) એસીડ, ૪૫ મીનીમ્સ એસેટીક (Acetic) એસીડ, ૧ આંઉંસ પાણી અને પુરતો જાડો આલકોહોલ (Alcohol) નો લેવો.

**કોલોડીયોન ફમને કાચ (પલેટ) પરથી છુટું કરવાની રીત**—સલફ્યુરીક એસીડમાં પાણી ભેલી તે પાણીમાં પેલી ફમ (Film) વાલી પલેટ યાને કાચ મુકો, એટલે ફમ તરતજ પલેટથી છુટી થઇને તરી આવશે.

**કોલોડયોન, સબીના કાચપર**—જુઓ 'ફોટોગ્રાફી.'

**કોલોડીયો-બ્રોમાઇડ માટે પાઇરોક્ષીલાઇન**—૨ આંઉંસ નાઇત્રીક એસીડ, ૪ આંઉંસ સલફ્યુરીક એસીડ, ૧ આંઉંસ પાણી અને ૧૦૦ ગ્રેન્સ સાફ કાપેલો રૂ. તે વેળા ૧૫૦ દીગરી ફેરનહીતવાળી ગરમી જોઇએ. ૧૦ મીનીટ સુધી બોળી રાખો.

**કોલોફોની**—Colophony તે કાલી રાલ (Black Resin) સમજવી.

**કોલોમેલ ઓઇંટમેંટ**—૧ દ્રામ કોલોમેલ (Colomel) ને ૧ આંઉસ ડુકકરની ચરબી (Lard) માં મીશ્ર કરો.

**કોસ્મેતીક**—૫ ભાગ ડુકકરની ચરબીને ૨ ભાગ મીણ (અથવા ૭ ભાગ કઠણ પોમેટમ) માં પીગલાવો, પછી તેને ટીનના મોલ્ડોમાં રેડો; કઠણ થયા પછી મોલ્ડમાંથી કાહાડી કોસમેટીક પર કાગલ વીંટાલો.

**કોહોરાંમાં ગોસ્ત**—'દોધીમાં ગોસ્ત' પ્રમાણે કરો: ફરક એટલોજ કે દોધીના ગરના કટકાને બદલે રાતાં કોહોરાંનાં ગરના કટકા નાખો. (૨) જો મસાલાનું કરવું હોય તો કટકા નાખ્યા અગાડી ગોસ્તમાં ૧ કોથમારની જુરી, ૦॥ તોલો દલેલાં મરી અને સેજ હલદ નાખી એકરસ કરી પછી રાતાં કોહોરાંનાં કટકા નાખો.

**ક્રીકેટ**—એવો કયો ઇંગ્રેજ યા પારસી બચ્ચો હશે કે જેણે Cricket ની રમત જોઇ નહી હોય અથવાં રમી નહી હોય? આ એક લોકપ્રીય રમત છે, એમાંતો કાંઇ શક છેજ

☞ ક્રીકેટ ચાલુ.

નહી. મુખ્ય કરી એ આપણુ દેશીઓના છોકરાઓમાં અને જવાનીઆઓમાં એનો એટલો તો શોખ છે કે જો આપણા શેહેરમાં એકાદ મોટી 'મેત્ચ' હોય છે તો સ્કુલ અને કોલેજોમાં અભ્યાસ કરતા વીદ્યાર્થીઓ અભ્યાસ, અભ્યાસને ઠેકાણે રાખી 'ક્રેચ-લીવ' લઇ, મેદાનમાં આખો દીવસ જોવા ઉતરી પડે છે, એટલી એ માનીતી રમત છે, માટે 'પ્રીંટીંગ,' 'ફોટોગ્રાફી,' 'સ્પીનીંગ,' 'વરાળ યંત્ર,' વગેરેની પેઠે અમે એ રમત વીસ્તારીને લખીએ છીએ. ક્રીકેટની શોધ કયા વરસમાં થઇ તે હજી સુધી બરાબર જણાયું નથી, અને તે માટે હજી તકરાર ચાલુજ છે. કેટલાક સતાદારીઓનુ મત એવું છે કે તે ઇસ્વી સન ૧૭૭૦ માં થઇ, જ્યારે બીજાઓ ૧૭૦૦ નું વરસ બતાવે છે. પણ રેવરંડ જે૦ પ્રાઇક્રોફ્ત (Rev. J. Prycroft), જેનું મત વજુદ ધરાવે છે, તેના મત પ્રમાણે એ રમત ૧૩ મા સદીથી ચાલુ થઇ હતી. પણ એ વીષે આપણને હાલ કામ નથી, માટે અમે વાંચનારને આ આરટીકલની નીચે આવેલી અને નીચલાં મડાલાં હેઠલની બાબદો વાંચવા ભલામણ કરીએ છીએ:—(૧) 'ક્રીકેટમાં વપરાતો સામાન,' (૨) 'ક્રીકેટનો બેટસમેન,' (૩) 'ક્રીકેટમાં બોલીંગ,' (૪) 'ક્રીકેટનો વીકેટ-કીપર.' (૫) 'ક્રીકેટ-ફીલ્ડીંગ,' (૬) 'ક્રીકેટ-ફીલડીંગ પર ઉભેલાંઓ અને તેમની ફરજ,' (૭) 'ક્રીકેટના કાયદા,' (૮) 'ક્રીકેટની સરત બકવાના કાયદા,' (૯) 'ક્રીકેટના સીંગલ-વીકેટના કાયદા,' (૧૦) 'ક્રીકેટ-મેત્ચ રમવાની ગોઠવણો,' ☞ એ મુખ્ય મડાલાં હેઠલની બાબદોમાં જે જે નામો વપરાય છે, તે અને બીજાનું વર્ણન અમે વર્ણક્રમ પ્રમાણે ગોઠવી ગયા છીએ. ઈંગ્રેજીમાં ક્રીકેટની રમત પર પુસ્કળ ચોપડીઓ લખાઇ છે, જેઓમાં Felix on the Bat, The Cricket Field, અને Hand-book of Cricket નામની ૩ ચોપડીઓ વધારે વખણાય છે. છેલ્લી વખાણવા લાયક સાથે ઘણી સસ્તી છે. એ ઉપરાત દર વરસે Lillywhite's Cricketer's Annual નામની એક શીલીંગની કીમ્મતની ચોપડી નીકલે છે, જે પણ ક્રીકેટરોને ઉપયોગી છે. પેહેલાં અમે

**ક્રીકેટમા વપરાતા સામાન**—વીષે લખીએ છીએ. અનુક્રમ પ્રમાણે સામાનમાં પેહેલાં કેટેપલ્તા (Catapulta) નામનું હથીઆર આવે છે. આ પેહેલ વેહેલું ક્રીકેટની રમતમાં દાખલ કરવાનું માન મી૦ ફેલીક્ષ (Felix) ને ઘટે છે. એક નાનું છોકરૂં પણ એનો ઉપયોગ કરી એકાદ દડા (Ball) ને દુર, નજદીક, ઝડપથી, આસ્તેથી અથવા કોઇબી દીશા ભણી મોકલી શકે છે. પણ એથી કાંઇ સારો ફાયદો થતો નથી, અને એક સારા ધંધાદારી બોળર (Bowler) ની સામે ટકી શકાતું નથી. હવે આપણે ગાર્ડસ (Guards) અથવા પેડસ (Pads) વીષે બોલ્યો. જ્યાં સુધી રાઉંન્ડહેન્ડ બોલીંગ (Round hand Bowling) નો ક્રીકેટમાં ઉપયોગ નહીં થયો, ત્યાં સુધી એ ગાર્ડસ યાને પેડસ વપરાતાં નહી હતાં, પણ હવે તો એના વગર રમવું જોખમ ભરેલું કામ ગણાય છે. એવો કયો રમનાર છે જે લેગ-ગાર્ડસ (Leg-guards) થી અનજાણો હોય ? રમતી વખતે બોળ પગ પર લાગેતો તેનો બચાવ કરવા માટે એ બનાવેલાં હોય છે. ઘણું ખરૂં એ ત્રણ જાતના આવે છે. એક જાતના ત્રણ પાટીયાને ટેપ (Tape) ના બનાવેલાં હોય છે, પણ તે બરાબર પગ પર બાંધતાં ઘણો વખત નીકલી જાય છે; અને જો એકાદ ટેપ ભાંગી જાય છે તો કેટલોક વખત નકામું જેવું થાય છે. બીજી જાતનામાં કમાનની બાસ્યત (elastic) ના ત્રણ કટકા આવે છે, અને વળી એવી ગોઠવણ કરવામાં આવે છે કે જેથી તરતજ પહેરાઇ શકાય છે, પણ વખત જતાં તેનું સ્થીતીસ્થાપકપણું ખોવાઇ જાય છે, જેથી તે પગમાં ધીલાંધમ જેવાં લાગીને ઉલટી અગવડ કરે છે. પણ જે ત્રીજી જાતના આવે છે તે અમારા મત પ્રમાણે વધારે સારાં છે. એને ચામડાના પટાઓની બે જોડ હોય છે, જેમાં સેજ તફાવતે કાણાઓ પાડેલાં હોય છે. આ (Bat) વીષે બોલ્યે. ફેલીક્ષ (Felix) ના મત

ક્રીકેટ ચાલુ

જાતના ગાર્ડસ યાને પેડસ રમનાર પોતાની મરજી પડે એટલાં ખેંચી મજબુત બાંધી શકે છે અને તેથી વળી ભાંગી જવાની અથવા ઢીલાં થઇ જવાની બીક વગર. એ સીવાય એલ્બો-ગાર્ડસ (Elbow-guards), પ્રાઇવેત (Private) ગાર્ડસ વગેરે નામના લેગ ગાર્ડસો આવે છે, પણ તે કદાચજ ઉપયોગમાં લેવામાં આવે છે. ગાર્ડસનું આટલું વર્ણન કરી હવે અમે જાળીઓ (Nets) વીષે બોલ્યે છીએ. એ જાળીઓ ઘણીખરી મોટી કલ્બો (Clubs) માં વપરાય છે, અને તે ઉભી કરવાનો તેના દોરડાં અને લાકડીઓ સાથે આઠ દશ રૂપ્યા ખરચ બેસે છે. એ જાળીઓ દરરોજની રમત રમતી વેળા વીકેટ (Wickets) ની પાછલ સેજ તફાવતે ઉભી કરવામાં આવે છે, જેથી લોંગ સ્ટોપીંગ (Longstopping) ની મેહેનત અને વખત બચે છે. મેત્ચની વખતે કેટલા રન્સ (Runs) થયા, કેટલા આઉત્સ (Outs) થયા, અને છેલ્લા રમનારે કેટલા રન્સ કીધા, તે સંખ્યા જણાવાને માટે આંકડા (Figures) છાપેલાં પત્રાંનાં છુટાં પાટીઆં સાથનું એક ટેલીગ્રાફ બોર્ડ (A Telegraph), અને મેમ્બરો (Members) માટે એક તંબુ થોડીક ખુરસીઓ અને એકાદ બે ટેબલ સાથે જોઇએ. હવે અમે પોશાક (Dress) વીષે બોલ્યે છીએ. આપણા મેદાનોમાં પારસી, હીંદુ, અને મુસલમીન ક્રીકેટરો જાતજાતના આકારના પોશાક પેહેડે છે, પણ તેમ થવું નહી જોઇએ. સઉથી લાયક પોશાક તો એકે સુફેદ ફલેનેલ (flannel shirt) નું એક ખમીસ, એક પાતલુન, અને તડકો નહી લાગે માટે એક મોટી, કાળી, અને ગોળ ઉનની ટોપી (felt) છે, પણ કેટલાકો ફલેનેલની પસંદ કરે છે. સફેદ અથવા ફીકકા પીળા રંગના ચામડાંના શુઝ (shoes), જેના તળીયાં પર જોઇતા સ્પાઇકસ (spikes) નામના એક જાતના ખીલા જડેલા હોય છે, તે હોયતો વધારે ઠીક. આ સ્પાઇકસવાળાં અરધાં બુતથી ઘાસની જમીન પર સરી જવાનો સંભવ રહેતો નથી. ધારા પ્રમાણે બેટની લંબાઇ ૩૮ તસુ જોઇએ, જેમાંના ૨૫ તસુ પોહોળા ભાગ (Pod, or Blade) માં અને બાકીના ૧૩ તસુ હાથા (Handle) માં આવે છે. આ કરતાં વધારે લાંબાં બેટ બનાવવામાં આવતાં નથી, તોપણ રમનારની ઉંચાઇને માફક આવે એવાં નાના બેટ બનાવવામાં આવે છે. કોઇબી બેટની પોહોલાઇ ૪૧ તસુથી વધારે હોવી નહી જોઇએ. ચારથી વધારે જાતના બેટ આવે છે, જેના નામોઃ—કેન-હેન્ડલ બેટ (Cane-handle bat), ત્રેબ્લ વ્હેલબોન (Treble whalebone) બેટ, સીંગલ (Single) વ્હેલબોન બેટ, અને પ્લેન મેત્ચ (Plain Match) બેટ. વ્હેલબોન અથવા કેન—હેન્ડલ બેટ વાપરવાના ઘણા ફાયદા છે, પણ તે ઘણા મોંઘાં હોય છે, તોપણ સાધારણ કામ માટે તો જવાન રમનારાઓએ ૩ યા ૪ રૂપ્યાનું 'પ્લેન મેત્ચ બેટ' વાપરવું ઠીક થશે. દરેક રમનારે પોતાની શરીર સ્કતી પ્રમાણેજ ભારી યા હલકું બેટ વાપરવું જોઇએ. જો બેટ ભારી યા હલકું હશે તો બરાબર રમાશે નહી. જો ભારી બેટ વપરાશેતો બેટ ઝડપથી ફેરવાશે નહી. જો હલકું હશે તો બોળ યાને દડો પોતાની તરફ આવતો જોઇ રમનાર તેને પોતાના હલકાં બેટથી જોરમાં મારવા જાય છે, જેથી બોળ 'લોંગ-ઓન' (Long-on) ના માથાં ઉપરથી પસાર થવાને બદલે 'મીડ-વીકેટ' (Mid-wicket) ભણી જાય છે, જ્યાં ઉભો રહેલો તે બોળને ઘણી સેહેલાઇથી ઝીલી લે છે. બેટીંગ-ગ્લવ્સ (Batting-Gloves) હમેસાં રમનાર યાને બેત્સ્મેન (Batsman) પોતના હાથમાં પેહેરે છે, પણ કેટલાકો એ વાપરવા ભલામણ કરતા નથી. તેઓની તકરાર એ છે કે જો બોળ યાને દડો આવીને એને અડડે છે તો તે ઉછળે છે, અને રમનાર ઝીલાઇ જાય છે. આ વાત ખરી છે, તોપણ તેઓ આ બાબદ વીસરી જાય છે કે જો દડો જોરાથી રમનારનાં આંગળાં પર આવીને પડે અને તે વેળા જો તેણે બેટીંગ-ગ્લવ્સ નહી પેહેરયાં હોયતો તો તે દડાના જોરાથી રમનારના આંગળાં ભાંગી ગયા વગર રહે નહી. આ ગ્લવ્સ

☛ ક્રીકેટ ચાલુ.

પર ઇન્ડિયા રબરની પટીઓ મુકવામાં આવે છે. એ બેટીંગ-ગ્લવ્સ બે જાતના આવે છે, એક જમણા હાથે પેહેરવાના અને બીજાં ડાબે હાથે પેહેરવાના. હવે અમે બોળ (Ball) યાને દડા વીષે બોલ્યે છીએ. હાલના કાયદા પ્રમાણે દડાનો ઘેરાવો ૯ તસુથી વધારે ન હોવો જોઈએ, એટલુંજ નહી પણ તેનું વજણ પાં થી પાા આઉંસ સુધીનું જોઈએ. સાધારણ રમત યાને 'પ્રેકટીસ' (practice) માટે બે સીવણના દડા (double-seamed ball) વાપરવા સારા છે, જે ર થી ૩ રૂપીએ મળે છે; પણ મેત્ચ રમતી વેળા વપરાતા દડાઓ (Match balls) હમેશાં ત્રણ સીવણના (treble-seamed) હોય છે. કેટલીક મોટી કલ્બો એકાદ ડજન નાના વાવટાઓ રાખે છે. મેત્યની વેલા ચોકકસ તફાવતે આ વાવટાઓ મુકીને જોઈતી જગ્યા ઘેરી લેવામાં આવે છે, જેથી તમાસગીરો અંદર ધસી આવી રમતમાં ખલલ કરે નહી. વળી તેઓ બોલીંગનો અને પોપ્પીંગ-ક્રીસ (popping-crease) નો વીસ્તાર માપવાને એક ફ્રેમ (frame) યાને ચોકઠું રાખે છે. બેટીંગ-ગ્લવ્સ વીષે અમે ઉપર બોલી ગયા છીએ, માટે અમે **વીકેટ-કીપીંગ ગ્લવ્સ** (Wicket-keeping Gloves) વીષે લખ્યે છીએ. સાધારણ હાથના મોજાંથી એ વધારે લાંબાં હોય છે, જેથી આખા પોહોંચાને એ તદન ઢાંકી નાખે છે. આ મોજાં પેહેરયા વગર વીકેટ સારી રીતે રાખવાને કોશેસ કરવી, એ મુર્ખાઈ ભરેલું છે. ડાબા અને જમણા હાથના મોજાં એકસરખાં આવે છે. હવે **સ્ટમ્પસ** (Stumps) વીષે બોલ્યે. એ લાકડીઓ રમતી વેળા જમીનમાં સેજ દાટીને ઉભી રાખવામાં આવે છે, અને તે ૨૨ વારને છેટે સામસામા દાટવામાં આવે છે. દરેક બાજુએ ૩, ૩ જોઈએ, અને તે જમીનની બહાર ર૭ તસુ રહેવી જોઈએ, જેથી હાલ એ ર૭ તસુની લંબાઈની બનાવવામાં આવે છે. એને **વીકેટસ** (Wickets) પણ કહે છે. એની ઉપર **બેલ્સ** (Bails) નામના વેળણના આકારના લાકડાંના યા રબરના બે કટકા મુકવામાં આવે છે; વીકેત્સની પોહોલાઈ ૮ તસુ જેટલી હોય છે. આ વીકેટ વચ્ચેનો તફાવત માપવાને માટે ૨૨ વાર લાંબી એક સાંકળ (chain) રાખવામાં આવે છે. સામાન વીષે અમે પુરતું બોલ્યા છીએ, માટે હવે રમનારાઓ વીષે બોલ્યે.

**ક્રીકેટસનો બેત્સ્મેન**—Batsman યાને દાવ લેનારને રમવા પેહેલાં ઘણી બાબદો પર ધ્યાન આપવું જોઈએ. તેણે ઘણું ભારી તેમજ ઘણું હલકું બેટ લેવું નહી, પણ પોતાથી ઉંચકાઈને તે સેહેલાઈથી અને જેમ ગમે તેમ ફેરવી શકે એવું લેવું જોઈએ. ઘણાખરા નીશાળીઆઓને માટે ૨ રતલ વજણનું બેટ પુરતું ગણાય. ભારી બેટે ઘણા દુર ફટકા મારી શકાય છે, એમ કોઈ તકરાર લાવશે, પણ તેણે આ વાત પણ ધ્યાનમાં લેવી જોઈએ કે એમ 'અન્ડરહેન્ડ બોલીંગ' (underhand bowling) માંજ ચાલી શકે; બાકી હાલના વખતમાં જ્યારે ઝડપવાલી 'રાઉન્ડ-આર્મ બોલીંગ' (Round-arm bowling) નો પુર છુટથી ઉપયોગ થાય છે, જેથી 'કટીંગ' (cutting) નું અને 'લેગ હીતીંગ' (leg-hitting) નું કામ ઘણું ચાલે છે, અને જેથી કોઈ કોઈ વેળા તો 'ફ્રીલ્ડ ઓન' (field on) ની જગ્યા તદન કાહાડી નાખવામાં આવે છે, ત્યારેતો દરેક રમનારના પોતાના લાભનું છે કે ભારી બેટ નહી વાપરતાં પોતાની શકતીને માફક આવે એટલાં વજણનું બેટ વાપરવું. હવે અમે 'ગાર્ડ' (guard) વીષે લખ્યે છીએ. ગાર્ડ એટલે કયે ઠેકાણે 'બ્લોક' (block) લેવો તે. વીકેતસથી કેટલી વેગલાઈએ બ્લોક લેવો તે બોલનો ટપ (pace and pitch of the bowling) કયાં પડે છે, તે પર આધાર રાખે છે, પણ સઉથી સલામત ગાર્ડ જો માગતા હોવો તો તે 'પોપીંગ-ક્રીસ' (popping-crease) થી આસરે ૪ તસુ અંદર લેવો. આવા ગાર્ડથી **શુતર્સ** (shooters) યાને પડીને સરી જતા બોળને અટકાવી શકાશે એટલુંજ નહી પણ એથી આગળ વધારે સારી રીતે રમી શકાશેઃ કારણકે એથી વધારે જગા રોકી શકાય છે,

☞ ક્રીકેટ ચાલુ.

એટલુંજ નહી પણ લાંબા બ્લોકથી પાછળ હઠી રમતી વેળા વીકેટને મારવાનો સંભવ થોડો રહે છે.

ડાબો પગ વીકેત્સને કાટખુણે (right angle) અને જમણો પગ વીકેત્સની સમાંતરે (parallel) હોવો જોઈએ. છુટથી ફટકા મારનારાઓ (Free-hitters) બેટના હાથા (handles) નો ઉપલો ભાગ પોતાના હાથે પકડે છે, જ્યારે સ્થીર (steady) રમનારાઓ ૩ યા ૪ તસુ પોતાના હાથ જુદા રાખી બેટનો હાથો પકડે છે.

**બેત્સમેને** સીધો ઉભો રહી રમવાની કોશેશ કરવી. બોલર (bowler) ના હાથમાંથી દડો છુટે તેની અગાડી બેટની આખી સપાટી બોલર તરફ રાખીને અને ઢંકાઈ શકાય એટલો વીકેટનો ભાગ બેટથી ઢાંકી તે ઉંચકવું જોઈએ.

જે વખતે બોલર દડો નાખવા જતો હોય તે વખતે તેની તરફ બેટ લગભગ સીધું રાખીને તે બેટ બ્લોકમાંથી જરા ઉંચકવુંજ જોઈએ, અને દડો લગભગ બેટ આગળ આવ્યા પછી નહીજ. જેમ બને તેમ નીચા ફટકા મારવા. ૪ યા ૫ રનનો ફટકો ઉંચો હવામાં મારવા કરતાં જમીન પર ૨ રનનો ફટકો મારવો વધારે સલામત છે. ઉંચે મારવાથી બોળ 'લોંગ-ઓન' (long-on) અથવા 'લોંગ-ઓફ' (long-off) પર ઝીલાઈ જશેઃ એટલે રમનાર દાવ ખોશે.

દરેક રમનારે આ વાત ધ્યાનમાં રાખવી કે વીકેટ આગળ આવી જગ્યા લીધા પછી **એકદમ ફટકા મારી રન મેળવવાની ઉતાવળ કદી પણ કરવી નહીઃ** કારણકે પેહેલી 'ઓવર' (first over) માં રનો (runs) કરવા એનાં જેવું નુકશાનકારક કાંઈ નથી. બોલીંગ કઈ જાતની છે, તે જ્યાં સુધી બરાબર સમજી શકાય નહી ત્યાં સુધી સ્થીર રમવું, અને પછીજ-અને તેની અગાડી નહીજ—ફટકા મારવા. દોડતી વેળા યાને રન કરતી વેળા સામેની વીકેટ તરફ ધ્યાન રાખી દોડવું જેથી વીકેટથી દુર દોડી જવાએ નહી, અને તેથી અમુલ્ય વખતનો બચાવ થાય; વળી જો વીકેટ પર ધ્યાન નહી આપ્યું તો કેટલીક વેળા રન અધુરા થાય છે, જેથી તે ખોવાઈ જવાય છે. ઘણી વેળા દોડનાર ફકત બોળ ભણી નજર રાખી યાહોમ દોડે છે, જેથી બન્ને 'બેત્સમેન' (batsmen) સામસામા અથડી પડે છે, જેથી ઘણી વેળા બેમાંથી એક 'રન આઉત' (run out) થાય છે. તેટલા માટે સહુથી સરસ રસ્તો તો એકે **જમણા હાથમાં બેટ રાખી જે વીકેટ ભણી દોડવાનું હોય તે તરફ ધ્યાન રાખી હમેસાં જમણી બાજુએ દોડવું.**

'શુતર્સ' (shooters) યાને જે બોળ પડી સરસર નીકળી જાય અથવા જે ઉડતાં ઉડતાં સ્પાટા બંધ 'બેલ' (bail)કાપી જાય તેવી જાતનો બોળ ક્રીકેટમાં ઘણો મેહેનત આપનારો હોય છે; એથી વીકેટ પડવાનો ઘણો સંભવ રહે છે, તેથી જે વખતે બોળ સરર કરતો આવે તેજ પળે રમનારે પછવાડે હઠી જઈ સ્ટમ્પ્સ (stumps) ની નજદીક બેટ (bat) મુકી તેવા બોળને અટકાવવો જોઈએ. ૨ યા ૩ રનના ફટકા કરતાં એક શુટરને અટકાવવો એ વધારે શાબાશી આપવા લાયક બનાવ થઈ પડે છે, અને રમનાર અછો ખેલાડી છે, એમ જણાઈ આવે છે.

**જો 'ઓફ'** (off) **તરફ દડો** ઉછળે, અને કટ (cut) કરવો હોયતો જોઈએ તે કરતાં જલદીથી બોળને મારવો નહી, એટલુંજ નહી પણ આસ્તેથી પણ મારવો નહીઃ કારણ કે એથી 'પોઈન્ટ' (point) અથવાતો 'કવર-પોઈન્ટ' (cover-point) ના હાથમાં દડો સેહેલાઈથી ઝીલાઈ જાય છે; વળી જો કોઈ રમનાર વખતસર દડાને મારે, પણ આડું બેટ (horizontal bat) રાખી રમેતો ઘણીક વખત બોળ 'સ્લીપ' (slip) અથવા 'લોંગ-સ્લીપ' (long-slip) ના હાથમાં ઝીલાય છે. 'કટ' (cut)કરતી વેળાએ દાવ લેનારે, જ્યાં સુધી બોળ વીકેટ લગભગ પસાર કરી જાય ત્યાં સુધી, થોભવું, અને પછીજ બેટની સપાટી લગભગ જમીન ભણી રાખી દડાને મારવું. એથી

ક્રીકેટ ચાલુ.

દડો નીચેનો નીચે જે ભણી મોકલવા માંગીએ તે ભણી જાય છે. 'કટીંગ' (cutting) માં ડાબો પગ ખીલા યા ખુંટા (pivot) ની પેઠે સ્થીર રાખી જમણો પગ પછવાડે હઠાવવો. આ પરથી લાંબો બ્લોક (block) લેવાનો ફાયદો જણાઇ આવે છે.

'લેગ-હીતીંગ' (Leg-hitting) વખતે દાવ લેનારે 'કટીંગ' થી ઉલટી રીતે કરવું, યાને જમણો પગ ખુટાની પેઠે સ્થીર રાખી ડાબો પગ આગળ વધારવો. દડા સાથે જેવું બેટ અડકે છે કે તે કાટખુણે અને વધારે દુર નીકળી જાય છે.

'વાઇડ બોળ' (Wide ball) ને મારવા જવું એ મુરખાઇ ભરેલું છે, અને એ ટેવ નીશાળીયાઓમાં સાધારણ જોવામાં આવે છે. વળી પુસકળ વખત બેટસ્મેન (batsman) 'વાઇડ-ઓફ બોળ' (Wide off-ball) ને મારવા આગળ ધસી જાય છે, અને દડો 'પોઇન્ટ' (point) ના અથવા 'કવર' (cover) ના હાથમાં ઝીલાવી દીએ છે, જેથી રમનાર પોતાની 'ઇનીંગ્સ' (Innings) યાને ખેલવાનો વારો ખોઇ દીએ છે, એટલુંજ નહી પણ વળી પોતાની ટોળીને માટે એકાદ 'રન' (run) મેલવવાની આસા પણ ખોઇ દેવાદે છે. આ ટકે અમે દરેક રમનારને ભલામણ કરીએ છીએ કે ઝડપવાળી 'બોલીંગ' (swift bowling) વખતે જરૂર 'ગ્લવ્ઝ' (Gloves) અને 'લેગ-ગાર્ડસ' (Leg-guards) પેહેરવાં. જો એકાદ બોળ જોશથી આવતો હોય અને પગ પર કાંઇબી ઢાંકણ યાને 'ગાર્ડસ' નહી હોયતો વાગ્યાની ધાસ્તીથી દાવ લેનાર ખસી જાય છે, પણ જો તે વેળા બોળ વાંકો થઇ અંદર ધુસે છે તો રમનાર પોતાની 'ઓફ-સ્ટમ્પ' (Off-stump) ખોઇ દે છે.

દોડતી વેળા બેટ (bat) હમેસાં 'પોપીંગ-ક્રીસ' (popping-crease) પર મુકવા ધ્યાન રાખવું. વળી જે પળે બોળરના હાથમાંથી દડો છુટે તે પલે બોળરની બાજુની વીકેટ (wicket) તરફનાએ ૧ યા ૨ વાર જેટલું ચાલવું: કારણકે એથી મેળવવાનો સંભવ નહી એવા 'રનો' (runs) પણ મેળવી શકાય છે.

દાવ લેનારે બનતાં સુધી ખોટી બાજુએ બોળને મારવો નહી, અને તે આવે ત્યારે એક બાજુ ખસવું નહી: કારણકે એમ કીધાથી 'લેગ' તરફનો ખાસો ફટકો (leg-hit) ગુમાઇ જાય છે, અને વખતે 'ઓફ-સ્ટમ્પ' (Off-stump) પણ ગુમાઇ જાય છે. જરા વધારે આગળ વધીને રમવું સારૂં છે, પણ તે ફતેહની ખાતરી હોય ત્યારેજ. આ પણ ધ્યાનમાં રાખવું કે બેટે દડાને મારવો, અને નહી કે દડાએ બેટને મારવું. સીધા યાને 'સ્ત્રેત-બોળ' (straight-ball) હમેસાં લલચાવનારા હોય છે, પણ તે માટે સંભાલ રાખવી. તેને કદી ચુકી જવા યાને 'મીસ' (miss) કરવા નહી, નહી તો દાવ ખોઇ દેવાશે. 'બેલ્સ' (bails) થી પાંચ તસુ ઉંચા જે બોળ આવે, તેને મારવા નહી, પણ પસાર થવા દેવા.

હવે અમે 'લેગ-હીટ્સ (Leg-hits) વીષે બોલીએ છીએ. 'લેગ-હીટ્સ' ત્રણ જાતના છે:— 'ધી ડરો' 'ધી ફોરવર્ડ' 'ધી બેકવર્ડ લેગહીત'.

જ્યારે દડો 'લેગ-સ્ટમ્પ' (leg stump) તરફ પડતો જણાય ત્યારે 'બ્લોક' (block) ની પેઠે બેટ સીધું પકડી, જે વખતે દડો બેટને અડકે તે પળે બેટ રમનારે પોતાની તરફ ફેરવી નાખવું, એટલે બોળ રમનારના પગ અને 'સ્ટમ્પસ' વચ્ચેથી નીકળી જશે. એને 'ડરો' (the draw) કહે છે. એ રમત રમવાને ઘણો અનુભવ જોઇએ છીએ, જેથી એની દરરોજ 'પ્રેકટીસ' (practic) કરવી સારી છે.

'ફોરવર્ડ લેગ-હીત' (forward leg-hit) ની રમત નીચે પ્રમાણે બને છે. જ્યારે દડો જરા 'વાઇડ' (wide) યાને 'લેગ' તરફ હોય તો દાવ લેનારે પોતાનો ડાબો પગ વીકેટ તરફ આગળ કાઢી, અરધો ગોળ ફરી જઇ, જેમ બને તેમ જોરથી દડાને ફટકો મારવો.

'બેકવર્ડ લેગ-હીટ' (backward leg-hit):—જ્યારે દડો નજદીકની સ્ટમ્પની અંદર આવીને પડવાનો હોય, ત્યારે રમનારે જમણુ

☞ ક્રીકેટ ચાલુ.

પગે પાછા હઠવું, અને સીધું બેટ પકડી એવી રીતે ફટકો મારવો કે જેથી દડો જલદીથી 'સ્લેપ' અને 'લોંગ-સ્ટોપ' (long-stop) વચ્ચે નીકળી જાય. આ વાત ધ્યાનમાં રાખવી કે જેમ વધારે ઉતાવળથી રમનાર એકાદ 'લેગ-બોળ' (leg ball) ને મારશે. તેમ તે વધારે કાટખુણે નીકળી જશે.

'કટ' (cut) કરવી એ સઉથી અઘરી રમત છે, અને તે જ્યારે દડો 'ઓફ-બેલ'(Off-bail) થી સેજ દુર હોય ત્યારે થઈ શકે છે. જ્યારે જણાય કે દડો 'ઓફ બેલથી' ૧ ફુટ દુર ઉંચો છે, ત્યારે દાવ લેનારે જમણે પગે પાછળ હઠી, આડું બેટ (horizontal bat) પકડી સેજ જોરથી દડાને મારવું, એટલે દડો 'પોઈન્ટ' (point) અને 'શોર્ટ-સ્લીપ' (short-slip) ની વચ્ચેથી નીકળી જાય છે.

બીજા જે જાતના દડા રમનારને મળે છે, તેના ટેકનીકલ(technical) નામો આ પ્રમાણે છે:— ધી ફુલ પીત્ચ, ધી ટાઇસ, ધી હોપ, ધી હાફ (હેફ) વોલી, ધી ગ્રાઉન્ડ બોળ, અને ધી શુટર.

નવા રમનારને **'ફુલ પીત્ચ'**(full pitch) રમવાને સેહેલું લાગે છે, પણ ખરેખરી રીતે જોતાં તેમ નથી. ઘણી વખત સારા રમનારાઓ પણ એથી પોતાની વીકેટ ખોઈ દે છે. કેટલીક વેળા એકાદ 'ફુલ પીત્ચ' બોળને બેદરકારીથી મારતાં તે બેમાંની એક 'લોંગ-ફીલ્ડ' (long-field) પર ઝીલાઈ જાય છે. વળી જો એકાદ 'ફુલ પીત્ચ' ને દાબી નાખવા બેટસ્મેન તજવીજ કરે છે તો દડો બેટને મથાળેથી લાગી વારંવાર 'લોંગ-સ્ટોપ' (long-stop) ના હાથમાં ઝીલાઈ જાય છે. સઉથી સરસ યુકતી તો એ છે જે (અને જો રમનાર ઘણો ઉંચો હોયતો) દડો વીકેટ લે તેના કરતાં જો ઘણો ઉંચો હોય તો રમવો નહી પણ જવા દેવો જોઈએ. પણ જો જણાય કે દડો સ્ટમ્પ્સને જઈ અફડશે તો રમનારે યાતો તેને દાબી નાખવો, અથવા જે બાજુ 'ફીલ્ડ' (field) નહી હોય તે બાજુ દડામે મારવો.

**'ટાઈસ'** (tice) લગભગ ફુલ પીત્ચને મળતો આવે છે, પણ તે જરા નીચો હોય છે. જો રમનાર ઉંચો હોયતો તેણે આગળ વધી મારવું, પણ જો ઠીંગણો હોય તો બેટ નીચે રાખી 'બ્લોક' (block)કરવો સારૂં છેઃ દુર ખસી કદી જવું નહી.

**'લોંગ-હોપ'** (long-hop) જો સીધો હોય તો ઘણીજ સંભાલથી અને ઉભાં (upright) બેટે રમવું. પણ એવા દડા ઘણીખરી વખત જમીનને લાગી આડા જતા રહે છે, તેથી જવાન રમનારાઓએ તેને મારવા ઘણી સંભાળ રાખવી.

**'હાફ-વોલી'** (half-volley) જમીન પર પડયા પછી સેજ વધારે ઉછળે છે. સીધો મારીયાથી વારંવાર તે ઝીલાઈ જાય છે.

**'ગ્રાઉન્ડ-બોળ'** (grouud-ball) ને 'સ્નીક' (sneak) પણ કેટલાકો કહે છે. તે જમીન પરથી સરીને આવે છે, અને સેજ ઉછળતો નથી. જો ઉંચે બેટ રમે છે, તો ઘણુંખરૂં વીકેટ પડે છે, જેથી સરસ રસ્તો તો એકે રમનારે પોતાનું બેટ નીચે રાખી સેજ આગળ વધી રમવું, પણ બેટ દડાની બરાબર સીધી લીટી રાખી મારવું, જેથી તે બોળર (bowler) ની આગળથી નીકળી જાય છે.

**'શુટર'**(shooter) રમવું ઘણીજ મુસ્કેલીયતનું કામ છે. જે પળે દડો સરરર કરતો તીરની માફક આવે તેજ પળે રમનારે પાછળ હઠી, સ્ટમ્પ્સથી ૧ તસુ દુર પોતાનું બેટ મુકવું, અને દડાને સ્ટમ્પ પાડતો અટકાવવો, પણ તેને મારવા કદાપી યત્ન કરવી નહી.

આટલી સુચના 'બેત્સમેન' (batsman) ને કરી અમે હવે 'બોલીંગ' (bowling) વીષે લખીએ છીએ.

**ક્રીકેટમાં બોલીંગ**-ફેલીક્ષ (Felix)જણાવે છે કે 'બોલીંગ' (bowling) ની ૫ રીત છે, અને તે સાધારણ વપરાય છે. પણ અમે અહીં વધારે જાણીતી થયલી ૨ રીતો વીષે લખીશું. ૧ 'રાઉન્ડ-આર્મ બોલીંગ' છે, જ્યારે બીજી 'અન્ડર-હેન્ડ બોલીંગ' છે. ક્રીકેટનો પેહેલો મોટો આધાર સારી 'બોલીંગ' પર છેઃ માટે દરેક

☞ક્રીકેટ ચાલુ.

'બોલર' (bowler) એ એ પર ધ્યાન આપવું જોઇએ છે.

'રાઉન્ડ-આર્મ બોલીંગ' (Round-arm bowling) કરવી હોયતો નીચલી સૂચનાઓ પર ધ્યાન આપવું. સીવણ ઉપર આંગળાં આડાં રાખી દડો પકડવોઃ કારણ કે એથી બોળ 'ત્વીસ્ટ' (twist) થઇને યાને પડયા પછી આડો જઇને રમનારને ઘણી મેહેનત આપે છે. ઘણા બોળરોથી ત્વીસ્ટ-ઓન (twist-on) શકાતું નથી, જ્યારે કેટલાકો એક કલાકની 'પ્રેકટીસ' માં તેઓને ગમતી બાજુએ ત્વીસ્ટ કરી શકે છે.

બોલરે હમેસાં સામી 'વીકેટ' તરફ પોતાનું શરીર રાખી ઉભા રહેવું, અને તેણે એવું નહી ધારવુ જોઇએ કે હમેસાં એકજ ઢપની બોલીંગ કરવી જોઇએ. ઘણાઓ જે દડા સીધા નહી હોય તેવા દડાથી પોતાની વીકેટ ગુમાવે છે. જુદી જુદી બાજુએ ટપ નાખવાની પ્રેકટીસ કરવીઃ કારણકે એથી દડા વારંવાર ઝીલાઇ જાય છે. 'નાયરન' (Nyren) એક ઠેકાણે લખે છે કે ર બેટસ્મેનને વીખેરી નાખવાનું કામ મુસ્કેલ જણાયતો તેઓ જે જગે ફટકા મારતા હોય, તે જગે ફીલ્ડ આપીને બોલરને બીજી ધપની બોલીંગ કરવા ગુપચુપ જણાવવું; હવે દાવ લેનાર અગાડીની પેઠે પોતાની માનીતી જગે મારવા પાછો લલચાય છે, કે તરતજ તે 'કૅાટ-આઉટ' (caught-out) થાય છે. તે હમેસાં એ પ્રમાણે કરતો, અને તેનું પરીણામ એમજ આવતું.

'રાઉન્ડ—આર્મ બોલીંગ કરતી વેળા રમનારને વીકેટ ઉપરથી અને રાઇટ સાઇડ (right side) થી બોલીંગ કરવાનો મહાવરો પાડવા અમે ભલામણ કરીએ છીએ. કેટલાકો વીકેટની બાહેરથી કરે છે, જેમ થવું નહી જોઇએ. પેહેલી રીતમાં સ્ત્રેટ (straight) યાને સીધી બોલીંગ કરવાની જરૂર છે, જ્યારે પાછલી રીતથી દડો 'લેગ-સાઇડ' થી આવવો જોઇએ.

કેટલાક બોળરોના હાથમાં બરાબર સ્કતી ન હોવાથી બોળની ટપ બરાબર પડતી નથી. જે બોળના ટપ બરાબર દુર પડે છે, તેને 'બેએલર્સ' (Bailers) કહે છે. વળી જે બોળ વીકેટની નજદીકની જગ્યા પર પડે છે, તે પણ 'શુટર્સ' (shooters) ના નામથી ઓળખાય છે. જે બોળ ટુંકો યાને વીકેટથી દુર નાખ્યો હોય તે સેહેલાઇથી રમાઈ શકાય છે.

જોરથી બોલીંગ (fast bowling) કરવાની ટેવ કદી પણ પાડવી નહી જોઇએ. એથી બરાબર ટપ પડતી નથી, એટલુંજ નહી પણ એથી બોલર ઘણો જલદીથી ઠાકી જાય છે. આ વાત સારી પેઠે જણાયલી છે કે જોરની બોલીંગથી બેટ્સમેનો ઘણા 'આઉટ' થતા નથી. ધીમી યાને 'સ્લો' (slow) બોલીંગમાં જેટલી બરાબર ટપ નાખી શકાય છે, તેટલી 'ફાસ્ત બોલીંગ' માં નાખી શકાતી નથી. વળી બોલીંગ કરતી વેળા બોલરનો હાથ ખભાં પર નહી જવો જોઇએઃ કારણકે એ 'નો-બોલીંગ' (no-bowling) ગણાય છે. એટલા માટે હાથ ખભાં પર નહી જાય તે સારૂ ઘણીજ. સંભાલ રાખવી જોઇએ

'રાઉન્ડ આર્મ બોલીંગ' વીષે અમે પુરતુ બોલેલા હોવાથી હવે અમે 'અન્ડર-હેન્ડ બોલીંગ' યાને 'સ્લોઝ' વીષે ટુંકમાં લખીશું.

'અન્ડરહેન્ડ બોલીંગ (underhand bowling) અથવા સ્લોઝ (slows) જો સારી હોયતો ઘણી વખત અસરકારક થઇ પડે છે. એક તરફ 'ફાસ્ટબોલર' અને બીજી તરફ 'સ્લો બોલર' મુકવો વધારે ઠીક છેઃ કારણકે એથી દાવ લેનાર યાને 'બેટ્સમેન' ગુંચવાડામાં પડે છે, અને તેથી તે ગભરાઇ જાય છે. તોપણ જો 'સ્લો બોલીંગ' થી ઘણા રન્સ થાય તો તેવા બોલરને બદલી નાખી 'રાઉન્ડ-આર્મ બોલર' ને તેની જગ્યાએ મુકવો. વળી બોલરે સઘળી ગમ ચંચલાઇથી જોવું જોઇએ, અને જે તરફ દડો મારવામાં આવશે એવું તે ધારે તે તરફ વારંવાર દોડી જઇ 'એકસ્ત્રા-ફીલ્ડ' (Extra-field) ની ગરજ સારવી જોઇએ. 'સ્લોઝ' વીષે બોલતાં અમારે જણાવવું જોઇએ કે 'લેગ'તરફથી 'ત્વીસ્ત' (twist) કરવામાં મોટો ફાયદો છે.

☞ ક્રીકેટ ચાલુ.

'લેગ સ્ટમ્પ' નો બચાવ કરવો હમેશાં જરા મુસકેલીયતનું કામ ગણાય છે, તેટલા માટે તે તરફ દડાથી હુમલો કરવો અવસ્ય છે. 'ફીલ્ડ' ની જગ્યા બોલરના અભીપ્રાય પ્રમાણે બદલ્યા કરવી જોઇએ.

'બોલીંગ' વીષે લખી રહી હવે અમે 'વીકેટ-કીપર' માટે વરણન કરીએ.

**ક્રીકેટના વીકેટ કીપર**(Wicket-keeper) ની ફરજ એજે જે દડા 'બેત્સમેન' ચુકી જાય તેને અટકાવવો; અને રમનાર 'ક્રીસ' ની બાહેર જાય તો તેને સ્ટમ્પ-આઉટ કરવો; અને 'બેત્સ-મેન' દોડતી વેળા પોતાનું બેટ 'પોપીંગ-ક્રીસ' ની અંદર મુકે તેની અગાડી દડો ઝીલી તેનેથી 'વીકેટ' પાડી નાખવી. 'ફાસ્ત બોલીંગ' માં આ જગા ઘણી જોખમ ભરેલી હોય છે. 'વીકેટ કીપરે' હમેશાં 'પેડસ' અને 'ગ્લવ્સ' પેહેરવાં જોઇએ.

બની શકે તો 'વીકેટ-કીપર' ને પોતાની ટોલીનો 'કેપટેન' (Captain) નેમવો જોઇએ. તે હમેશાં 'બેટસ્મેન' ની પાછળ ઉભો રહે છે, તેથી તે પોતાના હાથની ઇસારતથી, અને 'બેટસ્મેન' ને માલમ ન પડે તેવી રીતે, નજદીક-ની યા દુરની 'ફીલ્ડ' પર ઉભેલાને આગળ વધવા અથવા પાછળ હડવા જણાવે છે. પણ એમાં મોટી જુકતી યાને કળા જોઇએઃ કારણ કે એથી તે ઘણાક 'રન્સ' બચાવી શકે છે, એટલુંજ નહી પણ 'વીકેટ' પણ લીએ છે.

તેણે પોતાનો ડાબો પગ આગળ કાઢી, હાથ નજદીક તઇયાર રાખી, અને ઠેરવીંને બારીક નજર રાખી, સ્તમ્પ્સ આગળ જરા વાંકો વળી-ને ઉભું રહેવું જોઇએ. 'લેગ-બોલ્સ'(leg-balls) લેતી વેળા તેણે પોતાની હુસ્યારીમાં રમવું ઘટે છે, નહી તો નજદીક જવાથી 'બેટસ્મેન' નો ફટકો તેને લાગ્યાનો સંભવ રહે છે.

'લોંગ-સ્ટોપ' (long-stop) તેની તરફ બોળ નાખે કે તેણે જો તે વેળા 'બેટસ્મેન' દોડતા નહી હોય તો ૨, ૩ વાર આગળ વધી, હળવેથી દડો 'બોલર' ના હાથમાં મોકલવો જોઇએ.

જે વેળા ફટકો મારવામાં આવે, તે વેળા છેક દુર વાળી વીકેટ આગળ જઇને જ્યાંથી બોળ નાખવામાં આવે ત્યાં સુધી, ચુપચુપ ઉભુ રહેવું ઘટે છે. દડો કુડાકુડ કરતો નાખવો નહી જોઇએ, પણ એકજ ટપે (pitch) નાખવો. જેટલી બને એટલી વાજબી ઝડપથી 'વીકેટ-કીપરે' એ 'વીકેટ' પાડી નાખવા કોશેશ કરવી, પણ જો દાવ લેનાર યાને 'બેટસ્મેન' પોતાની જગ્યા બાહેર હોયતો 'સ્ટમ્પ' પરની એકાદ 'બેઅલ' (bail) પાડી સંતોષ પકડવોઃ કારણકે એથી દાવ લેનારો 'આઉટ' થયલો ગણાય છે.

હવે અમે 'ફીલ્ડીંગ' વીષે બોલીશું.

**ક્રીકેટ ફીલ્ડીંગ**—Fielding જો કે 'બેટીંગ, અને 'બોલીંગ' જેટલી મનોરંજક નથી, તોપણ એ એટલી તો અગત્યની છે કે તે વીષે અમે સ્વીસ્તર બ્યાન કરીએ છીએ, અને દરેક સારા રમનાર તરીકે થવા ઇછનારાઓને એ પર દયાન આપવા જણાવ્યે છીએ. ઘણીક 'મેત્ચો' (Match) ખરાબ 'ફીલ્ડીંગ' ને લીધે સારા 'ક્રીકેટર્સ' (Cricketers) હારી જતા અમે જોયા છે, અને વાંચનારે પણ એવા દાખલાઓ જોયા હશે. સારી 'ફીલ્ડીંગ' થી ઘણા 'રન્સ' (runs) બચાવી શકાય છે.

દરેક નવા રમનારે 'ક્રીકેટ' રમવાની તાલીમ 'ફીલ્ડીંગ' થી શરૂ કરવી જોઇએ. જો કોઇ સારો 'બેટસ્મેન' અને 'બોલર' હોય, પણ જો તે સારી 'ફીલ્ડીંગ' કેવી રીતે રાખવી, અને ગોઠવવી, તે કલા વીષે અજ્ઞાન હોય, યાને તે ખરાબ 'ફીલ્ડસ-મેન' હોય તો તે હમેશાં પોતાની બાજી ખોઇ બેસે છેઃ કારણકે સારી 'ફીલ્ડીંગ' નું જ્ઞાન ધરાવનારાઓ એવાને સેહેલાઇથી જીતી જાય છે. 'મેત્ચ' માં તો હમેસાં સારી 'ફીલ્ડીંગ' રાખના-રાઓ સાથે સારા 'બેટસ્મેન' અને 'બોલર્સ' ને પસંદ કરવા ઘણું અગત્યનું છેઃ કારણકે 'મેત્ચ'(match) નો સઘળો આધાર તેઓ પરજ રહે છે. સારી 'ફીલ્ડીંગ' તે કોણે કહાએ તે દરેક મોટી નાની 'મેત્ચ' જોવાથી જણાશે.

'બોળ' બરાબર અટકાવવા અને ઝીલવાને શીખ્યા પછી બોળ કેવી રીતે નાખવો તેની તર-

ક્રીકેટ ચાલુ.

બીયત લેવી જોઇએ. સઉથી સરસ રીત એજ કે દડો 'બેએલ્ઝ' જેટલોજ ઉંચો નાખવો. જો જમીન સખ્ત હોય તો દુર ટપ પડે એવો 'બોળ' કરવો નહી.

'બેક અપ' (back up) બેદરકાર પણ કરવો નહી. સરસ ક્રીકેટરો 'ઓવર થ્રોઝ' (over-throws) કદીબી કરતા નથી. જો એકના હાથમાંથી દડો છુટી જાય તો તેની પાછળનો બીજો તેને અટકાવે છે. જો 'બોળર' તરફ જોરથી દડો આવતો હોય, અને તે પોતાનાઆંગળાંને ઇજા કરવા નહી માંગતો હોય તો 'બોળ' તેની આગળથી પસાર થાય છે, અને તે અટકાવવાને 'લોંગ-ઓન' (long-on) અથવા 'લોંગ-ઓફ' (long-off) જે બોળરની વીકેટની પાછળ આવવાની તજદી લેતા નથી તો તે દડાને 'ઓવર થ્રોઝ' કહે છે. 'ઓવર થ્રોઝ' બીનઅનુભવની નીશાણી છે, અને તેથી તેવા બોળ તરફ હંમેસાં બીજાઓ હસે છે, અથવા ટીકા ચલાવે છે. તેટલા માટે દરેક કલ્બના 'કેપ્તેન' (Captain) ની ફરજ છે કે તેણે રમનારાઓને બરાબર 'બેક અપ' (back up) કરવા તાલીમ આપવી જોઇએ, અને જે 'વીકેટ' તરફ બોળ આવે તે વીકેટની પાછળ ૨, ૩ જણને 'બેક અપ' કરવા રાખવા જોઇએ; જ્યાં સુધી એમ નહી હોય ત્યાં સુધી દડો સલામત છે એમ ધારવું નહી.

'બેટસ્મેન' જ્યારે દોડતા નહી હોય ત્યારે દડો 'બોલર' તરફ જોરથી નાખવાને બદલે હલવેથી નાખવો જરૂરનું છે. એજ પ્રમાણે જો દાવ લેનારા 'રન' નહી કરતા હોય તો 'લોંગ-સ્ટોપ' એ 'વીકેટ-કીપર' ને અને 'વીકેટ-કીપર' એ જેમ બને તેમ આસ્તેથી 'બોળરને' ને દડો આપવો: કારણકે તેઓએ જાણવું જોઇએ કે 'વીકેટ-કીપર' ના અને અને 'બોળર'ના આંગળાં કાંઇ લોખંડના નથી?

'બોલર' અને 'વીકેટ-કીપર' વીષે બોલતાં એક વાત યાદ આવે છે, અને તે એકે 'ફીલ્ડ' પર ઉભેલા દરેક રમનારાઓએ તેમના હુકમ પર અમલ કરવો.

'ફીલ્ડ' માં સરવેથી અગત્યની જગ્યા 'મીડ-વીકેટ્સ' (mid-wickets), અને 'કવર-પોઇન્ટ' (cover-point) છે, જેથી જેઓ દડો બરાબર ઝીલી શકે અને ઝડપથી બોળ પાછો 'વીકેટ-કીપર' તરફ વાળી શકે એવાજ સખસોને ત્યાં મુકવા જોઇએ. જો 'મીડ-વીકેટ' સારી હોય તો ઘણા 'બેટસ્મેન' 'રન-આઉટ' (run-out) થાય છે. એજ પ્રમાણે 'કવર-પોઇન્ટ' પણ પોતાની અગત્યતા દેખાડે છે.

કાંઇબી કારણ સર 'લોંગ-સ્ટોપ' (long-stop) એ 'વીકેટની' ઘણી નજદીક ઉભું નહીં રહેવું જોઇએ. એકાદ ચોકકસ ઠેકાણે ઉભો રહેવાથી પોતે 'રન' અને જે 'બોળ' સ્ટમ્પ્સના મથાળાં ઉપરથી પસાર થયા હોય તે અટકાવી શકશે એવી તેની ખાતરી હોય તે ઠેકાણેજ ઉભા રહેવું. એવી જગ્યાએ ઉભો રહેવાથી વળી તે 'લેગ-હીટસ' (leg-hits) અને 'સ્લીપ્ડ બોલ્સ' (slipped-balls) અટકાવી શકશે, એટલુંજ નહી પણ વળી 'કેત્ચ' (catch) યાને બોળ ઝીલી લેવાની પણ તેને ટક મલશે.

'કેચીંગ' (catching) યાને દડા ઝીલવા વીષે અમારે કાંઇ ઘણું બોલવું નથી. દડો ઝીલતી વેળા બને હાથ અરધ-ગોળાકારની પેઠે કરીને સાથેજ રાખવા, અને દડો ઝીલતી વેળા દડાની સાથે હાથ પાછા સેજ ખેંચી લેવા: કારણકે એમ કીધાથી જોસથી આવીને પડતા બોળનું જોર ઓછું થાય છે. સારી રીત એ છે (પણ એમાં ઘણી 'પ્રેકટીસ' (practice) યાને ટેવ રાખવી જોઇએ છીએ) કે દડો આવે તેવોજ હાથોથી જરા પાછો ઉડાવવો અને પછી ઝીલી લેવો.

જ્યારે દાવ ચાલતો હોય ત્યારે 'કેપટેન' એ 'ફીલ્ડ' (field) પર યાતો કોઇને વાત કરવા અથવા બુમ બરાડા મારવા, અથવા મશકેરી કરવા, દેવું નહી. જ્યારે કોઇ 'આઉટ' થાય છે, યાને 'વીકેટ' પડે છે, ત્યારે વાત કરવાનો પુરતો વખત મળે છે.

☞ ક્રીકેટ ચાલુ:

પણ કોઇ પુછશે કે 'ફ્રીલ્ડીંગ' (Fielding) કેવી રીતે ગોઠવવી, તો અમે ૩ રીત દેખાડનારી નીચલી આકૃતીઓ આપીએ છીએ.

### આકૃતી પેહેલી.

## ફાસ્ટ રાઉન્ડ—આર્મ બોલીંગ.




બે=બેટસ્મેન
૧=બોલર
૨=વીકેટ કીપર
૩=લોંગ સ્ટોપ
૪=શોર્ટ સ્લીપ
૫=પોઇન્ટ
૬=લોંગ સ્લીપ
૭=મીડ વીકેટ ઓન
૮=લોંગ ઓફ
૯=કવર પોઇન્ટ
૧૦=થર્ડ મેન અપ
૧૧=લોંગ લેગ
અ=અમ્પાયર

'ફાસ્ટ રાઉન્ડ-આર્મ બોલીંગ' (Fast Round-arm Bowling) વખતે 'ફ્રીલ્ડસમેન' (fieldsmen) એ કેવી રીતે 'ફ્રીલ્ડીંગ' ગોઠવવી તે પેહેલી આકૃતીમાં દેખાડેલું છે. એ પરથી જણાશે કે ૧૧ રમનારાઓમાંથી ૬ જણાને 'ઓફ સાઇડ' (Off Side) પર મુકવામાં આવ્યા છે એનું કારણ એ જે 'ફાસ્ટ રાઉન્ડ આર્મ' યાને ઘણી ઝડપની 'બોલીંગ' માં 'બેટસ્મેન' (બે) વારંવાર તે તરફ ફટકા મારે છે.

### આકૃતી બીજી.

## મીડયમ પેસ રાઉન્ડ—આર્મ બોલીંગ.




બે=બેટસ્મેન
૧=બોલર
૨=વીકેટ કીપર
૩=લોંગ સ્ટોપ
૪=શોર્ટ સ્લીપ
૫=પોઇન્ટ
૬=લોંગ સ્લીપ
૭=લોંગ ઓન
૮=લોંગ ઓફ
૯=કવર પોઇન્ટ
૧૦=મીડ વીકેટ ઓન
૧૧=લેગ
અ=અમ્પાયર

☞ ફીરેંટ ચાલુ.

આકૃતી ૨ જી મીડયમ પેસ રાઉન્ડ-આર્મ બોલીંગ (Medium Pace Round-arm Bowling) વખતે 'ફીલ્ડીંગ' કેમ ગોઠવવી તે દેખાડે છે. પેહેલી આકૃતીમાં અને આ બીજી આકૃતીમાં તફાવત માલમ પડશે, અને તે એકે 'થર્ડ મેન અપ' (third man up) છે તે 'મીડવીકેટ ઓન' (mid-wicket on) પર, અને 'કવર-પોઇન્ટ' (Cover-point) વધારે નજદીક, આવે છે.

આકૃતી ત્રીજી.

## સ્લો અન્ડરહેન્ડ બોલીંગ.




૧=બોલર
૨=વીકેટ કીપર
૩=લેગ
૪=શોર્ટ સ્લીપ
૫=પોઈન્ટ
૬=એક્ષત્રા લોંગઓન
૭=લોંગ ઓન
૮=લોંગ ઓફ
૯=મીડલ વીકેટ ઓફ
૧૦=મીડ વીકેટ ઓન
૧૧=સ્કવેર લેગ
બે=બેટસ્મેન
અ=અમ્પાયર

આકૃતી ૩ જી 'સ્લો અન્ડરહેન્ડ બોલીંગ' (Slow Underhand Bowling) ની વેળા 'ફીલ્ડસ્મેન' ને કયાં ઉભા રાખવા તે દેખાડે છે. આ વેળા 'સ્લો બોલીંગ' (slow bowling) થતી હોવાથી 'લોંગ-સ્ટોપ (long-stop) ની જરૂર પડતી નથી, તેથી તેને વધારા તરીકે 'બોલર'ની પછવાડે ઉભો રાખવામાં આવે છે. 'શોર્ટ-સ્લીપ' (short-slip) 'વીકેટ' (wicket ની છેક નજદીક ઉભો રહે છે.

એ ઉપરાંત અમે બીજી ૨ આકૃતીઓ આપીએ છીએ. આકૃતી ૪ થી અમે 'ચેમબ-રસીસ એન્સાઇકલોપીડયા' (Chambers's Encyclopedia) માંથી અને આકૃતી ૫ મી એન્સાઇકલોપીડયા બ્રીટાનીકા' (Encyclopedia Britanica) ની ૯ મી આવૃતીવાલા દફતર પરથી ઉતારી આપીએ છીએ.

## આકૃતી ૪ થી.

ઓફ—સાઇડ.

૫. ૭ ૮ અ. ૯.
૬
૪.
બે બે
૩ ૨ ૧
અ
૧૧ ૧૦

ઓન—સાઇડ.

☞ ક્રીકેટ ચાલુ.

| | |
|---|---|
| બે=બેટસ્મેન | ૭=કવર પોઇન્ટ |
| ૧=બોલર | ૮=મીડ વીકેટ |
| ૨=વીકેટ કીપર | ૯=લોંગ ફીલ્ડ ઓફ |
| ૩=લોંગ સ્ટોપ | ૧૦=લોંગ ,, ઓન |
| ૪=શોર્ટ સ્લીપ | ૧૧=લેગ |
| ૫=લોંગ સ્લીપ | અ=અમ્પાયર |
| ૬=પોઇન્ટ | |

## આકૃતી ૫ મો.

૩.

.૧૧ ૬.

૨. ૪.

.અ .બે

.૫ .

.૭

.૮ ૧૨.

બે

.૧

.અ

૯.

.૧૦

| | |
|---|---|
| બે=બેટસ્મેન | ૬=લોંગ સ્લીપ |
| અ=અમ્પાયર | ૭=કવર પોઇન્ટ |
| ૧=બોલર | ૮=મીડ ઓન |
| ૨=વીકેટ કીપર | ૯=લોંગ ફીલ્ડ ઓફ |
| ૩=લોંગ સ્ટોપ | ૧૦=લોંગ ,, ઓન |
| ૪=સ્લીપ | ૧૧=લેગ |
| ૫=પોઇન્ટ | |

૧૨=કોઇ વખતે 'મીડ ઓન' (૮) નેઆ જગાપર મુકે છે, ત્યારે તે 'મીડ ઓફ' કહેવાય છે.

અમે 'ફીલ્ડીંગ' વીષે પુરતું બોલી રહયા છીએ માટે હવે 'ફીલ્ડીંગ' પર ઉભેલાંઓની ફરજ શું છે, તે વીષે લખ્યે છીએ.

**ક્રીકેટ-ફીલ્ડીંગ પર ઉભેલાઓ અને તેમની ફરજ**-ઉપર અમે 'ફીલ્ડીંગ' પર ઉભેલાઓના નામો દરેક **આકૃતીની** નીચે લખી ગયા છીએ, માટે હવે તે નામોવાળા 'ફીલ્ડર્સ' ની શી શી ફરજ છે, તે જણાવ્યે. **'કવર-પોઇન્ટ'** (Cover-point) 'પોઇન્ટ' ની પછવાડે થોડે છેટે ઉભો રહી બીજો 'રન' થતો અટકાવે છે. જેમ વધારે ઝડપવાળી 'બોલીંગ' હોય તેમ વધારે સાવચેતીથી અને હુસ્યારીથી તેને રહેવું જોઇએ. ઘણી વખત 'બોલ' પડયા પછી તે આડો જતો રહે છે, જેથી તે અટકાવવા ત્યાં કોઇ હુશીયારને રાખવો જોઇએ. 'બેકીંગ અપ' (backing up) માં પણ તેણે ખબરદારી રાખવી જોઇએ. કારણ કે તેથી તે ઘણા 'ઓવરથ્રોઝ' (overthrows) અટકાવી શકે છે. **'થર્ડ મેન અપ'** (Third Man up) જ્યારે ઘણીજ ઝડપની બોલીંગ હોય છે, ત્યારે 'લોંગ ઓન' (long on) પર ઉભેલો ત્યાંથી નીકળી જઇ એ જગ્યા લે છે. તે 'પોઇન્ટ' (point) તથા 'શોર્ટ-સ્લીપ' (short-slip) ની વચ્ચે અને 'બોલીંગ-ક્રીસ' (bowling-crease) ની સીધી લીટીમાં આસરે ૧૨ વારને છેટે ઉભો રહે છે. **'પોઇન્ટ'**(Point) ઝડપવાલી 'બોલીંગ'માં 'ઓફ-સાઇડ' (off side) તરફ અને 'પોપીંગ-ક્રીસ' (popping-crease) ની સીધી લીટીમાં ૧૨ વારને તફાવતે ઉભો રહે છે. જો 'બોલીંગ' ઘણીજ ઝડપવાળી હોય તો તેણે ઘણીજ હુશીયારીમાં રહેવું જોઇએ. ઉપર લખેલાં છેટાંએ પેહેલાં તેણે ઉભું રહેવું, અને જેવો દાવ લેનાર યાને 'બેટસ્મેન' દડાને મારવા જાય તેવોજ તેણે આગળ આવવું જોઇએ. જો 'પોઇન્ટ' ઘણો હુશીયાર હોય છે તો તે વારંવાર 'કવર પોઇન્ટ' (cover point) તરફનો સખ્ત ફટકો અટકાવી શકે છે. ઝડપવાળી યાને 'ફાસ્ટ બોલીંગ' ની વેળા આ જગા જરા જોખમ ભરેલી પણ ઘણી અગત્યની થઇ પડે છે. 'સ્લો બોલીંગ' વખતે તેણે આસરે ૫ વાર

☞ક્રીકેટ ચાલુ.

નજદીક આવવું જોઇએ. **મીડ-વીકેટ ઓન અને ઓફ** (Tid-wicket on & Off) હમેસાં દાવ લેનારની 'વીકેટ' (striker's wicket) અને 'લોંગ-ફીલ્ડસ' (long-fields) ની વચ્ચે ઉભા રહે છે. ફીલ્ડ' ના એ ભાગ તરફ ઘણા 'કેચ' (catches) આવે છે, તેથી એઓએ ઘણી ચપળતા અને ચંચલાઇ દેખાડવી જોઇએ, અને તેમની આગળથી પસાર થતા 'બોળ' ને અટકાવવા તજવીજ કરવી જોઇએ જે ટલે તફાવતે 'લોંગ-ઓન'(long-on) 'વીકેટ' થી આગળ ઉભો રહે છે, તેટલેજ તફાવતે 'લેગ' (Leg) તેની એટલે 'વીકેટ' પાછળ ઉભો રહે છે. તેની નજર ઘણી ચપળ સાથે તેનમાં ઘણી ચાલાકી હોવી જોઇએ. 'લેગ-હીટસ' (leg-hits) જમીનને લાગ્યા પછી ધારવામાં આવે તે કરતાં જુદેજ ઠેકાણે જતા રહે રહે છેઃ તેથી દડો જમીનને અડકે તે અગાઉ તેને લેવાની કોશેશ કરવી, પણ તે લેવા દોડતી વેળા સંભાળ રાખવી જોઇએ. **'લોંગ-ઓન'** (Long-on) 'ઓન-સાઇડ' (on-side) તરફ દુર ઉભો રમે છે. જ્યારે 'બોલીંગ' ઘણી ઝડપવાળી હોય છે, ત્યારે તે 'મીડ-વીકેટ ઓન' (mid-wicket on) ની જગા પર ઉભો રહેછે. કારણ કે એવી વખતે દડાને 'ઓન' અથવા 'ઓફ' તરફ સેહેલાઇથી મારી શકાતો નથી. 'લોંગ-ઓન' હમેસાં સારો ઝીલનાર, સારો નાખનાર અને સારો દોડનાર હોવો જોઇએ. 'લોંગ-ઓન' ની પેઠેજ પણ 'વીકેટ' ની બીજી તરફ **'લોંગ-ઓફ'** (Long-off) ઉભો રહી પોતાની ફરજ બજાવે છે. 'બાઇઝ' (byes) અટકાવવાને માટે **'લોંગ-સ્ટોપ'** (Long-stop) 'વીકેટ-કીપર' ની પાછળ ઉભો રહે છે· જોઇએ તે કરતાં 'વીકેટ' ની વધારે દુર નહી ઉભું રહેવાની તેણે સંભાળ રાખવી, નહીતર દડો તેની આગળ જઇ પડે તેની અગાડી હુશીઆર રમનારાઓ એકાદ બાઇ (bye) ઝડપથી કરી જાય છે. જેવો પોતાનો દડો મળ્યો કે તરતજ તેણે ઝડપથી તે બનતાં સુધી 'બોલર' તરફ નાખવાને બદલે 'વીકેટ-કીપર' (wicket-keeper) ના હાથમાં આપવો જોઇએ. વળી તેણે 'શોર્ટ-સ્લીપ' (short-slip) ને 'બેકીંગ-અપ' (backing up) થવામાં મદદ કરવી, અને 'લેગ સાઇડ' ના રન થતા અટકાવવાને કોશેશ કરવી જોઇએ. 'મેત્ચ (match) માં જ્યારે 'સ્લો બોલ્સ' (slows) કરવામાં આવે છે, ત્યારે લોંગ-સ્ટોપ' ને હમેસાં 'બોલર' ની પછવાડે૧૨ વાર છેટે ઉભો રહેવા મોકલવામાં આવે છે. જેમ 'પોઇન્ટ' ની પછવાડે 'કવર-પોઇન્ટ' ઉભો રહી બીજો રન થતો અટકાવે, તેજ પ્રમાણે **'લોંગ-સ્લીપ'** (Long-slip) 'સ્લીપ' (slip) ની પાછળ ઉભો રહી બનતાં સુધી 'લોંગ સ્ટોપ' ને 'બેક-અપ' કરી બીજો રન થતો અટકાવે છે. **'શોર્ટ-સ્લીપ'** (Short-slip) 'ઓફ-સાઇડ' તરફ 'વીકેટ' ની પછવાડે થોડાક વાર ને છેટે ઉભો રહે છેઃ એ જગ્યાનું ઘણું કામ પડતું નથી, એ જગા ઘણુંખરૂં 'બોલર' સાચવે છે. જો દડો ઘણો જોરથી આવતો હોય તો એ જગ્યા પર ઉભા રહેનારે સાહુચેતી વાપરી પોતાનાં મોંહને ઇજા થતી અટકાવવી જોઇએ. 'વીકેટ-કીપર' ને 'બેક અપ' કરવાની, અને જ્યારે 'વીકેટ-કીપર' દડા પાછળ દોડે ત્યારે તેની જગા પર આવી તેનું કામ બજાવવાની ફરજ છે.

હવે અમે 'ક્રીકેત' ના કાયદા વીશે બોલવા માંગ્યે છીએ. એ કાયદા ઇંગ્લંડની જગ્ત પ્રસીધ 'મેરાલીબોન કલ્બ, (Marylebone Club) એ બાહેર પાડયા છે, જે 'ક્રીકેટ' માં એક સતા ગણાતી હોવાથી દુન્યાની લગભગ દરેક નાની મોટી 'ક્રીકેટ કલ્બો તે કાયદા પ્રમાણે અમલ કરે છે. આપણા શેહેરમાં પણ સઘળી ક્રીકેટ કલ્બો એજ કાયદા પર અમલ કરે છે. એ કાયદાઓ છેલ્લાં સુધારેલા હોવાથી અમે તે સુધારેલા કાયદાઓ દાખલ કીધા છે.

**ક્રીકેટના કાયદા—૧ લો.** જો આગળથી બન્ને ટોલીવાલાઓ વચ્ચે ગોઠવણ કીધી હોય તો તેમ, નહીતર બન્ને ટોલીવાલાઓ પોતા તરફથી ૧૧, ૧૧ રમનારાઓને મેત્ચ રમવા લાવી શકે. દરેક બાજુએ બબ્બે ઇનીંગ્સ (innings) વારાફરતી લેવી, પણ જો ૫૩ માં

☞ ક્રીકેટ ચાલુ.

કાયદામાં જણાવેલો બનાવ બને તો તે કાયદા પ્રમાણે અમલ કરવો. પેહેલાં દાવ કોણે લેવો તે અમ્પાયર એકાદ સીકકો યા રૂપયો ઉછાળી છાપ કે કાંટો પડયો છે તે જોઇ ચુકાદો આપશે. **૨ જો.** જેટલા રન્સ બરાબર રીતે થયા હશે તેટલાનો હીસાબ રાખવામાં આવશે. સંપુર્ણ અને અપુર્ણ રન કોણે કેહેવો તે અમ્પાયર નીચલા ચોકકસ કાયદા પર ધ્યાન આપી કહેશે. એ રનનો હીસાબ અગાઉથી એ કામ માટે નેમેલા સખ્સો (scorers) કાગળ પર (જુઓ ક્રીકેટ મેત્ચ રમવાની ગોઠવણો વાલી આરટીકલ—રચનારાઓ) માંડશે. જે બાજુ સઉથી વધારે રન્સ કરશે, તે જીતેલી ગણાશે. **૩ જો.** મેત્ચ રમવાની શરૂઆતમાં દરેક બાજુ અગાઉથી પોત પોતાનો એકેક અમ્પાયર (umpire) ઠેડવશે. **૪ થો.** દડો વજનમાં ૫ાા આઉંસથી ઓછો અથવા ૫ાા આઉંસથી વધારે નહી હોવો જોઇએ. વળી તેનો ઘેરાવો ૯ તસુથી ઓછો અથવા ૯ા તસુથી વધારે નહી હોવો જોઇએ. દરેક ઇનીંગ્ઝની શરૂઆતમાં દરેક બાજુ ગમે તો રમવા માટે નવો દડો માંગી શકે. **૫ મો.** સઉથી પહોળા ભાગમાં બેટ (bat) ૪ા તસુ કરતાં વધારે નહી હોવું જોઇએ. બેટ લંબાઇમાં વધુમાં વધુ ૩૮ તસુ હોવું જોઇએ. **૬ ઠો.** વીકેત્સ 'અમ્પાયર્સ' એ બરાબર એકેકની સામસામી ૨૨ વારને છેટે દાટવી જોઇએ. દરેક વીકેટની લંબાઇ ૮ તસુ જોઇએ, અને તે ૩ સ્ટમ્સની અને ૨ બેલ્ઝથી બનેલી હોવી જોઇએ. બેલ્ઝ, સ્ટમ્પસના મઠાલાં પર મુકવી. સ્ટમ્પ્સ એક સરખી અને પુરતી જાડાઇની હોવી જોઇએ, જેથી તેમાંથી દડો પસાર થઇ શકે નહી. તે ૨૭ તસુ જેટલી જમીનથી બહાર હોવી જોઇએ. બેલ્ઝ ૪, ૪ તસુ લંબાઇમાં જોઇએ. મેત્ચ રમતી વેળાએ વીકેટની જગા બદલવી નહી, પણ જો વરસાદ યા એવાંજ બીજાં કારણથી જગા રમવાને ના લાયક જણાયતો બન્ને બાજુની રાજી ખુશીથી તે બદલવી. **૭ મો.** સ્ટમ્પસની સાથે સીધી લીટીમાં બોલીંગ-ક્રીસ લંબાઇમાં ૨ વાર અને ૮ તસુ હોવી જોઇએ. સ્ટમ્પ્સ બરાબર વચમાં અને બોલરની બાજુએ કાટખુણે બોલીંગ ક્રીસને એકેક રીટર્ન (return) ક્રીસ હોવી જોઇએ. **૮ મો.** વીકેટની સમાંતરે અને તેનેથી ૪ ફીટ છેટે પોપીંગ ક્રીસ હોવી જોઇએ. લંબાઇમાં ગમે એટલી હોય, પણ તે બોલીંગ ક્રીસ કરતાં ઓછી પાડવી જોઇએ, જેથી દડો નાખવામાં આવે ત્યારે તે બેટસ્મેન દુર હોવાથી તેને લાગે નહી. **૯ મો.** એક મેત્ચ રમતી વખતે બેમાંની એક ટોળીએ બીજીની સમ્મતી વગર રોળ ફેરવવું નહી, પાણી સીપાવવું નહી, મતોડું પુરાવવું નહી, ઘાસ કાપવું નહી, અથવા ઠોકાને જમીનમાં ફેરફાર કરવો નહી. પણ જો જે ટોળી બેટીંગમાં હોય અને તે જો વાંધો ન કહાડે તો દરેક ઇનીંગ્સની શરૂઆતમાં જમીન વાળી શકાય અથવા તે ઉપર રોલર (roller) ફેરવી શકાય. પણ આ કાયદો બેટરને રમતી વેળા પોતાની પાસેની જગા બેટથી ઠોકી સીધી કરવાને અને બોલરને જમીન ભીની હોય ત્યારે પોતાની નજદીકમાંના ખાડા પુરવા અટકાવતો નથી. **૧૦ મો.** દડો બરાબર 'બોઓલ' (bowl) કરવો જોઇશે. જો તે ખાલી ફેંકેલો અથવા હડસેલો હશે તો અમ્પાયર 'નો બોલ' (No ball) કહેશે. **૧૧ મો.** બોલીંગ ક્રીસની પછવાડેની અને રીટર્ન ક્રીસની અંદરની જગા ઉપર એક પગ રાખી બોલરે 'બોઓલ' કરવા જોઇએ, નહીતર અમ્પાયર 'નો બોળ' કહેશે. **૧૨ મો.** જો કોઇ બોલર વીકેટની એટલો ઉંચો અથવા એટલો આડો બોલ ફેંકે, અને તેથી જો અમ્પાયરના ધ્યાનમાં એમ આવે કે તે દડાને બેટસ્મેન મારી ન શકશે તો તે બીજા અમપાયરને પુછીને અથવા પુછયા વગર 'વાઇડ બોલ' (Wide ball) કહેશે, જેથી જે ટોળી દાવ લેતી હોય તે ટોળીના રન્સમાં એક રન ઉમેરાશે. એવા બોળો ચાર બોળમાંનાં એક તરીકે ગણાશે નહી. પણ જો બેટસ્મેન કોઇબી રીતે તેવા બોળની પોંહોંચમાં જઇ શકે તો તે રન ગણાશે નહી. **૧૩ મો.** દર વીકેટ બદલ્યાની અગાડી ૪ બોળ કરવા જોઇએ. ૪ બોળ કર્યા પછી વીકેટ-કીપરના અથવા બોળરના

☞ ક્રીકેત ચાલુ.

હાથમાં જ્યારે બોળ આવશે, ત્યારે અમ્પાયર 'ઓવર' (Over) કરીને કહેશે. 'નો બોળ' અથવા 'વાઇડ બોળ' 'ઓવર' માંના એક બોળ તરીકે ગણાશે નહી. ૧૪ મો. એક ઇનીંગ્ઝમાં બોળરને ફકત ૨ વાર વીકેટ બદલવા દેવામાં આવશે. ચાલુ ૨ ઓવર્સ કરતાં વધુ વખત બોઓલ કરવા દીધામાં આવશે નહી. ૧૫ મો. જે વીકેટ તરફથી બોલર બોઓલ કરતો હોય તે વીકેટ તરફના બેટસ્મેને, વીકેટની જે બાજુ બોળર તેને ઉભો રહેવા કહે તે બાજુ, ઉભા રહેવું જોઇએ. ૧૬ મો. જો એક બોળર 'નો બોળ' અથવા 'વાઇડ બોળ' કરેતો બેટસ્મેનથી જેટલા રન લેવાઇ શકાય તેટલા લઇ શકે, અને 'રન આઉટ' અથવા ૨૬, ૨૭, ૨૯, ૩૦ માં કાયદાઓનો ભંગ કરીયા સીવાય બીજી કોઇબી રીતે 'આઉટ' કરી શકાય નહી. બેટને લાગ્યા વગર 'નો બોળ' થી જે રન થયા હશે તે ઉમેરાઇ શકાશે, પણ જો તેમ કરતાં એકબી રન નહી થશે તો 'નો બોઓળ' નો ૧ રન ઉમેરવામાં આવશે. એજ પ્રમાણે 'વાઇડ બોઓલ' વીષે પણ જાણવું. ૧૭ મો. અમ્પાયરે 'વાઇડ બોઓલ' અથવા 'નો બોઓળ' નહી કહેલો એકાદ બોળ જો દાવ લેનારના શરીરને અથવા તેના બેટને લાગ્યા વીના આડો જતો રહેશે, અને તેથી જો રન થશે, તો અમ્પાયર 'બાઇ'(bye) માં ઉમેરવા કહેશે, પણ જો બેટ અથવા હાથ સીવાય દાવ લેનારના શરીરના કોઇબી ભાગને બોળ લાગી જશે અને તેથી જે રન કરવામાં આવશે તેને અમ્પાયર 'લેગ બાઇ' (leg bye) કહેશે, અને તેથી તે રન 'લેગ બાઇ' માં ઉમેરાશે. ('નો બોળ' અથવા 'વાઇડ બોળ' ની ૨ અથવા વધારે બાઇ એકી વેળા જો બેટસ્મેન કરે છે તો તે બાઇઝ 'વાઇડ' તરીકે લખવામાં આવે છે, જેથી તેમને ફકત એકજ રન મળે છે. માટે દોડવામાં કાંઇ ફાયદો નથી, ઉલટું રન આઉટ થવાથી ધાસ્તીમાં રમનાર આવે છે). ૧૮ મો. મેત્ચની અને ઇનીંગ્ઝની શરૂઆતમાં બોલરની વીકેટ તરફનો અમ્પાયર 'પ્લે' (play) બોલશે; તે વખતથી તે દરેક ઇનીંગ્ઝની આખેરી વેર કોઇ પણ બોળરને અજમાયસ તરીકે બોળ (trial ball) કરવા દીધામાં આવશે નહી; અને જ્યારે એકાદ બેટસ્મેન આઉટ થશે, ત્યારે જ્યાં સુધી બીજો બેટસ્મેન આવશે નહી ત્યાં સુધી બેટનો ઉપયોગ કરવા દીધામાં આવશે નહી. ૧૯ મો. બેટસ્મેનના હાથમાંનું બેટ અથવા તેના શરીરનો કોઇ પણ ભાગ જો 'પોપીંગ ક્રીસ' ની અંદરની ભોંય પર નહી હોય તો 'બેટસ્મેન' 'આઉટ ઓવ હીઝ ગ્રાઉન્ડ' (Out of his ground) થાય. ૨૦ મો. જો એકાદ સ્ટમ્પ જમીનમાંથી કાઢી નાખી હોય અને એક અથવા બન્ને 'બેલ્ઝ' જો પડી ગઇ હોય તો 'વીકેટ' ને પાડી નાખેલી યાને 'ડાઉન' (down) તરીકે લેખવામાં આવશે. ૨૧ મો. બોળ કીધાથી જો બેમાંની એક 'બેએલ' પાડી નાખવામાં આવે તો અથવા સ્ટમ્પને જમીનમાંથી ઉખેડી નાખવામાં આવે તો બેટસ્મેન 'બોઓલ્ડ આઉટ' (bowled out) થાય છે, યાને તેને દાવ છોડી દેવો જોઇએ. જો બોળ તેના બેટને અથવા શરીરના ભાગને લાગે તોબી તેમજ. ૨૨ મો. અથવા બેટના ફટકાથી અથવા હાથને (પણ હાથના પોંહોંચાને નહી) લાગ્યાથી બોળ જો જમીનને લાગ્યા વગર ઝીલાય તો રમનાર 'કેટ આઉટ' (caught out) થાય છે. તે બોળ જો ઝીલનારના શરીરના કોઇ પણ ભાગને લાગે તો કાંઇ ફીકર નહી. ૨૩ મો. અથવા ફટકો મારતી વેળા અથવા દડો રમતમાં ચાલુ હોય તે વખતે જો બેટસ્મેનના પગ, હાથ યા તેને પકડેલું બેટ 'પોપીંગ ક્રીસ'થી અલગ અથવા તેની બાહેર હોયતો તેની વીકેટ, દડો છુટો મારીને અથવા દડો હાથમાં પકડી તે હાથથી તેની વીકેટ, પાડી નાખી હોય તો બેટસ્મેન 'સ્ટમ્પ્ડ આઉટ' (stumped out) થાય છે. ૨૪ મો. અથવા રમનાર પોતાના શરીરના કોઇ પણ ભાગથી દડો અટકાવે, જેથી બોળર તરફની વીકેટ આગળના અમ્પાયરના ધ્યાનમાં જો એમ આવે કે દડો સીધી લીટીમાં બેટસ્મેનની વીકેટ આગળ જઇ તેને લાગતે તો તે 'લેગ

☞ ક્રીકેટ ચાલુ.

બીફોર વીકેટ' (leg before wicket) કહે, જેથી બેટસ્મેન 'આઉટ' થયલો કહેવાય. ૨૫ મો. અથવા ફટકો મારતી વેળા બેટસ્મેન પોતાનું બેટ વીકેટને મારે તેથી અથવા બેટસ્મેનના શરીરના કોઇ પણ ભાગથી અથવા પોશાકથી વીકેટ પડી જાય તો 'હીટ વીકેટ' (hit wicket) અમ્પાયર બોલે, જેથી બેટસ્મેને પોતાનો દાવ મુકી દેવો જોઇએ. ૨૬ મો. અથવા કોઇબી બેટસ્મેન દોડવાના યા બીજાં હરકોઇ બાહાનાથી દડો ઝીલવામાં જો અટકાવ કરે તો અમ્પાયર 'ઓબસ્ત્રકટીંગ ધી ફીલ્ડ' (obstructing the field) બોલી તે બેટસ્મેનને 'આઉટ' કરે. ૨૭ મો. અથવા બેટસ્મેન'એ દડાને એક વાર ફટકો માર્યો હોય, અથવા દડો તેના શરીરના ભાગથી અટકયો હોય, અને તે જાણી જોઇ તેને જો ફરીથી ફટકો મારે તો અમ્પાયર 'હીટ ધી બોળ ત્વાઇસ' (hit the ball twice) કરીને કહે, જેથી તે બેટસ્મેને દાવ છોડવો. પણ જો પુરતાં જોરથી બ્લોક નહી થયો હોય અને તેથી જો દડો અંદર ઘુસ્યો હોય તો બેટસ્મેન પોતાના હાથ સીવાય બેટથી યા શરીરના બીજા કોઇબી ભાગથી તે અટકાવી શકે. ૨૮ મો. દોડતી વેળા અથવા દડો રમતમાં ચાલુ હોય, અને જો બેટસ્મેન પોપીંગ ક્રીસની બાહેર હોય તો તે વેળા જો કોઇબી ફીલ્ડસ્મેનને અડકી બોળ વીકેટને પાડી નાખે, અથવા ફીલ્ડસ્મેન પોતાના હાથમાં બોળ પકડી વીકેટને પાડી નાખે તો દાવ લેનાર 'રન આઉટ' (run out) થાય છે. ૨૯ મો. અથવા દડો રમતમાં હોય તે વખતે બેટસ્મેન સામેની ટોલીની અરજ કર્યા વના જો દડાને હાથ લગાડે તો અથવા દડો ઉંચકે તો તે બેટસ્મેને 'હેન્ડલ્ડ ધી બોળ' (handled the ball) કીધો કરી જાણી તે 'આઉટ' થાય. ૩૦ મો. અથવા બેટસ્મેન જો જાણી જોઇને કોઇબી 'ફીલ્ડસ્મેન' ને અડચણ કરેતો 'ઓબ્સ્ત્રકટીંગ ધી ફીલ્ડ' (obstructing the field) ના વાંક માટે તે 'આઉટ' થાય. ૩૧ મો. દોડતી વખતે જો 'બન્ને બેટસ્મેન એક બીજાને પસાર કરી ગયા હોય, અને જો વીકેટ પાડી નાખી હોય તે વીકેટ ભણી જે બેટસ્મેન દોડતો હોય, તે 'રન આઉટ' (run out) થાય છે. પણ જો એક બેટસ્મેન દોડે અને બીજો ઉભો રહે તો 'પોપીંગ ક્રીસ' થી જે બાહેર નીકલેલો હોય,તે યાને પેલો દોડનાર 'રન આઉટ' થાય છે. ૩૨ મો. દડો ઝીલ્યો હોય તે વેળાના રન ગણવામાં આવતા નથી. જો એકાદ બેટસ્મેન 'રન આઉટ' થાય તો, જે રન કરવામાં આવે તે ગણાય નહી. ૩૩ મો. કોઇબી કારણ સર જો 'બેટસ્મેન' 'આઉટ' થયો હોય તો તે વેળા કીધેલો બોળ 'ડેડ' (dead) યાને મુએલો ગણાય. ૩૪ મો. 'બોળ' ખોવાઇ ગયો અને માલમ પડતો નહી હોય ત્યારે જો તે બાજુનો ફીલ્ડસ્મેન 'લોસ્ટ બોળ' (lost ball) કરીને બોલે તો તે વેળા દડો ડેડ (dead) યાને મુએલો તરીકે ગણાશે, અને 'બેટસ્મેન' ને ૬ રન્સ મલશે; પણ જો 'લોસ્ટ બોળ' કરીને પોકાર્યા આગમચ ૬ થી વધુ રન થયા હશે તો જેટલા રન્સ 'બેટસ્મેન' એ કીધા હશે, તેટલા રન્સ દડો મારનારને મળશે. ૩૫ મો. 'વીકેટ-કીપર' ના અથવાતો 'બોળર' ના હાથમાં દડો બરાબર ઠર્યા પછી તે દડો 'ડેડ' (dead) ગણાય; પણ જે વખતે 'બોળર' બોળ કરવા જતો હોય તે વખતે જો તેની વીકેટ તરફનો 'બેટસ્મેન' એવો દડો કર્યાની અગાડી 'પોપીંગ ક્રીસ' ની બહાર જાય તો બોળર તેને 'રન આઉટ' કરી શકે; પણ જો બોળર તેની વીકેટ તરફ દડો ફેંકે અને તે જો વીકેટને લાગ્યા વગર દુર જતો રહે, અને તેથી જો 'બેટસ્મેન' રન કરે તો તે 'નો બોળ' ના મઠાલાં હેઠલ ગણવામાં આવે. ૩૬ મો. સામેની ટોળીની સમ્મતી વગર બીજો રમનાર અંદર રમવા આવ્યા પછી પેહેલા રમનારથી પોતાની 'વીકેટ' છોડી જઇ, પોતાનો અધુરો દાવ પુરો કરવા અવાય નહી. ૩૭ મો. મેત્ચ રમતી વેળા જો એકાદ રમનારને ઇજા થાય અથવા તે આજારી પડે તો તેને બદલે 'સબસ્તીત્યુટ' (substitute) તરીકે બીજા રમનારને લેવાઇ

☞ ક્રીકેટ ચાલુ.

શકાય, પણ સામેની ટોળીની પરવાનગી સીવાય ઉપલાં કારણો સીવાય બીજાં કોઇબી કારણ સર 'સબસ્તીત્યુટ' લેવાય નહી. ૩૮ મો. સામેની ટોળીની પરવાનગીથી જો કોઇ 'સબ્સ્તીત્યુટ' લેવામાં આવે તો તે કયાને. લેવો છે તે, અને તે કઇ 'ફીલ્ડની જગા સાચવશે તે સામેની ટોળીને કહેવું જોઇએ, અને તે માટે તેમની પરવાનગી મેળવવી જોઇએ. ૩૯ મો. જો સામેની ટોળીના અનુમતથી 'સબસ્તીત્યુટ' ને રમવા દેવામાં આવે, અને તે વખતે તે અથવા તેનો જોડયો જો 'પોપીંગ ક્રીસ' ની બાહેર હોય, અને તે વેળા જો દડો તેને લગતી વીકેટ પર મારે તો તે અથવા તેનો જોડયો કાયદા સર 'રન આઉટ' થયલા ગણાય. યાને ટુંકમાં બોલ્યે તો 'ક્રીકેટ' નાં સઘલા કાયદા પ્રમાણે તે સબસ્તીત્યુટ અને તેના જોડયાએ ચાલવું જોઇએ. ૪૦ મો. જો 'સબસ્તીત્યુટ' કાયદાનો ભંગ કરે તો જેની બદલી તે આવ્યો હોય તે સખસને અને તેને પોતાને કાહાડી નાખવામાં આવે. ૪૧ મો. કોઇબી 'ફીલ્ડ' પર ઉભેલો સખસ પોતાના પોશાકથી અથવા પોતાની ટોપીથી જો દડો અટકાવે તો તે દડો 'દેડ' તરીકે લેખવામાં આવશે, અને સામેની ટોળીના રન્સમાં પાંચ રન્સ ઉમેરવામાં આવશે. એવી વેળા જો કાંઇ રન્સ કરવામાં આવ્યા હશે, તોપણ બધા મળી માત્ર ૫ રન્સ મળશે. ૪૨ મો. 'વીકેટ-કીપર' એ 'વીકેટ' ની પાછળ ઉભું રહેવું જોઇએ. જો વીકેટ-કીપર દડો 'વીકેટ' પસાર કરી બાહેર આવે તેની અગાડી જો 'સ્ટમ્પ આઉટ' કરવાને માટે દડો પકડે, અથવા જો તે પોતાની હીલચાલથી અથવા ઘોંઘાટથી 'બેટ્સમેન' ને રમવામાં અડચણ કરે, અથવા તેના શરીરનો કોઇબી ભાગ જો 'વીકેટ' ની ઉપર અથવા અંદર હશે તો 'બેટસ્મેન' ૨૬ માં, ૨૭માં, ૨૮માં, ૨૯માં અને ૩૦માં કાયદામાં જણાવેલાં કારણો સીવાય 'આઉટ' થયલો ગણાશે નહી. ૪૩ મો. વાજબી યા ગેરવાજબી રમતનો, જમીન રમવાને લાયક છે કે નહી તેનો, હવા કેવી છે તેનો, અને રમવા જેટલું ઉજરડું છે કે નહી તેનો, અમ્પાયર્સ ચુકાદો કરનાર છે. સઘળા વાંધાનો નીવેડો તેઓ કરશે, અને જો બન્ને ચોકકસ બાબદ વીષે એકમત નહી થાય તો, તેની અગાડી જે બન્યું હોય ત્યાંથી પાછું ચાલુ કરવું. ૪૪ મો. 'અમ્પાયર્સે' એ 'વીકેટ' બરાબર દાતવી જોઇએ, હદ ભરી લેવી જોઇએ, અને પેહેલાં કઇ ટોળીએ દાવ લેવો તે માટે સીક્કા ઉછાળી નક્કી કરવું જોઇએ. દરેક ટોળીએ એકેક 'ઇનીંગ્સ' (innings) લીધા પછી 'અમ્પાયર્સ' એ 'વીકેટ' બદલવી જોઇએ. ૪૫ મો. એક જણ 'આઉટ' થયા પછી બીજાને અંદર આવવાને ૨ મીનીટ, અને એક ટોળીનો દાવ પુરો થયા પછી બીજી ટોળીને અંદર આવવાને ૧૦ મીનીટ, અમ્પાયરે આપવી જોઇએ. જયારે અમ્પાયર 'પ્લે' (play) કરીને બોલે, અને જે ટોળી રમવાને ના પાડે તો તે ટોળી હારી ગયલી કહેવાય.

*** પાછળથી એક નવો કાયદો નીકલ્યો છે, અને તે એકે જો એકાદ ટોળીના એકાદ ઇનીંગ્સમાં ઘણા રન્સ થયા હોય અને હજી બીજા રમનારાઓ તેજ ટોળીના બાકી હોય તો મેત્યનું પરીણામ જાણવાને પેલી દાવ લેતી ટોળી પોતાનો દાવ છોડી દઇ બીજી પોતાની સામેની ટોળીને દાવ લેવા બોલાવે. એ છોડી દેતી વેળા પેહેલીએ જેટલા રન્સ કીધા હોય તેટલાજ રન્સ ગણવામાં આવે. તેઓથી તે ઇનીંગ્સમાં બાકી રહેલાઓને દાવ આપવા પાછા બોલાવાય નહી. જો એવો બનાવ પેહેલી ઇનીંગ્સમાં બને તો પેલાઓ, ગમે તો સઘળાઓ, બીજી ઇનીંગ્સમાં ધારા સર દાવ લઇ શકે. ૪૬ મો. સામેની ટોળી જયાં લગી એકાદ 'બેટસ્મેન' ને બહાર કાહાડવા જણાવે નહી, ત્યાં સુધી અમ્પાયરથી તે 'બેટસ્મેન' ને બાહેર કહડાય નહી. ૪૭ મો. 'સ્તમ્પીંગ', 'હીટ-વીકેટ', ફટકો મારનારની વીકેટ (striker's wicket) આગળના 'રન આઉટ', અથવા ૪૨માં કાયદામાં જણાવેલા કારણનો

☞ ક્રીકેટ ચાલુ.

બોળર આગળની વીકેટ આગળ ઉભેલો અમ્પાયર ચુકાદો કરી શકે, અને બીજાં સઘળાં કારણો સર અને જેની તેને બરાબર સમજ નહી પડે તેવી બાબદો માટે તે અમ્પાયર બીજા અમ્પાયરને અરજ કરે; જેના મતથી જે ચુકાદો થાય તે સામે વાંધો લઇ શકાય નહી. ૪૮ A મો. જો કોઇ બોળરનો પગ જ્યારે તે બોળ કરતો હોય ત્યારે 'બોલીંગ-ક્રીસ' ની પછવાડે અને 'રીટર્ન-ક્રીસ' ની અંદરની જમીન પર નહી હોય તો તેની વીકેટ આગળના અમ્પાયરે 'નો બોળ' કહેવું. ૪૮ B મો. દડો કીધો કે તરતજ અમ્પાયરે 'નો બોળ' કહેવાની સંભાળ રાખવી. વળી તેણે દડો જેવો મારનારની આગળથી પસાર થાય તેવોજ 'વાઇડ બોળ' કહેવું જોઇએ. ૪૯ મો. જો બે માંનો એક 'બેટસ્મેન' જોઇએ તે કરતાં ટુંકો રન કરશે, તો અમ્પાયરે 'વન શોર્ટ (one short) કરીને બોલવું જોઇએ: જેથી તે રન ગણવામાં આવશે નહી. ૫૦ મો. અમ્પાયર 'ઓવર' (over) કરીને બોલ્યો કે તે દડો 'ડેડ' (dead) યાને મુએલો ગણાશે. પણ જો ૨ માંનો ૧ 'બેટસ્મેન' 'આઉટ' છે કે નહી તે અમ્પાયરને પુછે તો તે બીજો દડો કીધાની અગાડી પુછવું જોઇએ, નહી કે પછી. ૫૧ મો. કોઇ પણ 'અમ્પાયરે સરત બકવી નહી. ૫૨ મો. જો 'અમ્પાયર' ૫૧ માં કાયદાનો ભંગ કરે તો તે સીવાય બીજાં કોઇબી કારણસર બન્ને ટોળીના અનુમત વગર 'અમ્પાયર' ને 'મેત્ચ' ની વખતે બદલાય નહી. પણ જો 'અમ્પાયર' ૫૧ મો કાયદો તોડે તો બેમાંની એક પણ ટોળી તેને કાઢી મુકી શકે. ૫૩ મો. જો પેહેલી 'ઇનીંગ્સ' માં ૨ માંની ૧ ટોળીએ સામેની ટોળીના કરતાં ૮૦ રન ઓછા કીધા હોય તે ટોળીએ બીજી 'ઇનીંગ્સ' માં પેહેલાં દાવ લેવા જવું જોઇએ.

**ક્રીકેટ મેત્ચ એક દીવસનીના કાયદાઓ:**—'ક્રીકેટના કાયદા' એમાંના ૨ સીવાય એને પણ લાગુ પડે છે, એ ૨ કાયદાઓ તે ૧૩ માંનો, પેહેલો વાકય, અને આખો ૫૩ મો કાયદો છે. એને બદલે નીચલા કાયદાઓ પર અમલ કરવો. **૧ લો.** જો પેહેલી 'ઇનીંગ્સ' માં ૨ માંની ૧ ટોળીએ સામેની ટોળીવાળા કરતાં ૬૦ રન ઓછા કીધા હોય તો તે ટોળીએ બીજી 'ઇનીંગ્સ' માં પેહેલાં દાવ લેવા જવું. **૨ જો.** મેત્ચનું પરીણામ પેહેલી 'ઇનીંગ્સ' પરથી જણાશે. **૩. જો.** 'મેત્ચ' રમવાની અગાડી ૫ કે ૬ 'ઓવર' પુરી કરવી તે વીષે બન્ને ટોળીએ નક્કી કરવું.

☞ કેટલાક જવાન રમનારાંઓને રન માંડવા છાપેલા તાવ (scoring sheets) ખરીદવા નથી બનતા, જેથી અમે પાછલના સફા પર (જુઓ પાનું ૬૨ મું) એનો એક નમુનો આપ્યો છે, જેથી તે પ્રમાણે બીજાં કાગળો પર લીટીઓ દોરી અને લખીને બનાવવું, પણ કાગળનું કદ મોટું લેવું જોઇએ. એ રીતે છાપેલા તાવો હાલ દુન્યાની લગભગ દરેક મોટી તેમજ નાની 'મેત્ચ' વખતે વપરાય છે. આ ઠેકાણે અમને જણાવવું જોઇએ કે અમે એ ઇંગ્રેજીમાં આપ્યો છે, એનું કારણ એજે સઘળે ઇંગ્રેજીજ વપરાય છે. વળી કેટલાક અક્ષરો ટુંકમાં લખવામાં આવે છે, જે નીચે પ્રમાણે:—

કોટ (caught) માટે c.

બોલ્ડ આઉટ (bowled) માટે b.

લેગ બીફોર વીકેટ (leg before wicket) માટે l. b. w.

સ્ટમ્પડ આઉટ (stumped) માટે st.

હીટ વીકેટ (hit wicket) માટે h. w.

બાઇઝ (byes) માટે b.

વાઇડ બોળ (wides) માટે w.

લેગ બાઇઝ (leg byes) માટે l. b.

નો બોલ્સ (no balls) માટે n. b.

**ક્રીકેટના સીંગલ વીકેટના કાયદા**-Single Wicket યાને એકજ વીકેટ તરફથી દાવ લેવામાં આવે તેના કાયદાઓ નીચે મુજબ છે. 'ક્રીકેટના કાયદા' એમાં પણ લાગુ પડે છે, પણ જ્યાં નીચલા કાયદાઓ હોય, ત્યાં તેને લગતા કાયદાઓ 'ક્રીકેટના કાયદા' એમાંથી કાહાડી નાખવા:—**૧ લો.** ૨૨ વારને તફાવતે અને

*Cricket Match, at.......................between Eleven of.......................and Eleven of.......................*

....INNINGS.

| *Order of going in.* | *Striker.* | *How out.* | *Figures as scored.* | *Bowler.* | *Total.* | *Remarks.* |
|---|---|---|---|---|---|---|
| 1. | D. D. Kanga | c. Steele | 4 2 4 . . . | Steele | 32 | |
| 2. | J. M. Morinas | c. Edyvean | 1 1 1 4 3 2 . . . . | | 30 | |
| 3. | | | | | | |
| 4. | | | | | | |
| 5. | | | | | | |
| 6. | | | | | | |
| 7. | | | | | | |
| 8. | | | | | | |
| 9. | | | | | | |
| 10. | | | | | | |
| 11. | | | | | | |
| | *Byes.* | | | | | |
| | *Leg-Byes.* | | | | | |
| | *Wide Balls.* | | | | | |
| | *No Balls.* | | | | | |

Runs at the fall of each Wicket | 1 *for* 32.. | 2 *for* 80 | 3 *for* ... | 4 *for* ... | 5 *for*.... | 6 *for* .. | 7 *for*...... | 8 *for*.... | 9 *for*.... | 10 *for*...

| Name & No. of Bowler | No. of No Balls. | No. of Wide Balls. | Total Runs. | Maiden Overs. | No. of Wick. Bowler | No. of Balls. | Name & No. of Bowler | No. of No Balls. | No. of Wide. Balls. | Total Runs. | Maiden Overs. | No. of Wick. Bowled | No. Balls. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |

ક્રીકેટ ચાલુ.

બોલીંગ સ્ટમ્પ' ની બરાબર સામે એક 'વીકેટ' ઠોકવામાં આવે. બોલીંગ ક્રીસ 'ક્રીકેટના કાયદા' માંના ૭ માં પ્રમાણે મુકવી જોઇએ. **૨ જો.** જ્યારે એક બાજુએ ૫ થી ઓછા રમનારાંઓ હોય ત્યારે 'ઓફ' અને 'લેગ સ્ટમ્પ' માંથી સીધી લીટીએ અને ૨૨ વારને છેટે હદ (bounds) મુકવામાં આવે. **૩ જો.** 'બેટસ્મેન' એ ૧ રન મેળવવા માટે આ હદની અંદર દડો મારવો જોઇએ, પણ જો 'બોલીંગ સ્ટમ્પ' ને અથવા 'બોલીંગ ક્રીસ' ને પોતાનું બેટ નહી લગાડે અને કાયદા પ્રમાણે 'પોપીંગ-ક્રીસ' માં જો તે પાછો નહી આવે, એટલે કે તે જો આખા ૨ રન્સ નહી કરે તો તે રન્સ નહી ગણાય. **૪ થો.** જ્યારે 'બેટસ્મેન' દડાને મારે, ત્યારે તેનો પગ 'પોપીંગ-ક્રીસ' ની અંદર જમીન પર હોવો જોઇએ, નહીતર અમ્પાયર 'નો હીટ' બોલશે, અને તેથી એકબી રન માંડવામાં આવશે નહી. **૫ મો.** જો એકેક બાજુએ ૫ કરતાં ઓછા રમનાર હશે, તો 'બાઇઝ', 'લેગ બાઇઝ' અથવા 'ઓવરથ્રોઝ' ના રન ગણવામાં આવશે નહી, અને વળી ફટકો મારનારને 'વીકેટ' ની પાછળ અથવા 'સ્ટમ્પ' ની પાછળ દડો ઝીલવાથી 'આઉટ' કરવામાં આવે નહી. **૬ ઠો.** 'ફીલ્ડસ્મેન' એ દડો એવી રીતે નાખવો જોઇએ કે તે 'વીકેટ' અને 'બોલીંગ સ્ટમ્પ' ની વચ્ચેથી અથવા તો 'બોલીંગ સ્ટમ્પ'ની અને ઠેરવેલી હદની વચ્ચેથી પસાર થાય. જ્યાં સુધી એ રીતે દડો નહી નાખવામાં આવે ત્યાં સુધી દડો મારનાર દોડયા કરે. **૭ મો.** મારનારે ૧ રન કીધા પછી જો તે બીજો કરવા માંગે તો તે બીજો રન મેળવવા સારૂ તેણે 'બોલીંગ સ્ટમ્પ' ને અથવા 'ક્રીસ' ને બેટ લગાડી, બોળ વચ્ચમાંથી નાખવામાં આવે તે અગાડી, પાછા ફરવું જોઇએ. **૮ મો.** ખોવાયલા યાને 'લોસ્ટ' બોળને માટે અથવા જાણી જોઇને પોતાના પોશાક અથવા પોતાની ટોપીથી અટકાવેલા બોળને માટે ફટકો મારનાને ૩ રન્સ મળે. **૯ મો.** જ્યારે દરેક બાજુએ ૪ થી વધારે રમનારા હોય ત્યારે હદ બંધાય નહી. હીટ્સ, બાઇઝ, લેગ બાઇઝ અને ઓવરથ્રોઝ થી મળેલા રન્સ ગણવામાં આવે. **૧૦ મો.** દરેક બોળની વચ્ચે ૧ મીનીટ કરતાં વધારે વખત અપાય નહી.

**ક્રીકેટની સરત બકવાના કાયદા** (Bets)—(૧) જ્યાં વેર આખી 'મેત્ચ' રમાય નહી, અથવા હારી ગયા છીએ એમ બોલે નહી ત્યાં સુધી સરતના પઇસા અપાય નહી. (૨) બે રમનારાના રનને માટે સરત જો મારવામાં આવે તો તે સરત, આગળથી તપસીલવાર કહી જણાવ્યા વગર, પેહેલી 'ઇનીંગ્ઝ' ના પરીણામ ઉપર આધાર રાખે. (૩) બન્ને 'ઇનીંગ્ઝ' ની જો સરત બકવામાં આવી હોય અને જો એક ટોળી બીજીને ૧ 'ઇનીંગ્ઝ' એ હરાવે તો પેહેલી 'ઇનીંગ્ઝ' ના પરીણામ પ્રમાણે સરત જીતેલી ગણાય. (૪) બીજી ટોળી જો બીજી વાર દાવ લેવા જાય તો ત્યારે જેટલા રન્સ થયા હોય, તે પ્રમાણે તે સરત જીતેલી ગણાય.

☞ આ સરત બકવાના કાયદા 'મેરીલીબોન કલ્બ' ના કાયદાની ચોપડીમાં જોવામાં આવતા નથી.—લખનારાઓ.

**ક્રીકેટ મેત્ચ રમવાની ગોઠવણો**—(૧) ઓછામાં ઓછા ઘણા સરસ ૪ બોળરો લેવા જોઇએ, જેઓની બોળ કરવાની ઢબ એક બીજાથી ઉલટી હોય. (૨) વીકેટ-કીપરને 'કેપ્ટેન' કરવો અગત્યનું છે. (૩) લોંગ-સ્ટોપ સારો જોઇએ. (૪) દરેક 'ફીલ્ડસ્મેન' એ પોતાની જગા સાચવવા મેહેનત લેવી જોઇએ, અને 'ફીલ્ડસ' ચુંઠી નહી નાખવી. (૫) પેહેલાં ૨ 'સ્તેડી' (steady) રમનારાઓને અંદર રમવા મોકલવા. ગમેતો એક 'સ્તેડી' રમનારને મોકલવો. (૬) થોડાક રહેલા રન પુરા કરવા માટે સરસ રમનારાઓને અંદર દાવ લેવા મોકલવા નહી, પણ તેવા ૨, ૩ ને રાખી મુકવા. (૭) રમતની અધવચ્ચે ઘણું ખાવું નહી જોઇએ. વળી દારૂ પીવામાંથી સંભાળ રાખવી. 'મેત્ચ' પુરી થયા પછી ગમે તેવું ભોજણ ખાવું, પણ રમતની વેળા તો હલકું ભોજન જમવું, અને જો ટેવ હોય તો સેજ દારૂ પીવો. (૮) દરેક

ફીકેટ પુરી.
'પ્રીન્ટસ્મેન' એ પોતાના 'ફેરટેન' નેતાબે થવુંજ જોઇએ.

**ક્રોમ**—Chrome તે બાઇક્રોમેત ઓવ પોતાશ (Bichromate of Potash) ધારવું.

**ક્રોમ એમ્બર રૂના કપડાં રંગવાં**—થોડાં ગરમ પાણીમાં ૧ રતલ એસીતેટ ઓવ લેડ (Acetate of lead) અને ૧ રતલ નાઇત્રેત ઓવ લેડ (Nitrate of lead) ને પીગલાવી તે થંડાં પાણીથી ભરેલાં એક પીપમાં ઉમેરો. પછી તેમાં ૦॥ કલાક સુધી ૧૦ રતલ રૂના કપડાં બોળી રાખીને નીચોવી કાઢો. પછી એક ગરમ પાણીના પીપમાં ૦॥। રતલ ક્રોમ (Chrome) રંગ પીગળાવી, તેમાં, પેલાં કપડાં ૧૫ મીનીટ સુધી બોળી રાખો. પછી ૦॥ કલાક સુધી ખુલ્લી હવામાં તે કપડાં રાખી પાછું પેહેલાંની પેઠેજ વારાફરતી બન્ને પીપોમાં બોળી કાહાડી ૧ કલાક સુધી ખુલ્લી હવામાં રાખો. પછી પાછું પેહેલાં પીપમાં બોળો, અને નીચોવી, થંડાં પાણીથી ધોઇને પછી સુકવો.

**ક્રોમ બ્રાઉન રંગના ઉનનાં કપડાં રંગવાં**—૬ આંઉંસ બાઇ ક્રોમેત ઓવ પોતાશ(Bichromate of Potash) અને ૩ આંઉંસ તારતર (Tartar) વાળાં ખખલતાં પાણીમાં ૧૦ રતલ ઉનનાં કપડાં ૨॥ કલાક સુધી બોળી રાખો. પછી બાહેર કાહાડી થંડાં પાણીથી ધુવાં. પછી ૯ આંઉંસ કદબેર (Cudbear), અને ૨ રતલ ફસ્તીક (Fustic), વાળાં ખખલતાં પાણીમાં પેલાં કપડાં ૧ કલાક સુધી બોળી રાખો. પછી કપડાં ઉંચકી આ છેલ્લાં પાણીમાં ૦। રતલ હીરાકશી ઉમેરી પેલાં કપડાં ૦। કલાક સુધી પાછાં બોળી રાખો. બાહેર કાહાડી, થંડાં પાણીથી ધોઇને સુકવવાં.

**ક્રોમો-કારબોન પ્રીંત્સ માટે ગ્લીશરીન**—Zinc Plate પર લગાડવા માટે ગ્લીશરીનની નીચલી બનાવત કરવામાં આવે છે, જેથી પ્લેટની સપાટી સાફ રહે છે, અને શાઇને બારીક ભાગોમાં બંધાઇ જતી અટકાવે છેઃ—૧ આંઉંસ ગ્લીશરીનને ગુંદરના પાણીમાં પીગલાવી, તેમાં સેજ ચુનાનું પાણી નાખો. પછી આ મીશ્રના દર બબે આંઉંસને ૧૨ આંઉંસ સાધારણ પાણી સાથે એકરસ કરો.

**ક્રોમોગ્રાફ મીક્ષચર**—પા ઇંચ ઉંડાણની ૧ જસતની રકાબી અથવા થાળી બનાવી તેની અંદર નીચલી ગરમ કીધેલી મેલવણી નાખોઃ—૪ આંઉંસ પાણી, ૨॥ આંઉંસ સલફેટ ઓવ બરીતા (Sulphate of Baryta), ૧ આંઉંસ ખાંડ, ૧ આંઉંસ સરસ (Gelatine) અને ૫ આંઉંસ ગ્લીશરીન, એ સઘળાંને એકરસ કરો.

## ખ

**ખઇ**—Phthisis Pulmonalis or Consumption નાં ૩ તબકકા આવે છે. પેહેલામાં ઘણા દીવસ સુધી ખાંસી ચાલુ રહીને થોડા વખત પછી નીતરો બલગમ પડે છે, અને પછી પરૂ પડે છે. (પાણીથી ભરેલાં વાસણમાં થુક નાખ્યાથી જો બલગમ પાણીને તળીએ બેસી જાય તો તે પરૂ હોય છે.) કોઇ કોઇ વખતે છાતી પરથી લોહી પણ પડે છે. બીજા તબકકામાં ચામડી સુકકી અને ગરમ હોય છે. નાડી મીનીટની ૧૨૦ સુધી ચાલે છે. આંખો ચલકે છે. છાતી દુખે છે, અને પેટમાં ચુંથારો થાય છે. સાંજના ઠંડી લાગે છે, અને ચાતો મોડી રાત્રે ચાતો પરોઢયાંમાં ઘણો પરસેવો છુટે છે. ત્રીજા તબકકામાં હાથોમાં તથા પગોના તલીયાંમાં અગન બલ્યા કરે છે. પેહેલાં ઝાડો કબજ રહે છે, પણ પછી તે છુટી જાય છે. પરસેવો ઘણો પડે છે. આખું શરીર તવાઇ જાય છે, અને આખરે દરદી રીબી રીબીને મરણ પામે છે.

(૧) જો દર રાતના ઘણી તાવ, દાખલા તરીકે ૧૦૩ યા ૧૦૪ દીગરી સુધીની, આવતી હોય તો જ્યાં સુધી તાવનો જોશ હોય ત્યાં સુધી દર કલાકે બબે ચમચા એફરવેસીંગ એમોન્યા મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. ૧૦, ૧૨ દીવસ રહીને દહાડામાં ૩ વખત કાફી યા દુધમાં યા બ્રાંડી પાણીમાં અકેક ચમચી મગરના તેલ

(Cod-liver oil) ની પીવા શરૂ કરવી. (૨) જો ખાંસી જોરાવર થઈ હોય તો વારંવાર એકેક ચમચી મોરફીયા લીંકટસ (જુઓ નુસખો) ની પીવી. (૩) રાત્રે ઘણો પસીનો પડતો હોય તો સુતી વેળા ૧ યા ૨ ગોળી ઓક્સાઇડ ઓવ ઝીંક પીલ્સ (જુઓ નુસખો) ની ગળવી. જો એથી ફાયદો થયલો નહી જણાય તો લાગત ૩ યા ૪ રાત સુધી સુતી વેળા ૧૦, ૧૦ ગ્રેન્સ કમપાઉન્ડ ઇપીકેયુએન્હે પાઉડર (Compound Ipecacuanha Powder) ને પાણીમાં પીગલાવી પીવું. (૪) જો **ખઇ ઘણા લાંબા વખતની હોય** તો દહાડામાં ૪ વખત અને ખાધાની સેજ અગાડી એકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી. આ ઉપાય અઠવાડયાં તો શું પણ મહીનાઓ સુધી ચાલુ રાખવો. (૫) જો છાતીમાં દુખારો થતો હોય અને બલગમ બરાબર પડતો નહી હોય તો અને ખાંસી થઈ હોય તો ૦II શેર પાણીમાં ૧૨II આંઉંસ સાકર, ૬I આંઉંસ ગુંદર, અને ૬I આંઉંસ સાબરસીંગનો ભુકો નાખી, સઘળાંને ઉકાળી તેના ૬ ભાગ કરવા, અને એકેક ભાગ સવાર, બપોર તથા સાંજનાં ૨ દહાડા સુધી પીવો. (૬) જો નબળાઈ થઈ હોય તો (ક) ભોંય સીંગનું તેલ પાવું. (ખ) ૧ શેર લશુરા યાને મોટાં પાકાં ગુંદાનો રસ કાઢી, ગરમ કરી શાકર શાથે સવારના તથા સાંજના ૫, ૫ આઉંસ આપવો. (ગ) ૬ ડ્રામ્સ જૈતુન (Olive) તેલ અને ૧ ડ્રામ જમાલગોટાનું તેલ મીશ્ર કરી છાતી પર મસલવું. જો છાતી રાતી થાય અને તેની પર ફુલ્લીઓ જેવું દીસે તો વધારે ચોપડવું નહી. (૭) જો શ્વાસ બરાબર ચાલતો નહી હોય તો દરદીને વારંવાર સોમલ આપવું.. (૮) જો પુસકળ ઝાડો થતો હોય અને પરસેવો પડતો હોય તો ૮ આંઉંસ પાણીમાં ૪ ડ્રામ્સ અદુસાના પાંદડાં અને ૪ ડ્રામ્સ ભોંયરીંગનીનાં મુળીયાંનો ભુકો નાખી, સઘળાંને ૬ આંઉંસ જેટલું રહે ત્યાં સુધી ઉકાળી પછી થંડું પાડવું, અને તેમાંથી ૨ આંઉંસ જેટલું દહાડામાં ૩ વાર પાવું.



**ખરપસું—Eczema** થાય છે ત્યારે ચામડી ઉપર માછલીનાં ભીંગડાંની પેઠે પોપડા બંધાઇ તેની નીચેથી કોઇવાર રસી વહે છે. કોઇવાર રસી વહેતી નથી, તો અંદર ઘણી ચીડ થાય છે. ઘણું કરી એ શરીરના બંધ ભાગો પર સાથેજ થાય છે, એટલે કે જો જમણા પગના ભાગ પર થાય છે, તો ડાબા પગના તેવાજ ભાગ પર પણ થાય છે. **ઇલાજો:** (૧) ૧ આંઉંસ ગુલાબના પાણીમાં ૩ ડ્રામ્સ બાવળનો ગુંદર, અને ૩ ડ્રામ્સ સફેતો પલાલી તેમાં કપડાંનો કટકો બોળી ખરપસાંવાળા ભાગ ઉપર મુકવો અને ભીનોને ભીનો રાખવાની સંભાળ લેવી. (૨) જો ચીડ ઘણી લાગતી હોય તો ૪ ડ્રામ્સ ગુલે અરમાની, ૨ ડ્રામ્સ અકાકયા, ૨ ડ્રામ્સ સફેતો, અને ૨ ડ્રામ્સ સુખડ લઈ સઘળાંને પથ્થર ઉપર ગુલાબના પાણીમાં ઘસી, ઘાડી લાહી જેવું થાય કે તે ખરપસાંવાલા ભાગ ઉપર લગાડવી.

**ખરપસું, ઘોડાની એડીનું**-'એડી, ફાટેલી; ઘોડાની' વાલા નુસખામાં જણાવ્યા પ્રમાણે ઉપાયો લેવા, અને તે ઉપરાંત ૧ પખવાડયું સુધી દરરોજ અરધી પેંટ પાણીમાં ૧ આંઉંસ લાઇકર આરસેનીકેલીસ પીગલાવી તે દવા પાવી. પછી વચ્ચમાં ૧ અઠવાડયાંનો ખાંચો નાખી પાછી તેજ દવા ચાલુ કરવી. જો **સુકકું ખરપસું** હોય તો ઉપલા સઘળા ઉપાયો કરવા સાથે વચમાં જે ૧ અઠવાડયાંનો ખાંચો નાખવા જણાવેલું છે, તે અરસામાં દરરોજ ૧ ડ્રામ એમેતીક તારતર આપવો.

**ખરાબ હવાનો નાશ કરવા સાથે ઉંદરોનો પણ નાશ કરવાનો અકસીર ઉપાય—** ક્લોરાઇડ ઓવ લાઇમ (Chloride of Lime) ને સેજ પાણી સાથે મેળવી બધેબધ છાંટો, એટલે ઉંદરો નાસવા માંડશે, એટલુંજ નહી પણ તેથી ખરાબ હવા પણ સુધરશે.

**ખાકી રંગના રૂના કપડાં રંગવાં—**૦II રતલ સુમેક (Sumach) ને પીગલાવેલાં પાણીમાં ૧૫ મીનીટ સુધી ૧૦ રતલ વજણના કપડાં બોળી રાખો, પછી ઉંચકીને તે પાણીમાં ૧ આં-

ઉંસ હીરાકસી ઉમેરી તેમાં પેલાં કપડાં પાછાં ૧૫ મીનીટ સુધી બોળી રાખો. પછી તેને બાહેર કાઢી ઠંડાં પાણીથી ધોવો. પછી બીજાં પાણીમાં ૪ આંઉંસ ફયુસ્તીક (Fustic), ૨ આંઉંસ લાઇમાઉડ (Limawood) અને ૧ આંઉંસ પતંગના લાકડાંને પીગલાવી તે પાણીમાં પેલાં કપડાં બોળો. પછી ઉંચકીને ૧ આંઉંસ ફટકડી-વાલાં પાણીમાં ૧૦ મીનીટ સુધી તે કપડાં બોળો. બાહેર કાહાડી નીચોવી ને સુકવો.

**ખાન સાહેબ, અરદેશર મેરવાનજી**— 'મેહેર મસ્તની મુસાફરી' ૯૦ ના કર્તા. એનો પાયો ઇંગ્રેજી 'ડોન કવીઝોટ' પરથી લેવામાં આવ્યો હતો ગુજરાતી 'ડોન કવીઝોટ' કરતાં આ 'મેહેર મસ્તની મુસાફરી' વધારે રસીલી છે.

**ખાર, બોઇલરમાંનો**—જુઓ 'વરાળ યંત્ર'.

**ખારી મરઘી**—૧ મરઘીને કપાવી, તેને ખલખલતાં પાણીમાં બોળી, પીછાં ટુપી કાહાડવાં; અને સાફ કરી તેના કટકા કરવા. પછી તેને ૩ વખત સોજાં પાણીથી ધોઇ 'ખારૂં ગોસ્ત' ની બાબદ પ્રમાણે કરવું. ફરક એટલોજ કે ગોસ્તના કટકાને બદલે મરઘીના કટકા નાખવા.

**ખારી માછલી**—માછલીને સમારી કાપીને નીમક દેવું. પછી તપીલીમાં નવટાંક જેટલું ઘી નાખી તેમાં કાંદો તળી, સેજ લાલ થવા આવે કે તેમાં કાપેલાં કોથમીર મરચાં, કાપેલાં આદુની સલેસ, છુંદેલું સેજ લશણ અને જરા નીમક નાખી ચમચથી એકરસ કરવું, પછી પેલી નીમક દીધેલી માછલીના કટકાને ૪, ૫ વખત સારી પેઠે ધોઇ પેલા મસાલામાં નાખવા, અને જરા પાણી નાખી, ઢાંકણ ઢાંકી દઇ, પાણી બલી રહેને નીચે ઉતારવું.

**ખારૂં ગોસ્ત**—૧ રતલ ગોસ્તને કાપી નાના નાના હુકડા કરી ૩, ૪ વખત પાણીથી ધોવા. પછી ૧ તપીલીમાં ૦। શેર જેટલું ઘી નાખી તેમાં કાંદા લાલ કરી આદુ લશણનો છુંદેલો મસાલો થોડો નાખી, ચમચ કરી, તેમાં પેલા ગોસ્તના કટકા નાખવા. ગોસ્તનું પાણી બળી રહે કે ચમચથી ઉથલ પાથલ કરી તેમાં ૨ કલશીયા પાણી તથા ૧ તોલો નીમક નાખી ચમચ કરવી, અને ઢાંકણું ધાંકી ચરી રહે કે નીચે ઉતારી પાડવું.

**ખાંસી**—છાતી પરથી બલગમ સેહેલાઇથી પડતો નથી, શરીરમાં તાવ ચઢે છે. પેહેલાં સરકમ થઇને પછી વારંવાર ખાંસી આવે છે. છાતી દુખે છે. ખાંસી સાજી થવા માંડે છે ત્યારે બલગમ પીલા રંગનો થાય છે. આ સઘળી નીશાણીઓ Cough ની છે. ઉપાયો નીચે મુજબઃ (૧) ચચાર કલાકે ૨ ચમચા કફ મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. (૨) જો સુકકી ખાંસી હોય અને છાતી પરથી બલગમ નહી પડે તો ઉમરે પુગેલાંએ ચચાર કલાકે એકેક ભાગ દ્રાઇ-કફ મીક્ષચર (જુઓ નુસખો) નો પીવો. (૩) જો સુકકી, સખત, અને અગન બળે એવી ખાંસી હોય તો (ક) જ્યારે ખાંસીનું જોર ઉભરી નીકલ્યું હોય ત્યારે વારંવાર એકેક ચમચી મોરફીયા લીંકતસ (જુઓ નુસખો) ની પીયા કરવી. (ખ) એકેક ગોળી લોઝેન્ઝ પીલ્સ (જુઓ નુસખો) ની મોંહમાં રાખી ચુસ્યા કરવી. જો તાવ સાથે ખાંસી તરતનીજ શરૂ થઇ હોય તો તરસ ઘણી લાગે છે, માથું દુખે છે, પીસાબ ઘણી થોડી થાય છે, અને ગળું સુકકું થાય છે. એનો ઉપાય એ કે દર કલાકે અથવા બબે કલાકે એકેક ચમચી એકોનાઇત મીક્ષચર (જુઓ નુસખો) ની પાવી. (૫) જો લાંબા વખતની હોય તો દહાડામાં ૩ વખત કમપાંઉંડ એસેફીતીડા પીલ (Compound Assafœtida Pill) ની એકેક ગોળી લેવી.

☞જુઓ 'બલગમી ખાંસી', 'કુકડીઆ ખાંસી', 'ઉંટાટીઉં' 'વરમની ખાંસી', ઇત્યાદીના ઇલાજો. જો દેશી ઇલાજો જોઇતા હોય તો (૧) ૪૮ આંઉંસ પાણીમાં ૨૦ નંગ સુકકાં ઉન્નાબ, ૫ નંગ સુકકાં અંજીર, ૧૦ ડ્રામ્સ તુખમે ખતમી અને ૬ ડ્રામ્સ બનફસા નાખી આસરે ૧૬ આંઉંસ જેટલું રહે ત્યાં સુધી ઉકાળવું. થંડું પડે કે ગાળી કાઢી તેમાંથી ૨ થી ૩ આંઉંસ જેટલું, દહાડામાં ૩ વાર પીવું. (૨) ૮ આંઉંસ ખખલતા પાણીમાં ০॥ આંઉંસ જેઠીમધના મુળીયાંનો ભુકો નાંખી વાસણનું

ઢાંકણુ ઢાંકી રાખવું. પછી થંડું પડે કે ગાળી કાહાડી તેમાં ૨ દ્રામ્સ નવસાગર ઉમેરવો. સવાર બપોર તથા સાંજના ૧થી ૨ આંઉંસ જેટલી ઉપલી દવા લઇ પીવી.

**ખાંસી, ઘોડાને થતી**—સરકમની સઘળી નીશાણીઓ સાથે શરીર પરના વાળો ઉભા થાય છે. નાડી ૧ મીનીટમાં ૧૦૦ થી ૧૭૫ ધપકારા મારે છે. ઉપાયઃ-૧ પેંત પાણીમાં ૧ આંઉંસ અફીમનું અર્ક અને ૧ આંઉંસ સલફ્યુરીક ઇઠર મેળવી આ દવા દહાડામાં ૩ વાર આપવી; જો ફાયદો થતો જણાય તો ૨ વાર આપવી. પણ જો ફાયદો થતો નહી જણાય તો ૧ પેંત પાણીમાં ૦॥ દ્રામ એક્ષત્રેક્ત ઓવ બેલોદાનાને તદન પીગલાવી ૧૦ માનીમ્સ તીંકચર ઓવ એકોનાઇટ ઉમેરી દહાડામાં ૨ વાર પાવી.

**ખાંસી, ન્યુમોન્યા**—Pneumonia નામની ખાંસી જ્યારે થાય છે, ત્યારે પેહલ વેહેલાં જોરમાં તાવ આવે છે, છાતીની બાજુઓ દુખે છે, શ્વાસ ઉતાવળે ચાલે છે, સેહેલથી સુવાતું નથી. પેહેલાં ખાંસી જોરમાં અને સુક્કી આવે છે, પછી ચીકણો ઇંતના જેવા રંગનો ફીણવાળો બલગમ પડે છે. છાતી પર કાન મુકી સાંભળતાં ખરરર ખરરર અવાજ સંભળાય છે. જો દરદી જવાન અને મજબુત બાંધાનો હોય તો છાતીના જે ભાગ પર દુખાવો થતો હોય તે ભાગ પર ૬ થી ૧૨ જળો મુકાવવી, અને પછી ખખલતાં પાણીમાં થોડું ટરપીનટાઇન નાખી તેનો બાફ દરદીને આપવો.

**ખાંસી, સાધારણ; ઘોડાને થતી**—૧ આંઉંસ સલફ્યુરીક ઇથર, ૧ આંઉંસ સ્પીરીત ઓવ કલોરોફોર્મ, ૩ દ્રામ્સ તીંકચર ઓવ હાયોસાએમ્સ, ૧ દ્રામ તીંકચર ઓવ કેપ્સીકમ, ૨૦ મીનીમ્સ નરમ એસીડ હાઇદરોસાયેનીક, અને ૧૦ મીનીમ્સ ઓઇલ ઓવ પેપરમીંતને ૧ પેંત પાણીમાં પીગલાવી, તેમાં ૨ આંઉંસ સાકરનો ઘટ શીરો નાખી, તે દવાના ૨ ભાગ કરવા. ૧ ભાગ સવારે અને ૧ સાંજે આપવો.

**ખીચડી, બદામ દરાખની**—નવટાંક જેટલાં બદામના બીજ લઇ, તેને બાફી, ઉપરની છાલો છોલી નાખી તેની કાતરીઓ કરવી. પછી ઘીમાં તેને તળી જરા લાલ થવા આવે કે ૦। શેર કીસ્મીસ દરાખને ધોઇ તેમાં તલવા નાખવી; પછી બદામ દરાખ તદન લાલ થાય કે ઉતારી પાંડી વઘારેલી ખીચડી (જુઓ 'ખીચડી, વઘારેલી') કરતી વેળા જ્યારે ચોખા ભેલો ત્યારે ઉપલી બદામ દરાખ તથા કબાબની જીણી દમોરીઓ ભેલીને વઘારેલી ખીચડી પ્રમાણે કરવું.

**ખીચડી, બાફેલી**—૦॥ તીપરી તુવરની દાળ લઇ ૩ વખત સારી પેઠે ધોઇ ૧ વાસણમાં નાખવી, અને તેની અંદર આસરે ૧ કલસીયો પાણી નાખી, ચુલા પર મુકી બળતું કરવું. દાળ ફાટે અને નરમ જેવી લાગે કે ચુલા પરથી નીચે ઉતારી મુકવી. પછી ૧॥ તીપરી રાંધવાના જુના ચોખા લઇ ૩, ૪ વખત પાણીથી ધોઇ પેલી તપીલીમાં નાખી, દાળ સાથે એકરસ કરવા અને તેની અંદર સેજ હલદ અને ૦॥। તોલો નીમક નાખી, ચમચ ફેરવી પાછું બલતાંવાળા ચુલા પર મુકવું. બાફણુ વાલતી વખતે ચમચ કરવી અને જોવું કે કરક છે કે નહી, જો હોય તો જરા પાણી છાંટવું. ૧૦ માનીટ પછી તે ચુલા પરથી ઉતારી ખાવી.

**ખીચડી, વઘારેલી**—'ખીચડી બાફેલી' ની માફક તુવરની દાળને ચુલા પર મુકી, ફાટે કે ઉતારવી. પછી ૧ તપાલીમાં ઘી નાખી કાંદની જીણી કાતરીઓ કરી તલવી, અને તે લાલ થવા આવે કે તેમાં સેજ હલદ, ૦॥। તોલો નીમક, જરા તજ, ૨, ૪ એલચી, અને ૨, ૪ લવીંગ નાખી ચમચ કરવી, અને તેની અંદર ૩, ૪ વખત પાણીથી ધોએલા ૧॥ તીપરી જેટલા ચોખા નાખી 'ખીચડી, બાફેલી' પ્રમાણે કરો. કેટલાંકો ૦॥ નાલીએરને ખમનીને તેનું દુધ કાઢી તે દુધ ચોખા ભેલતી વખતે નાખે છે, જેથી ખીચડી વધારે સ્વાદીસ્ત થાય છે. પણ એટલું કરવું કે જેટલું દુધ હોય તેટલું પાણી અગાઉથી ઓછું નાખવું.

**ખીમાના ચાપ યાને દેમપુલ**—૧ તપેલી-

માં બટાટા ૨ શેર નાખી તેમાં ૧ા કલસ્યો પાણી નાખી, ચુલા પર મુકી બાફવા. જેવા બટાટા દાબતાં હાથને નરમ લાગે કે નીચે ઉતારી પાણી કાહાડી નાખ્યા, છાલ છોલવી. પછી ૧ કરછીથી તે ગરમ ગરમ બટાટા છુંડી બારીક કરી, હથેલી પર એકેકો ગોટો લઇ, હથેલી પર થાપી તેમાં મસાલાનો ખીમો ભરવો, અને ખીમો નહી દેખાય તેમ બટાટાને વાળી દઇ ગોળ દડા કરો; પછી તે પર પાંઉના રવાનું અથવા ઘઉંના આટાનું પડ આપી, તાજાં ઇંડાંમાં બોળી કાહાડી, ચુલા પર મુકેલી કહરાઇમાંના ઘીમાં તળી કાહાડવા. એક બાજુનું પડ થાય કે ઉથલાવવા. પેલા ખીમામાં, જે તૈયાર ચટણી આવે છે તે, સેજ સરકામાં બોળી નાખશો તો લેહેજત વધુ વધશે.

**ખીમો, ગોસ્તનો**—૧ રતલ ગોસ્ત લઇ, તેમાંથી હાડકાં, છીછરાં કાહાડી નાખી, લાકડાંનાં ઢીમરાં પર મુકી ઘણુંજ બારીક છુંદવું. પછી ૧ તપીલીમાં નવટાંક જેટલું ઘી નાખી તેમાં ૧ કાંદાની કાતરીઓ તળી, લાલ થવા આવે કે પેલાં છુંદેલાં ગોસ્તને નાખવું, અને તેની અંદર છુંદેલું આદુ લસણ, બટાટાની જુણી કાતરીઓ, તથા ૦ા તોલો નીમક નાખી ચમચ કરવી, અને તેની અંદર ૧ા કલસ્યો પાણી રેડી ચમચે કરી ઢાંકણુ ઢાંકવું. પછી પાણી બળી રહે કે ઉતારી પાડવું. (૨) જો મસાલો જોઇતો હોય તો 'કબાબ, ગોસ્તના' ના નુસખામાં જણાવેલો મસાલો પાણી નાખતી વેળા નાખવો.

**ખીલના ઇલાજો**—(૧) ૧૦ થી ૧૪ ગ્રેન્સ ગંધકના ફુલ પાણી સાથે દહાડામાં ૨ થી ૩ વાર ફાકવાં (૨) જવનો તથા કડવા વાલનો આટો સરકામાં મેલવી ખીલ પર લગાડો. (૩) મીઠું તેલ અને ચુનાનું પાણી સરખે ભાગે લઇ એકરસ કરી તે ખીલ પર લગાડો (૪) ૧ આઉંસ ખાટાં લીંબુંના રસમાં ૦ા દ્રામ સાકર અને ૧૪ ગ્રેન્સ ટંકણખાર ભેલી, તે ખીલ પર લગાડો.

**ખીલ, મોંહ પરની**—જુઓ 'મોહડાં પર થતી ખીલનો ઉપાય' વાલી આરટીકલ.

**ખેરસાલનું પાણી, કપડાં રંગવા માટે**—૧૫ અથવા ૧૬ ગ્યાલન પાણીમાં ૨ રતલ ખેરસાલ (catechu) નાખી જ્યાં સુધી સઘળું પીગલી જાય નહી ત્યાં સુધી ઉકાળો; પછી તેમાં ૪ આઉંસ નાઇટ્રેટ ઓવ કોપર (Nitrate of copper) નાખી, હલાવો.

**ખોડો**—(૧) ૫ આઉંસ ગોલાબના પાણી સાથે ૫ આઉંસ કોલોનવાતર, ૦ા દ્રામ તંકણખારઅને ૦ા દ્રામ તીંક્ચર કેનથેરાઇડીસ મેલવીને સવાર સાંજ લગાડો. (૨) ૧ બાટલી ગરમ પાણીમાં ૧ ઇંડાની સફેદી નાખી ગરમ કરી બાલ પર લગાડો, પછી બાલ ગરમ પાણીએ ધોઇ નાખવાઃ આથી Dandruff નીકળી જશે જુઓ 'ચામડીને યા બાલને નુકશાન કર્યા વગર ખોડો કાઢવો.'

**ખોરી, એદલજી જમશેદજી**—એક મખ્યાત લખનાર. 'ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઇની તવારીખ' તથા 'હજમબાદ અને ઠગનનાજ' નામનો નાટક, તથા 'કમરેલજમાન' (નાટક) તથા, 'પ્રાણી વર્ણન' ઇત્યાદીના કર્તા.

## ગ

**ગજકરણનો ઇલાજ**—૪ આઉંસ પાણીમાં ૨ દ્રામ્સ ટંકણખાર પીગલાવી, તેને ગજકણનાં પાંદડાંના રસમાં મીશ્ર કરી દરદવાળા ભાગ પર લગાડો.

**ગટુલાલજી, પંડીત**—જાહેર લખનાર. મુખ્ય ભાગ હીંદુ-ધરમ સંબંધી લખાયલો છે.

**ગરદન થંડીથી અકડી જાય**—Crick in the Neck અથવા Torticollis ઘણો વખત કકડતી થંડીમાં રેહેવાનું પરીણામ છે. એને માટે નીચલા ઇલાજો છેઃ—(૧) ગરદન પર જલ્લદ રાઇ મુકવી. (૨) કેરોસીન તેલને ગરદન પર ચોપડવું. (૩) ૩ દ્રામ્સ મીઠાં તેલને ૧ દ્રામ ટરપીન્ટાઇન સાથે મીશ્ર કરી ગરદન પર મસલવી, અને તે ઉપર સેક કરવો. (૪) ૩૬ કલાકવેર થંડાં યા ગરમ પાણીમાં ૧ જેટલાં મુઠી લવંગ્યાં મરચાંનો ભુકો

રાખી મુકો. પછી સણુના રેષા તેની અંદર બોળી, જે ભાગ અકડી ગયો હોય ત્યાં મુકી, તેની પર ગટા-પરચા અથવા ઓઇલ-સીલ્ક વીંટાળો.

**ગરધઇ યાને છાતીમાં અગન બળવો**—Acidity યાને છાતીમાં થતી અગન અટકાવવાનો સહુથી સેહેલો ઉપાય સાલ વોલેટાઇલ (Sal Volatile) છે. ૧ વાઇન ગ્લાસ પાણીથી ભરી તેમાં ઉપલી દવા ાા ચમચી ભરી નાખો, અને હીલવીને પીવો. સાલ વોલેતાઇલનું બીજું નામ એરોમેટીક સ્પીરીત ઓવ એમોન્યા છે. (૨) જો ઝાડો આવતો બંધ હોય તો ૨૦ ગ્રેન્સ મેગનેસ્યા અથવા કારબોનેટ ઓવ મેગનેસ્યાને પાણીમાં પીગળાવી પીવો. (૩) જો હધામણ ઘણી થતી હોય તો લાઇમ વોટર ૨ ચમચી ભરી તેટલાંજ પાણી યા દુધમાં ભેલી પી જવું. આ ઉપાય જો કે તરતજ દુખ નરમ પાડે છે, તોપણ તેની કાંઇ જાહુક અસર રેહેતી નથી. (૪) નીચલો ઉપાય ઘણો અકસીર છેઃ—૧ અઠવાડયું સુધી ખાધાની ાા કલાક અગાડી અને દહાડામાં ૩ વખત ૧ વાઇન ગ્લાસ પાણીથી ભરી તેમાં ૧૫ ટીપાં ડાઇલ્યુટ હાઇદરોકલોરીક એસીડના નાખી ઉમરે પુગેલાંઓએ પીવી.

**ગરધઇ સાથે ભુખ મરી ગઇ હોય તેનો ઉપાય**—ખાધાની ાા કલાક અગાડી જેનસીયન એન્ડ એસીડ મીક્ષચર (નુસખો જુઓ) ના ઉમરે પુગેલાંઓએ ૨ ચમચા લેવા; દહાડામાં ૩ વખત પીવી, અને પાણી સાથે ભેળી પીવી નહી.

**ગર્ભવંતી સ્ત્રીની છાતીમાં અગન બળે**—(૧) ખાધાની થોડીક મીનીટ અગાઉ ટીંકચર ઓવ નક્ષ વોમીકા (Nux-Vomica) ના ૨ યા ૩ ટીપાં થોડાં પાણીમાં લેવાં. (૨) જો ઉપલો ઉપાય કારગત ન લાગે તો દર ૩ કલાકે થોડાં પાણીમાં ૧ યા ૨ ટીપાં ઇપીકેકયુએન્હે વાઇન (Ipecacuanha wine) ના લેવાં.

**ગરમીની ફુલ્લીઓ માટે ઇલાજ**—ગરમીના દીવસોમાં શરીર પર જે ઝીણી ઝીણી ફુલ્લીઓ ફુટી નીકળે છે, તેને નરમ પાડવાનો સહુથી સરસ ઉપાય દરદવાલા ભાગ પર ગોકલગાય ઘસવાનો છે.

**ગળસુના**—Scrofula or the King's Evil માં જન્મથી નબલાઇ હોવાથી મોહોડું ફીકકું હોય છે, આખું શરીર તનાયલું, અને હોઠો જાડા અને તેઓ પર ચીરા પડેલા, જણાય છે. આંખો રાતી અને તેઓમાંથી પાણી ગળ્યા કરે છે. પાંપણો લાંબાં હોય છે. જાંગનાં કાતરાની, ગલાંની, અને કાખની ગાંઠો સુજેલી તથા કઠણ હોય છે, અને આગળ ચાલતાં તે પાકે છે, અને તેઓમાં ચાઠાં પડે છે. દાંતના પારાઓ પણ નરમ હોય છે.

**ગળાંનો સોજો**—Quinsy થયો હોય તો ગળાંના માહેલા ભાગો વરમ થયાથી દુખે છે, ખેંચાય છે, અને સુજી આવે છે. મુખ્ય કરીને વરમની જગ્યા નાની જીભ, નરમ તાળુ અને જીભની બંધ બાજુની બન્ને ગાંઠો છે. જો ચમચાથી જીભ દાબી જોઇ હોય તો એ ગાંઠો સુજેલી તથા ઘણી રાતી થયલી જણાય છે. કાંઇ પણ ચીજ ખાતાં અથવા પીતાં ગળાંમાં દુખાવો થાય છે. (૧) પેહેલા ૨ કલાક સુધી દર ૧૦, ૧૦ મીનીટે ૧ યા ાા ચમચી એકોનાઇટ મીક્ષચર (જુઓ નુસખો) ની આપવી, અને ત્યાર પછી દર કલાકે અકેક ચમચી પાવી. આ ઉપાય ઘણોજ અકસીર છે. (૨) જો આંખ ચલકતી હોય, માંથું દુખે, કાંઇબી ચીજ ગળતી વખતે દુખાવો થાય, અને દરદવાલો ભાગ લાલ સુજી આવે તો બેલેડાના મીક્ષચર (જુઓ નુસખો) પેહેલા (૧) નુસખામાં જણાવેલા પ્રમાણમાં આપવું. પણ પેહેલો ઉપાય ઓછામાં ઓછો ૩૬ કલાક વેર ચાલુ રાખીને જો કસો ફાયદો નહી જણાય તોજ આ બીજો ઉપાય કરવો. (૩) દર બબે યા ત્રણ ત્રણ કલાકે સુગર એન્ડ ગ્રે પાઉદર્સ (જુઓ નુસખો) નું એકેક પડીકું લેવું. (૪) પહેલા કલાક સુધી પા પા, કલાકે સલફાઇડ ઓવ કાલસ્યમ પીલ્યુલ્સ (જુઓ નુસખો) ની અકેક ગોળી લેવી, અને ત્યાર પછી ૫, ૬ કલાક સુધી દર કલાકે અકેકી લેવી. (૫) ટરપીનટાઇન ગળાં પર ચોપડીને પછી

ગરમ પાણીમાં વાદલાંનો કટકો બોળી, તે નીચોવી નાખી, ગળાં ઉપર બાંધવો. (૬) વાસણમાં ખખલતું પાણી લઈ તેમાં થોડોક સરકો નાખી તેનો બાફ મોંહની અંદર લેવો.

**ગ્લીશરીન જેલી, ઠંડીથી હાથ ઇત્યાદીની ચામડી ફાતી ગઇ હોય તે માટે**—૨ આંઉંસ સોજાં ગ્લીશરીનને ૦॥ આંઉંસ નરમ સફેદ સાબુમાં સારી પેઠે મસલીને રફતે રફતે અંદર ૧ રતલ બદામનું તેલ ઉમેરતા જવું, અને ખાંડણીમાં છુંડતા જવું પછી તેમાં ૦॥ ડ્રામ તાઇમ (Thyme) નું અત્તર, ૦॥ ડ્રામ લવીંગનું અત્તર, અને ૦॥ ડ્રામ પેર (Bergamot) નું અત્તર ઉમેરો. એટલે Glycerine Jelly બનશે.

**ગ્લીશરીન લોશન**—૧ પેંત ઓરેંજના ફુલનું પાણી (Orange-flower water), ૧ પેંત સવચ્છ ગ્લીશરીન (Glycerine), ૧ ડ્રામ ટંકણખારને સાથે મેલવી નાખો, એટલે ચેહેરો સુધારવા માટે Glycerine Lotion બનશે.

**ગળું, બેસે તેના ઇલાજો**— (૧) ભીંડીનાં ઝાડનાં પાંડદાંને પાણીમાં ઉકાળી તેનો બાફ મોંહમાં લેવો. (૨) સરકો ગરમ કરી તેનો બાફ મોંહમાં લેવો (૩) સુરાખારનો, કાથાનો, અથવા સુંઠનો કટકો મોહડાંમાં રાખી તે ચુસ્યા કરવો. (૪) કાળાં મરી અને દાડેમની છાલ લઈ પાણીમાં ઉકાળી તેના કોગળા કરવા. (૫) ૨૦ આંઉંસ પાણીમાં ૨ ડ્રામ્સ સુકકાં લાલ મરચાંનાં ભુકાને જોસ આવે ત્યાં સુધી ઉકાળવાં, અને પછી થંડું પડે કે તેમાં ૦॥ બાટલી સરકો અને ૧ ચમચી સાધારણ નીમક ઉમેરી, દોહવી, તેના કોગળા કરવા.

**ગ્લેઝીયર્સ સોલ્ટ**—સલફેટ ઓવ પોતાશ (Sulphate of Potash) ને Glazier's Salt પણ કહે છે.

**ગ્લોબર સોલ્ટસ**—Glauber Salts તે સલફેત ઓવ સોડા (Sulphate of Soda) સમજવું.

**ગવરીશંકર ઉદેશંકર, દીવાન**—જન્મ ૧૮૦૫ માં; એવણે 'સ્વરૂપનું સન્ધાંન' નામે વઇદકને લગતા વીચાર ઉપર પુસ્તક રચ્યું છે.

**ગંધકનો શેક કરનારી મેળવણી**—૪ આંઉંસ પોતાસ્યમ સલફાઇડ (Potassium Sulphide) અને ૧ આંઉંસ સલફ્યુરીક એસીડ લઇને તેને ૩૦ ગ્યાલન પાણીમાં પીગલાવ્યાથી Sulphur Bath થાય છે.

**ગાજરમાં ગોસ્ત**—પેહેલાં 'બારૂં ગોસ્ત' રાંધવું. પછી ૨ શેર ગાજર લઇ, તેને છોલીને ૨ ઉભી ચીર કરી વચમાંનો બીયો કાહાડી નાખવો, અને પેલી ચીરોના નાના કટકા કરવા. પછી ૧ તપીલીમાં સેજ ઘી નાખી તેમાં ૦॥ શેર સોજી ગોળ અને ૧॥ કલસ્યો પાણીનો નામી, ચુલા પર મુકો. કકરો પડે કે ચમચથી ઉપર તરી આવેલો મેલ કાઢી નાખી, તેમાં પેલા ગાજરના કટકા તથા બારૂં ગોસ્ત નાખી ચમચે ઉચલ પાથલ કરી ચુલા પરજ રાખવું. થોડું પાણી બલી રહેકે ઇંગાર પર મુકો.

**ગાઝીપોરી અત્તર**—જુઓ 'ગોલાબનુ અત્તર, ગાઝીપોરનું.'

**ગાલીચા સાફ કરવાની ઘણી સેહેલી રીત**—થુલાંને ઘણાજ થોડાં પાણીમાં ભીંજવી તે થુલું ગાલીચા પર એકસરખું ફરતું વેરવું. થોડા વખત પછી ગાલીચા સાફ કરવાના ૧ બ્રશથી પેલા ગાલીચાને ઘસીને સાફ કરવા.

**ગાસ્કેલ, મીસીસ**—વાર્તા લખનારી ઇંગ્રેજ બાનુ (૧૮૧૧-૧૮૬૫). એના લગભગ સઘળાં નોવેલો સારાં છે, પણ 'વાઇવ્સ એન્ડ ડોતર્સ' અધુરૂં છે.

**ગાસ-લાઇટ તેલને તપાસવાની રીત**—પેટરોલ્યમ તેલ (Patrolium Oil) જલદીથી સલગી ઉઠનારૂં છે કે નહી, તે નીચલી રીત પરથી તપાસી સકાય છેઃ—૧ ગ્લાસ તેલથી ૦॥। ભરવું પછી તેમાં ખલખલતું પાણી નાખી ઉપર વેર ભરવું, પણ પાણી રેડતી વેળા ગ્લાસ પર સળગેલી બતી ધરવી. જો ગ્લાસમાંથી નીકળતો બાફ (Gas) તરત સળગે તો જાણવું કે તેલ જોખમ ભરેલું હોવાથી ખુલ્લું મુકવું નહી.

**ગાંઠો; કાન, ગરદન અને જડબાં આ-**

**ગળની સુજી આવેલી**—Mumps થાય છે ત્યારે ગરદન, જડબાં અને મુખ્ય કરી કાનો આગળની થુંક એકઠી કરનારી ઝીણી ગાંઠો સુજી આવે છે. ખાતી તેમજ પીતી વેળા ગળાંમાં ઘણુંજ સખ્ત દરદ થાય છે. તાવ આવે છે, માથું દુખે છે, તથા જીભ પર મેલની ઠારી બાઝે છે. ઉપાય એ કેઃ—ખસખસનાં પોસનો અથવાતો થુલાંનો ગરમ સેક કરીને તરતજ ગાંઠો ઉપર ફલાનેલનું કપડું બાંધી લેવું, અને ૧ હલકો જુલાબ લેવો. ખોરાકમાં ફકત કાંજી ઇત્યાદી લેવું.

**ગીબન, એડવર્ડ**—તવારીખ લખનાર ઇંગ્રેજ (૧૭૩૭-૧૭૯૪). 'ધી હીસ્તોરી ઓવ ધી ડીકલાઇન એન્ડ ફોલ ઓવ ધી રોમન એમપાયર' નામનું પુસ્તક ઘણું વખણાય છે.

**ગ્યાસની નલીમાં પડેલી ઘણીજ જીણી ફાટ જાણવાની રીત**—પેલેડીયમ કલોરાઇડ સોલ્યુશન (Palladium Chloride Solution) માં કાગળ બોળી સુકવો. પછી નલીને ૧ છેડેથી ધરતાં જવું, અને જે બાજુથી કાગળનો રંગ બદલાતો માલમ પડે તે ભાગ આગળ થોભવું. આ ભાગમાંથી ગ્યાસ જતી ધારવી.

**ગોલીટ, ચોપડીની કીનારી પર**—પેહેલ કીનારીને ૧ કાચના કટકાથી સાફ કરી, કીનારી પર ઇંડાંની સફેદી સરખે હાથે લગાડી, તરતજ તેની પર સોનેરી યા રૂપેરી વરખ યા બ્રોન્ઝ પાઉદર લગાડીને થોડાક કલાક સુકાવા દેવી. પછી સઘળાં પાના ઉઠલાવી જઇ ચોપડી પાછી બંધ કરી સીપના હાથાથી સારી પેઠે ઘસી ઓપ ચહડાવવો.

**ગુમડાં યાને ફોલ્લા**—દરદીને ઘણો પુસ્તીકારક ખોરાક આપવો જોઇએ. સેરવો, મટન ચાપ, ઘણું સરખું દુધ, ઇત્યાદી વાણા ખવાડવાં. દરીએ કીનારે રેહવા જવાથી અથવા હવા ખાવાના મઠકે વસવાત કરવાથી ઘણો સરસ ફાયદો થાય છે. ઉપાયો નીચે મુજબઃ—

(૧) દર ચચાર કલાકે ૫, ૫ ગ્રેન્સ સલફાઇડ ઓવ કાલસીયમ પાઉદર્સ (જુઓ નુસખો) નો ભુકો પાણીમાં પીગળાવી પીવો. (૨) હેરોગેટ વોતર (Harrogate water) વાપરવું (૩) દર બબે કલાકે બબે ચમચી બેલોડાના મીક્ષચર (જુઓ નુસખો) ની પીવી. (૪) ફુત્યાં વગરનાં ગુમડાં પર એક પીછાંથી કોલોડયોન (Collodion) લગાડવું. (૫) છોકરાંઓ પર Sulphide of calcium powders (સલફાઇડ ઓવ કાલશીયમ પાઉડર્સ) ઘણો અકસીર ઉપાય થઇ પડે છે. ઉમર પ્રમાણે ૦।। ગ્રેનથી ૪ ગ્રેન્સ સુધી ઉપલો પાઉડર દર બબે કલાકે ૪ અથવા વધુ દહાડા સુધી આપવો. જો તેથી છોકરૂં વોમીત કરતું હોય તો આપેલા કરતાં ૦।।, ૦। અથવા તે કરતાં ઓછો ભુકો આપવો, પણ તે દર બબે કલાકેજ આપવો જોઇએ. જો દુખારો ઘણો હોય તો અલસીની પોલ્તીસ વારંવાર દરદવાળા ભાગો પર મુકવી, અને બનતાં સુધી ૦।। ભાગ ગ્લીસરીન અને ૦।। ભાગ બેલોડોના (belladona) નું મીક્ષચર કરી તે પેલા ભાગો પર દર બબે કલાકે લગાડવું (૬) છાતી પર યા નાક પર યા બીજા ભાગો પર ફોલ્લા ઘણા થાય છે, તેથી તેવાંઓએ ૫ થી ૧૦ ટીપાં ટીંકચર ઓવ બેલેડોના (જુઓ નુસખો) ના થોડાંક પાણીમાં નાખવાં અને તેટલી દવા દહાડામાં ૩ યા ૪ વખત લેવી. પોલ્તીસનો ઉપાય ચાલુ રાખવો. (૭) ગુમડાંના ૫ માં ઉપાયમાં જણાવેલી સઘલી રીતો પ્રમાણે કરવું, પણ સલફાઇડ ઓવ કાલસીયમ પાઉદર્સ વાપરવાને બદલે સલ્ફાઇડ ઓવ કાલસીયમ પીલ્સ (ગોળી) વાપરવી.

**ગુમડાંના જોરથી આવતી તાવ અટકાવવી**—એકાનાઇટ માક્ષચર (જુઓ નુસખો) ઘણું અકસીર જણાયું છે; પણ એ દવા સાથે વારાફરતી બેલેડોના યા સલફાઇડ ઓવ. કાલસીયમ વાપરવું.

**ગુમડાં ફુટી ગયા પછી રૂજ લાવવાનો ઉપાય**—કેલેનડયુલા લોશન (જુઓ નુસખો) માં કપડું બોળી, એવાં ૨ કે ૩ પડ શણનું કરશો તો ચાલશે.

**ગુરદાનાં દરદનો ઇલાજ**—જો દરદ સરૂ-

આતમાંજ હોય તો 'એકોનાઇટ મીક્ષચર' (જુઓ નુસખો) ના નુસખામાં જણાવેલા પ્રમાણમાં તે દવા લેવી.

**ગુલફામ**—મીં૦ જાં૦ ન૦ પતેલનો તખલ્લુસ. જુદાં જુદાં ગુજરાતી ચોપાન્યાંઓમાં પરચુટણ બાબદો લખનાર. 'હુબાસનો વારસ' સોનારનો ગઢ' વગેરે વાંચો.

**ગુલીનો અરક**—એને ઈંગ્રેજીમાં એક્ષટ્રેકત ઓવ ઈન્ડીગો (Extract of Indigo), અથવા સ્લફેત (Sulphate) ઓવ ઈન્ડીગો કહે છે.

**ગુંદર, એસીડની બાટલીઓ પર લેબલ મારવા માટે**—૧ આઉંસ ગુંદર (Gum Arabic), અને ૧ આઉંસ ગમ ત્રેગેકારઠ (Gum Tragacarth) ને ૨ આઉંસ ગરમ પાણીમાં પીગળાવો, અને પછી તેની અંદર ૪૦ મીનીમ્સ એસેટીક એસીડ (Acetic Acid) અને ૧ આઉંસ ગ્લીશરીન ઉમેરો.

**ગુંદર, પોસ્તની ટીકીટ માટે**—જુઓ 'પોસ્તની ટીકેટોનો ગુંદર' વાલી બાબદ.

**ગેજીસ, વેકયુઅમ**—જુઓ 'વરાળ યંત્ર'

**ગુલબાસી રંગનાં ઉનનાં કપડાં રંગવાં**—૧ રતલ કોચીનીયલ પેસ્ત (Cochineal paste), ૬ આઉંસ સુકકો કોચીનીયલ, ૧ રતલ તારતર (Tartar), અને ૧ પેંત પ્રોતોકલોરાઇડ ઓવ તીન (Protochloride of tin) ના ખખલતાં પાણીમાં ૧ કલાક સુધી ૧૦ રતલ ઉનનાં કપડાંને બોળી રાખો. પછી થંડાં પાણીથી કપડાંને ધોઇ સુકવો.

**ગુલાબી રંગનાં ઉનનાં કપડાં રંગવાં**—ાા રતલ ફટકી, ાા રતલ ક્રીમ ઓવ તારતર (Cream of Tartar), ાા પેંત મ્યુરીએતીક એસીડ (Muriatic Acid) માંની ાા રતલ તીન ક્રીસ્તલ્સ (Tin Crystals), અને ા પેંત કોચીન્યલ પેસ્ત (Cochineal Paste) પીગલાવેલાં ખખલતાં પાણીમાં ાા કલાક વેર ૧૦ રતલ ઉનના કપડાં બોળી રાખો. પછી બાહેર કાઢી, થંડાં પાણીથી ધોઇ, સુકવો. ખુલ્લો યા ઘેરો રંગ જોઇતો હોય તો પ્રમાણમાં કોચીન્યલ પેસ્ત વાપરવો.

**ગેલી**—સ્તીકમાં ટાઇપો ગોઠવ્યા પછી જે લાંબા છાલકા ચોકઠાંમાં મુકે છે તે ચોકઠું. ૫ હજાર અક્ષરોના ટાઇપો એમાં સમાય છે. જુઓ 'પ્રીંટીંગ.'

**ગેલોવે ટ્યુબ્સ**—જુઓ 'વરાળ યંત્ર.'

**ગોએઠ અથવા ગોએથ**—આ પ્રખ્યાત જર્મન કવી તથા વાર્તા લખનાર ના લખાણોના ઇંગ્રેજીમાં તરજુમા થયા છે. 'ફ્રોસ્ત' તથા 'વીલહેમ મેઇસ્તર' તથા 'કોનવરસેશન્સ' તથા 'હરમેન એન્ડ દોરોથીયા' નામના પુસ્તકો ઘણા વખણાયછે.

**ગોળ કરમનો ઇલાજ**—સવારના નાસ્તો ખાધાની અગાડી એક ચમચી એરંડયા (Castor Oil) ના તેલ સાથે ઉમર પ્રમાણે ૨ થી ૪ ગ્રેન્સ સેનતોનાઇન (Santonine) ભેલી બે ત્રણ દહાડા વેર પીવું, પછી (૧) દહાડામાં ત્રણ વખત ખાધાની અગાડી બબે ચમચા તોનીક કવીનાઇન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા અથવા તો (૨) દહાડામાં ત્રણ વખત આયોદાઇડ ઓવ આયરન મીક્ષચર (જુઓ નુસખો) ના બબે ચમચા પીવા.

**ગોલ્ડસ્મીઠ, ઓલીવર**—કવીતા, વાર્તા, અને નીબંધ લખનાર એક પ્રખ્યાત ઇંગ્રેજ (૧૭૨૮—૧૭૭૪). એના સઘલાં લખાણો હોંસથી વંચાયછે, તેમાં મુખ્ય કરી 'વીકાર ઓવ વેકફીલ્ડ' બરચીત ઘણી સારી વાર્તા છે.

**ગોલાબનાં પાંદડાંને જેવાં ને તેવાં રાખવાની કળા**—૧ કોડીકામની બરણી લઇ તેમાં તલીએ થોડું નીમક નાખો, પછી તે પર થોડાંક પાંદડાંનું પડ કરો. વળી પાછું નીમક પાંથરો, અને પાછું પડ કરો. એ પ્રમાણે જ્યાં સુધી વાસણ ભરાય ત્યાં સુધી કર્યા કરવું. પછી પેલી બરણીને બનતાં લગી ઠંડી જગામાં મુકવી. જ્યારે કામ પડે ત્યારેજ પાંદડાં બાહેર કાઢવાં.

**ગોલાબનું અત્તર, ગાઝીપોરનું**—ગુલાબના ખેતરો અથવા બાગોમાં સાંજે પાણીથી ભરીને નાના કોડીના વાસણો લઇ જઇ ડાંખલીઓ પરથી ફુલો તોડી વાસણોમાં નાખી

આખી રાત બાગ યાને ખેતરોમાં રહેવા દેવાં. ઠંડીના દીવસ વધારે લાયકછે. પછી સવારના સુરજ ઉંગ્યા પેહેલાં પરોઢીયાંમાં પતલી સલીઓપર રૂના પુમરાંઓ વીંટાલી તેનેથી પેલાં વાસણોમાં જે ટીપાં તરી આવેછે તે સુસી લેવાં. પછી તે રૂને દાબીને રસ નીચોવી મજબુત બુચની સીસીઓમાં ભરવો.

ગોલાબનાં ઝાડો—ગોલાબોને આએ ઇલાકાના બાગબાનો મુખ્ય કરીને યા તો કલમ કરીને ઉગાડેછે, યા તો ઠડ કરીને ઉછેરેછે. ઘણીક ઉંચી જાતોને સાધારણ (ગોલાબી) ગોલાબના ઝાડોની મજબુત ડાંખલીઓપર દોરો લગાડીને ઉગાડેછે.

ઘણીખરી જાતના ગોલાબોના ઝાડો કલમથી ઉગેછે, અને તે રીતે ઉગાડેલા છોડવાઓ કુંડાઓમાં ઘણી સરસ રીતે ઉછેરેછે.

ગોલાબના ઝાડની કુમલી નહી પણ પાકટ એક ડાંખલી લઈને તેના આસરે ચાર ચાર ઇંચ જેટલા લાંબા કટકા કરવા, પણ તે એવી રીતે કાપવા કે ઉપરથીજ તેમજ નીચેથી આંખો (જે બાજુ પાંદડું હોય અને જેમાંથી બીજી ડાંખલી નીકલેછે તેને આંખ કેહેછે તે) આગલથી કાપેલી હોએ: એટલે કે બંન્ને છેડા ગમની આંખ કલમમાંજ હોવી જોઈએ. જે પ્રમાણે આપણે કલમ ઘડીએ તેજ પ્રમાણે તેને કાપવી, એટલે કે ઢોલાવ વાલી કરવી. પછી તે કલમોને થોડીક રેતી ભેલેલી માટીથી ભરેલાં એક કુંડાં અથવા પેટારામાં અરધી અરધી લંબાઈ સુધી જરા વાંકી ખોસવી, અને તે કુંડાને છાંયડાવાલી જગામાં મુકવું, અને આંતરે આંતરે તેમાં જરા જરા પાણી સીપવું. જો ઘણી પાકટ ડાંખલીની કલમ કીધી હોએ તો તે કોઈ પણ રૂતુમાં ઉગી શકેછે, પણ જરા કાચી ડાંખલીને માટે તો ઠંડીની મોસમ સોથી સરસ ગણાએછે.

કેટલાકો એમ ધારેછે કે વરસાદ રૂતુ એને માટે સોથી સરસછે ; પણ તે ભુલ ભરયુંછે. આ લખનારાઓમાંના એકે વરસાદમાં ચોકકસ સંખ્યામાં કલમ નાખી, અને તેટલીજ સંખ્યા અકટોબરની આખેરીએ રોપી હતી, પણ તેનું પરીણામ પાછલા મહીનાની ઘણું તરફેનમાં ઉતરયું હતું.

ઘર કરવાની રીત ઘણી સહેલીછે, અને તે કોઈપણ રૂતુમાં, જ્યારે ઝાડની વધ હોય ત્યારે, કરવા બની શકેછે. લાંબી લાંબી ડાંખલીના ગોલાબનાં ઝાડનું એક કુંડું લઈને તેની નજદીક તેટલીજ ઉંચાઈનું અને થોડાં ખાતર તથા લાલ માટીથી મીશ્ર કરીને ભરપુર કીધેલું એક બીજું કુંડું લેવું. પેહેલાં કુંડાં ગમની એક ડાંખલી લઈને બીજાં કુંડાં સુધી વાળી નાખવી. પછી જેટલો ભાગ કુંડાંના ઘેરાવામાં હોએ તેટલા ભાગના વચમાંના ભાગપરની છાલ પર એક ચાલતી છરીથી નાના નાના કાપા મુકવા અને તે કાપાને બીજાં કુંડાંની અંદર દાટી મુકવા ; પણ તે બહાર પાછી નીકલી આવવાને જોર કરશે, માટે તેની પર કાંઈ વજન, જેમ કે એક પથ્થર મુકવો, અને બંન્ને કુંડાંમાં આંતરે આંતરે પાણી નાખ્યા કરવું. આસરે સવા મહીનામાં તે ડાંખલીના મોંહ આગલથી (જેટલો ભાગ બીજી તરફ ખુલ્લો હોએછે ત્યાંથી) પીળા ફુટવા માંડશે. પંદરેક દીવસ એ પ્રમાણે તેને વધવા દઈને તેની બીજી ગમથી, એટલે પેહેલાં કુંડાંના ઝાડ તરફની બાજુ આગલથી, એક જીણો કાપ મુકવો. બે ચાર દહાડા પછી તેને જરા વધારે ઓખવવો. જો તમને જણાએ કે આથી પેલા પીળા વધતા બંધ પડેછે, તો તેમ કરવાનું મોકુફ રાખીને થોડા દીવસ પછી જરા વધારે ઓખવવું, અને એ પ્રમાણે જ્યાં સુધી મુખ્ય ડાંખલી નવીથી છુટી પડે નહી ત્યાં સુધી આમ કરયા કરવું ; પણ આ વાત ધ્યાનમાં રાખવી કે ઉતાવલ કરીને એકદમ મોટા કાપા મુકવા નહી, નહીં તો મેહેનત તદન બરબાદ જશે. જેવું મુળ કાંટાવાલા છોડવાથી છુટું પડે કે બેઉને થોડા દહાડા સુધી ત્યાંજ રેહેવા દેવું, અને પછી ગમે ત્યાં મુકવું ; આ પ્રમાણે એક બીજા ગોલાબનું ઝાડ તૈયાર થયલું જણાશે.

ગોલાબ હીંદુસ્તાનના ગરમ ભાગોમાં ઘણી સેહેલાઈથી ઉગી શકેછે, પણ દરીઆ તરફની

જમીન, જ્યાં વરસાદ ઘણો પડેછે, ત્યાં જરા વધારે મેહેનત લેવી પડેછે. એ રૂતુમાં મુળ આગલ પાણી ભાઝી ન રહે તેની સંભાલ લેવી. પુણા અને બીજા અંદરના ભાગોમાં અમોએ જેવા સારી ઉછરેલા ગોલાબો જોયાછે તેવા આપણા શેહેરમાં કદી પણ દીઠામાં આવ્યા નથી.

ગોલાબનાં ઝાડો સમુદ્ર તરફના ભાગોમાં ભીનાસવાલી હવાને લીધે કાંઇ પણ ખાંચો નાખ્યા વગર ઉગ્યાજ કરેછે, અને તેથી પરીણામ એ આવેછે કે એ છોડવાઓ ઘણા જલદીથી મરી જાયછે.

કઠણ માટી ગાય ભેંસના (ઘોડાનું નહી) છાણના જુના ખાતર સાથે ભેલી તેમાં ગોલાબોને રોપવા જોઇએ.

ગોલાબને છાંટી નાખવાને માટે થોહોલું જ્ઞાન જોઇએછે. જુદી જુદી તેની ખાસીયત હોવાને લીધે તરેહવાર રીત પ્રમાણે કામ કરવું પડેછે, પણ બધાંને માટે એક સેહેલો ઉપાયછે: જે એ કે વધની વખતે સઘલી નાજુક જોર વગરની ડાંખલીઓને અથવા જેની ટોંચ કોહી ગયલી હોય તેવી ડાંખલીઓને તેના મુળ આગલથી કાપી નાખવી, અને જો ઘણી ધીચ ડાલીઓ થઇ હોય તો તેને કાપીને ખુલ્લી કરવી જોઇએ. દરેક ગોલાબને જાડી અથવા પાકટ બે ત્રણ ડાંખલીઓ રાખીને એપ્રીલની આખેરીએ છટકાવી નાખવા.

ગોલાબના ભાતભાતના રંગો હોયછે, અને તેથી તેને જાત જાતના નામો યુરોપ્યનોએ આપેલાંછે. આપણ દેશીઓ સુફેદ, પીલો, ગોલાબી, લાલ, અને લીલો એવાં પાંચ નામોથી ઓલખીએ છીએ, પણ ઇંગ્રેજીમાં એના ખસોથી વધારે નામો જોવામાં આવેછે.

ઉપલી સંખ્યામાંથી જે ઘણાજ સરસ જાતનાછે તેના નામો નીચે પ્રમાણે આપીએ છીએ:—

આરચી મીડ.
ઇસાબેલા સ્પ્રન્ત.
એનતોઇની ડયુરોર.
એલેકઝાંડર દુમા.
એલીન સીસલે.
એસીલ ગોનોડ.
કલોથ ઓવ ગોલ્ડ.
કેપતેન ક્રીસ્તી.
કેરોલાઇન ડી સેન્સલ.
ગ્લોયર ડી દીજોન.
ગ્રીન રોઝ (લીલો પણ નાહનોછે)
ચારલ્સ તરનર
ચારલ્સ બાલ્તેડ
જેનરલ જેકવીમીનોટ.
જુન ગોલ્ડેન.
જુન લેમબર્ત.
માર્સલ વેલીયનત.
મારસલ નેલ.
મીસીસ ચારલ્સ વુડ.
મીસોસ રીચ.
મેડમ ડી રોહનજેમોંટ.
મેડમ ફેમીની.
મેડમ જુસકરોરલ્ઝ.
મેડમ ડી તારતસ.
મેડમ ડી સેંટ જોસફ.
મેડમ નાબોલ.
મેડમ ખાંત.
મેડમ બાલ
મેડમ બરવી
મેડમ મારગોતાઇન.
મેડમ લીવેંત
મેરી વાન હોઉતે
રાઅેન ડી પોરતુગાલ.
રીચર્ડ લાક્ષતન.
ઝેવીઅર ઓલીબો.
ડચેસ ડી કેઇલ્સ.
ડચેસ ડી મોરની.
ડીવોનીએનસીસ.
થોમાસ મીલ્સ.
નીફેતોસ.
પરફેકશાન ડી મોંન પ્લેસર
પ્રીન્સ ઓવ વેલસ.
પોલ નેરન.
પોલ વરડીયર.
ફરડીનાંન્ડ ડી લેસેપસ.
ફ્રાંન કોઇ ફોનતેઇન.
ફ્રાંનકોઇ મેશોલોન.
ફેવાર ડોમીસ.
બરેનસ.
બેલ લાયોનેઝ.
મારસીયોનેસ ઓવ એકઝીતર.
રૂબન્સ.
રેન બ્લાન્સી.
લા ફ્રાન્સ.
લા રેઇન.
લેમાર્ક
લોર્ડ મેકોલે.
લોર્ડ રેગલન.
વીકતર વરડીયર.
વીકોમતેસ-ડી-કેઝીસ.
સ્વીત બરાયર (એના પાંદડાંજ ગુલાબ ગુલાબ વાસ મારેછે.)
સેફરેનો.
સોવેનીર-ડી-મેડમ-પરનેત
સોલ ફેતરી.
સોલીતાયર. [મર.
સોવેનીયર-ડીયન-એમીહે

ગોવરૂ—Measles ઘણુંખરૂં શીયાલામાં આવેછે, અને તે ઘણુંકરી બાળકોને થાયછે. શરીરપર જીણીજીણી છાંટો દીસેછે, પણ તે દેખાવા અગાડી તાવ આવેછે, નાકમાંથી પાણી ગળેછે. કોઇ વખત સુકકી ખાંસી થાયછે, તથા ઘાંટીનો સાદ બેસી જાયછે. ત્રીજે યા ચોથે દીને ઘણુંખરૂં સાંજે ગરદન, છાતી, તથા મોંહ ઉપર રાતી છાંટો દીસેછે, અને ઘણી ઝડપથી શરીરનાં બીજા ભાગો ઉપર પંથરાઇ જાયછે. પછી રાતા ફોલ્લા એકમેક સાથે મળી જાયછે, અને તેનો રંગ પણ જાંબુઓ થતો જાયછે. છાંટનાં કુંડાળાં વચ્ચેની ગોળ જગ્યાની ચામડી તદન ડાઘા વગરની હોયછે. છાંટ દેખાયા પછી પાંચમે દહાડે તાવનો જોર નરમ

પડેછે. કોઈવેલા ખાંસી અથવા ઝાડો થઈ આવેછે. ઈલાજો નીચે પ્રમાણેછે:—

(૧) જો છાતી દુખતી હોય તો ગરમ પાણીનો સેક કરવો. (૨) જો ઝાડો કબજ હોય તો ફકત એરંડયાનાં તેલનો જુલાબ આપવો. બચ્ચાંને ઉંધાડા ઓરડામાં બીછાણામાં સુવાડેલું રાખવું, પણ સંભાળ લેવી કે તેનાં શરીર પર જાજો પવન સીધો આવે નહી. ગરમ કપડાંનો કદી ઉપયોગ કરવો નહી. ખોરાક હલકો, જેવો કે સાગુચોખાની અથવા 'આરારૂત'ની કાંજી, આપવો. (૩) જો પાણીની સોસ લાગે તો લીંબુનો રસ, જવનું ઉકાળેલું પાણી અને સાકર ભેલી થોડું થોડું આપવું. (૪) જો શરીરની ચામડી ગરમ અને સુકકી હોય, અને તેમાં ચટકા મારે તો, ગરમ પાણીમાં થોડો સરકો નાખી તેમાં કપડું બોળી, ચામડીપર લગાડવું, અને ધીમેથી તરત લુછી નાખવું. (૫) જો ખાંસી હોય તો મોટાં એકાદ વાસણમાં પાણી ઉકાળીને તેનો બાફ આપવો.

**ગોવારની સીંગનું ગોસ્ત**—'ખારૂં ગોસ્ત' રાંધી તેમાં થોડો કાંદાનો રસ, સેજ ધાનાજીરાંનો મસાલો, કાપેલાં કોથમીર મરચાં,દરેલાં થોડાં મરી, સેજ હલધ, અને થોડું નીમક નાખી ચમચથી ગોસ્ત સાથે ઉઠલ પાડલ કરવી, અને તેમાં કુમળી ગોવારની સીંગ સમારી નાંખવી, અને સીંગ ચરે માટે એક કળશીયા જેટલું પાણી અંદર નાખવું. ખટાસ માટે આમલીનું પાણી નાખો.

**ગોસ્તની કારી**—'ખારૂં ગોસ્ત' બનાવીને જુદું મુકવું. પછી એક તપીલીમાં ૦ા શેર ઘી નાંખી તેમાં એક જીનો કાપેલો કાંદો તળવો, જે જરા લાલ થવા આવે કે ઉતારી પાડવો. પછી એક તોલો દળેલાં મરી, બે દોહોડયાંના ફોલેલા ચના, એક દોહોડયાંની ખસખસ, જરા હલધ, એક કાપેલો કાચો કાંદો, એક આદુનો કટકો, ત્રણ ચાર લસણની કળી, પંદર વીસ સુકકાં લાલ મરચાં, અને એક ઝુરી કોથમીરની લઈ, બધાંને પથરનાં પાટા પર ઘણુંજ બારીક પીસવું, અને તેનો ગોળો વાળી તેને પેલા લાલ કીધેલા કાંદાની તપીલીમાં નાંખી, ચુલાપર મુકી ચમચ કરી ભુંજવો, અને તેમાં પેલું ખારૂં ગોસ્ત નાખી ચમચ કરવી. પછી તેમાં એક નાલીએરનું એક યા દોઢ કલસ્યા જેટલું દુધ, ચાર લીંબુનો રસ અથવા થોડો સરકો, બાફેલાં ત્રણેક ઈંદાંની કાતરીઓ અને બટાટાના કટકા નાખી ચુલાપર મુકો. બટાટા ચરી રહે કે ઉતારો. જો ઘટ થાય અને બટાટા ચરીયા નહી હોય તો થોડું બીજું પાણી ઉમેરવું.

**ગોસ્તનો પાટીયો**—એક રતલ ગોસ્તને કાપી તેના કટકા કરી પાણીથી ત્રણ ચાર વખત સાફ કરવા. પછી એક તપીલીમાં ૦ા શેર ઘી નાખી તેમાં કાંદાની જીણી કટકીઓ નાખી તળવી. કાંદો જરા લાલાશ પર આવે કે તેમાં થોડું છુંદેલું આદુ લશન, સેજ ધાનાજીરાંનો મસાલો, ચાર કાપેલાં મરચાં, કાપેલી એક કોથમરીની જુરી, અરધો તોલો દરેલાં મરચાં, અને સેજ હલધ નાખી ચમચ ફેરવવી ; પછી તેમાં પેલા ગોસ્તના કટકા નાખી ત્રણ ચાર ચમચ ફેરવી, તેમાં બે એક કલશીયા પાણી અને સવા તોલો નીમક નાખી ગોસ્તને ચેરવવું. જેવું ચરી રહે કે તેમાં બે ત્રણ ચમચા સરકો ઉમેરી ચમચ કરી બાકીનું પાણી બાલી નાખવું.

**ગોસ્તનો બાફેલો સેરવો**—ગોસ્ત એક રતલ લઈ, તેના નાના કટકા કરી, ત્રણ ચાર વખત પાણીથી ધોવા. પછી એક તપીલીમાં થોડું ઘી નાખી, ચુલા પર ઘી તવાઈ રહે કે તેમાં કાંદાનો વઘાર તથા પેલા ગોસ્તના કટકા નાખવા, અને ચમચ ફેરવી તેમાં પોણો તોલો નીમક, સેજ આદુના કટકા અને અઢી કળશીયા પાણી નાખી ચેરવીને તપીલીમાં બે એક કાંશીયા જેટલો રસ રહે કે ઉતારી પાડવું. જો ગોસ્ત ચરીયું નહી હોયતો તપીલીમાં થોડું બીજું પાણી નાખી ચેરવવું, અને બે કાંસ્યા જેટલું રહે કે ઉતારી પાડવું.

**ગોસ્તનો વઘારેલો સેરવો**— 'ગોસ્તનો બાફેલો સેરવો' બનાવવાની રીત પ્રમાણે સઘલું કરવું, પણ તેની અંદર કાંદાનો વધુ દાધ, સેજ ધાનાજીરાંનો મસાલો, અડધો તોલો દલેલાં મરી,

સેજ હલધ, એક જુરી કોથમરીની, થોડા બટાટા-ના કટકા અને એક બે મરચાં કાપી નાખવાં.

**ગોસ્તનો સોસ**—'ખારૂં ગોસ્ત' બનાવી લગભગ સઘળો રસ બાળી નાખી તેમાં ૬, ૭ કાપેલાં મરચાં અને ૩, ૪ કાપેલી કોથમરીની જુરી નાખી ચમચ કરવી. પછી ૧ પ્યાલામાં થોડો સરકો નાખી, તેમાં સેજ ચોખાનો આટો અને ૧ યા ૨ ઈંડાં ભાંજી નાખવાં; અને તેને સારી પેઠે ડોહોવી પેલાં ગોસ્તમાં નામવું, અને તે સાથે થોડો કાંદાનો વઘાર નાખવો. જો ચટણી હોય તો તે પણ થોડી નાખવાથી લેહેજત ઘણી સરસ થશે. પછી ચુલા પર મુકી, જરા વારમાં ઉતારી મુકવો.

**ગ્રોન, જોન રીચર્ડ**—તવારીખ લખનાર ઈંગ્રેજ (૧૮૩૭-૧૮૮૩). 'શૉર્ત હીસ્તોરી ઓવ ઈંગ્લંડ' તથા 'એ હીસ્તોરી ઓવ ધી ઈંગ્લીશ પીપ્લ' નામના ગ્રંથો વખણાય છે.

**ગ્રીન વીતીઓલ**—Green Vitriol તે હીરાકશી (Copperas) અથવા સ્લફેત ઓવ આયરન (Sulphate of Iron) છે.

**ગ્રીમ**—એના 'ત્યુતોનીક માઇથોલોજી' તથા 'ફ્રોક એન્ડ ફેએરી તેલ્સ' નામના પુસ્તકો ઘણાં વખણાય છે.

**ગ્રે પાઉદર એન્ડ રયુબાર્બ**—૩ ગ્રેન્સ ગ્રે પાઉદરને ૬ ગ્રેન્સ રીયુબારબ(Rhubarb) ઇન પાઉદર સાથે ભેળી નાખો. સુતી વેળા એનું પડીકું લેવું.

**ગ્રોત, જીઓર્જ**—તવારીખ અને પરચુટણ લખનાર ઈંગ્રેજ(૧૭૯૪-૧૮૭૧). 'ધી હીસ્તોરી ઓવ ગ્રીસ' એણે રચેલી હતી.

**ગ્રંથકારો (ઈંગ્રેજી) પ્રખ્યાતના પુસ્તકો**—જે નામનું પુસ્તક હોય તે નામના મથાલાં હુથલ આસે ચોપડીમાં જોવાની યત્ન કરવી નહી, પણ તેના રચનારના નામના પેહેલા અક્ષરે આ ચોપડીમાં જોવું. દાખલા તરીકે તમને 'સીલાસ માર્નર' વીષે જોવું હોય તો એ નામે નહી, પણ તેના રચનાર 'ઇલીયત જ્યોર્જ' ના નામની આરતીકલ સોધી કાહાડવી. કઉંસમાં આંકડા હોય તો રચનારનું જન્મ મરણ જાણવું. જો ગુજરાતી સારા ગ્રંથો જાણવા હોય તો જુઓ 'ચોપડીઓ, સારી ગુજરાતી' વાળી આરતીકલ.

**ગ્રાઉન્ડ ગ્લાસ વારનીશ**—૯૦ ગ્રેન્સ સેનડેરેક(Sandarac), ૨૦ ગ્રેન્સ મેસટીક(Mastic), ૨ આંઉસ ઇઠર, અને અરધાથી દોહોડ આંઉંસ બેનઝોલ (Benzole).

**ગ્રાંડ મમાઝ પીકલ**—જુઓ 'મમાઈનું વેલાતી અચાર'વાળી બાબદ.

**ગ્લેડસ્તન, વીલીયમ એવર્ત**—૧૮૦૯ જનમ્યા. 'ધી સ્તેત ઇન ઇત્સ રીલેશન્સ વીઠ ધી ચર્ચ' તથા 'ચર્ચ પ્રીન્સીપલ્સ કન્સીદર્ડ ઇન ધેર રીઝલ્ત્સ' ઇત્યાદીના કર્તા. જે પ્રમાણે પ્રોફેસર દાદાભાઈ નવરોજજીને 'હીંદરક્ષી દાદાભાઈ નવરોજજી' કહેછે, તે પ્રમાણે ઇંગ્લાંડના આ જગતપ્રસીદ્ધ સખસને 'ધી ગ્રાન્ડ ઓલ્ડ મેન' (The Grand Old Man અથવા G. O. M.) કરીને પણ કહેછે.

## ઘ

**ઘડીયાળ માટે સોનાનું પાણી**—૨ આંઉંસ સાયોનાઈડ ઓવ પોતાશીયમને એક પેંટ વરસાદના સોજા પાણીમાં પીગલાવો; પછી તેની અંદર ૦૧ આંઉંસ સોજું કલોરાઇડ ઓવ ગોલ્ડ નાખી સારી પેઠે હાલવો, અને પછી જ્યાં સુધી કલોરાઈડ પીગલે ત્યાં સુધી રહેવા દેવો. પછી તેની અંદર એક આંઉંસ તૈયાર કરેલું સ્પેનીશ હવાઇતીંગ (Whiting) ઉમેરી જ્યાં સુધી સુકકું થાય ત્યાં સુધી હવામાં રહેવા દેવો. જ્યારે કામમાં લેવો, ત્યારે તેમાં થોડું પાણી લાહી જેવું કરી ફલાનેલ અથવા શેમોય લેધરથી તે લાહી ચીજો પર ઘસો.

**ઘડીયાળ સારૂ તેલ**—ખખલતાં પાણીમાંસોજું જૈતુનનું તેલ (Olive Oil) નાખી જરા વાર ઉકાલો; પછી ઉપરથી તેલ નીપારી લઇને એક બાટલીમાં નાખી તેમાં સેજ તાજો ચુનો નાખી હીલવીને પછી બુચ મારી થોડાં અઠવાડયાં સુધી તડકામાં મેલો. પછી તેને ગાળી કાઢો, એટલે રંગ વગરનું તેલ જણાશે.

**ઘણુંજ કાલા રંગનું લોહી ઝાડા સાથે જતું હોય તેનો ઉપાય**—પેહેલા કલાક સુધી દર ૦।, ૦। કલાકે એકેક ચમચી પાણીમાં એકેક ટીપું ટીંકચર ઓવ હેમેમેલીસ વરજીનીકા (Tincture of Hamamelis Virjinica) નું નાખી પાવું. ત્યાર પછીના દર બબે અથવા ત્રણ ત્રણ કલાકે એટલાંજ પાણીમાં બબે ટીપાં નાખી આપવાં.

**ઘણાજ ખરાબ પીતના ઉપાયો**—(૧)દહાડામાં ત્રણ વખત 'એસીડ એન્ડ જેનસ્યન મીક્ષચર' ( જુઓ તે નામનો નુસખો ) ના બબે ચમચા લેવા. જોઇએ તો દર વખતે દવા પીતી વેલા તેમાં પાંચ પાંચ ટીપાં ટીંકચર ઓવ નક્ષ વોમીકા (Nux Vomica) ના ઉમેરવાં. (૨) થોડોક વખત થયો આઇરીડીન (Iridin) અને ઇયુઓનીમીન (Euonymin) પણ વપરાવા લાગ્યુંછે. જ્યારે જીભ પીલી હોય ત્યારે ઉમરે પુગેલાંઓએ સુતી વેલા ૪ ગ્રેન્સ આઇરીડીનનો ડોઝ લેવો, અથવા ચાર ગ્રેન્સ આઇરીડીન સાથે એક અથવા બે ગ્રેન્સ એક્ષત્રેકટ ઓવ બીયોસીએમસ (Extract of Byoscyamus) ભેલી તેની ગોળી કરી સુતી વેલા તે લેવી. (૩) ઇયુઓનીમાન પણ તેમજ લેવાય છે, ફરક એટલોજ કે ૨ ગ્રેન્સ ઇયોનીમીન લેવું. (૪) રાતના સુતી વેળા ૧ અથવા ૨ ગ્રેન્સ હાઇદરાસ્તીન (Hydrastin) નો ડોઝ લેવો. આ તથા પેહેલો ઉપાય વધારે અકસીરછે.

**ઘરેણા માટે બ્રાંઝ ધાતુ**—(૧) ૮૨ ભાગ ત્રાંબું, ૩ ભાગ કલાઇ, ૧૮ ભાગ જસત, અને ૨ ભાગ સીસું લેવો. (૨) ૮૩ ભાગ ત્રાંબું, ૧૭ ભાગ જસત, ૧ ભાગ કલાઇ, અને ૦॥ ભાગ સીસું વાપરો.

**ઘેરાવો, સાઈઝીંગ મેસીનમાંના મેઝરીંગ-રોલરનો, સોધવાની રીત**—માર્ક(Mark) ના તાંતણાની લંબાઇ સાથે તીન રોલર-વ્હીલ (Tin-roller-wheel) ના દાંતાની સંખ્યા ગુણો, અને બેલ-વ્હીલ (Bell-wheel) ના દાંતની સંખ્યા સાથે સ્તડ વ્હીલ (Stud-wheel) નાં દાંતા ગુણી, જે ગુણાકાર આવે, તેનેથી પેહેલા ગુણાકારને ભાંજો.

☞ જો માર્કના તાંતણાની લંબાઇ ૫૧૧ ઇંચ હોય, તીન-રોલર વ્હીલના દાંતા ૧૦૦ હોય, બેલ-વ્હીલના ૪૦ અને સ્તડ-વ્હીલ ના ૮૬ હોયતો સાઇઝીંગ મેશીનમાંના મેઝરીંગ રોલર (Measuring-roller) નો ઘેરાવો શું ?

$\frac{૫૧૧}{૪૦} \times \frac{૧૦૦}{૮૬}$ = ૧૫ ઇંચ.

**ઘેલા માણસને થતો લકવો**—General Paralysis માં દરદી ઘેલો હોયછે, અને હાલચાલ કરવાની શકતી તેનામાંથી દરરોજ થોડી થોડી ઘટતી જાયછે, ઇંદ્રીઓની શકતીઓ તદનજ જતી રહેછે, તેને લકવો થાયછે, અને વળી તાણ થાયછે. જ્યારે તાણ થાયછે, ત્યારે લોહીની ગરમી વધી જાયછે. આ જાતના દરદમાં દરદી રીબી રીબીને મરણ પામેછે. ઉપાય નીચે મુજબઃ—દરદીને સાદો, સેહેલથી પચે એવો હલકો, પણ શકતીવાલો ખોરાક ખવાડવો. તેનું બીછાણું સ્વચ્છ રાખવું, અને દરદીને સવાર સાઝ દરીયે કીનારે ફરવા મોકલીને કોઇબી જાતની કસરત કરાવવી ; તેને ચોપડીઓ, ચાઠીઓ, ઇત્યાદી વાંચવા દેવું નહી. આ દરદ ઘણુંખરૂં સાજું થતું નથી. તોપણ એક ઇલાજછે, જે નીચે ઉતાર્યે છીએ:—૬૦ આંઉંસ પાણીમાં ૫ દ્રામ્સ અફતીમુન, ૩ દ્રામ્સ ઉસતે ખુદુસ, ૩ દ્રામ્સ ગાવ જુબાન, ૩ દ્રામ્સ બદન્ઝ બોયા, ૩ દ્રામ્સ બનફસા, ૩ દ્રામ્સ સાતરા અને ૨ દ્રામ્સ બીસફાએજ ને છુંદી નાખીને ૨૦ આંઉંસ જેટલું બાકી રહે ત્યાં સુધી ઉકાલવું, પછી થંડું પાડીને ગાળી કાહાડવું. દર ૨ કલાકે, દહાડામાં ૪ વાર ૨॥ આંઉસ જેટલી ઉપલી બનાવેલી દવા દરદીને પાવી.

**ઘોડાને આવતો તાવ**—ઘોડો પોતાનું તેજપણું ખોઇ દેછે. તબેલામાં તે માથું નમાવી ઉભો રહેછે, અને જરા પણ હીલચાલ કરવા નારાજ જણાયછે. જો જરા પણ હીલચાલ કરાવવામાં આવેછે, તો તે પરસેવાથી ભીણાઇ જાયછે. આસતે આસતે પગો અને બદન ગરમ થવા માંડેછે. મહોડું પણ ગરમ થઇને સુકકું લાગેછે.

નાડી વધારે ઝડપથી ધડકવા માંડેછે. શ્વાસ બરાબર લેવાતો નથી. તાવ જ્યારે જોરમાં હોયછે ત્યારે ખોહી દીધેલી તેઓ પાછી આવેછે, અને માથું ઉંચું રાખીને કાન પણ ઉભા રાખેછે. તે હવે ઘણુંખરૂં તદન ખોરાક લેવા ના પાડેછે. છાણ ઘેરા રંગનું અને કઠણ દડાના જેવું હોયછે.

ઘોડો—ઘોડાને થતાં દરદોના ઇલાજો માટે તે તે દરદોના અક્ષરો પરથી બાબદો સોધી કાહાડી જુઓ.

**ઘંટ માટે ધાતુઓ**—(૧) ૭૧ ભાગ તાંબું, ૨૬ ભાગ કલાઈ, ૨ ભાગ જસત, અને ૧ ભાગ લોખંડ. (૨) મોટા ઘંટ માટે, ૧૦૦ રતલ તાંબુ, અને ૨૦ થી ૨૫ રતલ કલાઇ. (૩) ઘાંટરડીઓ માટે, ૩ રતલ તાંબું, અને ૧ રતલ કલાઈ. ☞ આ સઘલી મેલવણીઓ Bell Metal ને નામે ઓલખાયછે.

## ચ

**ચક્કર હરડી, ઘોડાને થયલી**—વગર વખત ખોવે એકદમ મજબુત ઉંડા ડહામો દઈને પછી હલકાં બ્લીસ્તરો વારંવાર મારવાં, કે જેથી ડહામની અસર દુર થાય. આ રીતથી ચક્કર હારડી તરતજ નાબુદ થશે.

**ચક્કરી આવે તેના ઇલાજો**—જુઓ 'બેસુદધીના ઇલાજો'.

**ચટણી, ગામઠી, બનાવવાની રીતિ**—જુઓ રીપન પ્રેસમાંથી બાહેર પડેલું **'સર્વોપયોગી નુસખા સંગ્રહ'** નામનું પુસ્તક.

**ચટણી વેલાતી**—જે નામની ચટણી હોય તે નામના મહાલાં હેથલના નુસખાઓ આ પુસ્તકમાં જુઓ.

**ચપટા કરમનાં ઇલાજો**—(૧) રાતના કાંઈ ખાવું નહી પણ સેજ ચાહ પીવી. પછી સુવાની સેજ અગાડી ૨ ચમચા એરંડયાના તેલ(Castor oil) ના પીવા. બીજે દીને સવારના 'તેપ વોર્મ દરાફત' (જુઓ નુસખો) નો ડોઝ પીવો, અથવા તો સેજ દુધમાં લીકવીડ એક્ષત્રેકત ઓવ મેલ શીલ્ડ-ફર્ન (Liquid Extract of Male Shield-fern) એક ચમચી ભેલી પીવું. ઝાડા બરાબર સાફ આવવાની અગાડી કશો પણ ખોરાક લેવો નહી. (૨) જો કરમ સાથે ઝાડો છુટી જતો હોય તો ૩ દ્રામ્સ દાડેમની છાલના ભુકાને ૬ આઉંસ ખખલતાં પાણીમાં નાખી તેનો કાવો કરી, ઉમરે પુગેલાંઓએ દહાડામાં ૩ વાર તે કાવો અકેક લીકર ગ્લાસ ભરી પીવો. (૩) જો કરમ સાથે ઝાડો કબજ રહે તો ૧॥ દ્રામ્સ હરડે, ૧ દ્રામ કમપીલા, ૧ દ્રામ સાધારણ નીમક, અને ૧ દ્રામ વાયવરણ, લઈ સઘળાંને એકરસ કરી ૧ થી ૨ દ્રામ્સ જેટલી સાકરનાં શીરામાં પાવી. (૪) જો તાણ થતી હોય તો ૬૦ ગ્રેન્સ કાળાં મરી, ૬૦ ગ્રેન્સ સુંઠનો ભુકો, ૩૦ ગ્રેન્સ ટંકણખાર, અને ૩૦ ગ્રેન્સ સીતાબ લઈ, સઘળાંને મીશ્ર કરી, તેમાંથી ૨૦ ગ્રેન્સ જેટલી દહાડામાં ત્રણ વાર ઉમરે પુગેલાંઓએ પીવી.

**ચમક યાને હીસ્તેરીયા**—મુખ્ય કરી આ Hysteria નો મરજ સ્ત્રીઓને લાગુ પડેછે. છાતી ઉપર દુખો થાયછે, અને તેમાં એક ગોળો જાણે છાતી ઉપરથી ઉંચે ચઢીને ગળાંમાં આવી અટકી બેસ્યો હોય તેમ દરદીને જણાયછે, જેથી દરદી ગુંચવાઈને રડેછે, યા હસેછે, યા હાથ પગમાં આંકરાં જોરથી આવી ચાવણીયાં અકેક ઉપર બેસી જાયછે, જેથી દરદી ખાધાપીધા વગર બેસુદ્ધ પડી રહેછે. એના ઉપાયો નીચે પ્રમાણે છેઃ—(૧) દહાડામાં ત્રણ વખત ખાધાની અગાડી બબે ચમચા તોનીક કવીનાઈન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. (૨) દહાડામાં ચાર વખત ફોસફરસ શોલ્યુશન (જુઓ નુસખો) પીવું. (૩) દર ત્રણ યા ચાર કલાકે અકેકી ફોસફરસ કેપસ્યુલ્સ (જુઓ નુસખો) નામની ગોળી લેવી. (૪) દર ચચાર કલાકે 'એફરવેસીંગ આયરન મીક્ષચર' ના મહાલાં હેથલ જણાવેલાં પ્રમાણમાં તે દવા પોવો. (૫) દહાડામાં ત્રણ વખત બબે ચમચા સીટરેત ઓવ આયરન મીક્ષચર (જુઓ નુસખા) ના પીવા. (૬) ચમકનો જોસ થઈ આવે કે દરદીને નરમ બીછાણા પર સુવાડવું, અને કપડાં ધીલાં કરવાં પછી લોઢાંનો

એક સાફ સલ્યો લઇ તેને ખખલતાં પાણીમાં બે એક મીનીટ સુધી રાખી મેલો, અને દરદીના ખરડાના કાંઠા ઉપર ઝીણો રેશમી રૂમાલ પાંથરી તે ઉપર પેલો સલીઓ ઉપર નીચે ફેરવવા શરૂ કરવું. (૭) પેટમાં વા પકડ્યો હોય તો બેથી ચાર ગ્રેન્સ હીંગ કુલવીને સવાર, બપોર, તથા સાંઝનાં ખવાડવાં એ પ્રમાણે મહીનાઓ સુધી ખવાડવાનું ચાલુ રાખવું. (૮) જો દસ્તાન ઘણું જાય તો ટરપીનટાઇનને ગુંદરમાં મેલવી તેના ૨૦ ટીપાં દહાડામાં ત્રણ વાર પાવાં. (૯)ખરડાના કાંઠામાં દુખારો થાય તો ૧૦ આંઉસ ખખલતાં પાણીમાં ૩ા દ્રામ્સ જટામાસી નાખી તેને ઉકાલી ૦। કલાક રાખી મુકવું. પછી આ દવા થંડી પડે કે ગાળી કાહાડી બે થી ત્રણ આંઉંસ જેટલી સવાર, બપોર તથા સાંઝના દરદીને પાવી.

**ચમચા સાથે સરખાવેલું ગ્લાસનું માપ.**

૧ નાની ચમચી= ૧ દ્રામ
૧વચલો ચમચો=૧ દ્રામ
૧ મોટો ચમચો=½ આંઉંસ
૧ લીકર ગ્લાસ =૧ આઉંસ
૧ વાઇન ગ્લાસ = ૨ આઉંસ

**ચરબી, 'એન્તી ફ્રીકશન'**—Antifriction Grease બનાવવી હોય તો ૧ ભાગ કાલાં સીસાંને સારી પેઠે ઘુંટી તેની સાથે ૪ ભાગ ડુકકરની ચરબી ભેલી નાખવી. **બીજી** રીત એછે કે ૩ થી ૪ ગ્યાલન્સ ખખલતાં પાણીમાં ૫૦ રતલ સોડા ક્ષાર પીગલાવવો. પછી એક બીજાં ત્રાંબાના વાસણમાં ૧૬૭ રતલ ચરબી યા કોપરેલ પીગલાવો. સેજ થંડું થાય કે તેમાં હલવે હલવે પેલું સોડા-પાણી નાખતા જવું. જ્યાં સુધી સઘળું થંડું પડે, ત્યાં સુધી હીલવ્યા કરવું.

**ચર્મપતને કાગલ અથવા લાકડાં સાથે મજબુત વલગાવવાં**—(૧) પેહેલાં ચર્મપત્રની સપાટી આલકોહોલ અથવા બ્રાંડી દારૂથી ભીંજવવી, અને ભીનું હોય તેજ વેલા સરસ અથવા લાહીની ઉપર દાબી, પછી જે ચીજ પર ચમપત્ર વલગાવવું હોય તે પર દાબવું. (૨)એક પાટલાં સાધારણ કાગલની બન્ને સપાટી પર લાહી લગાડી, તે કાગલ બન્ને ચર્મપત્રોની વચ્ચમાં આવે તેમ મુકી, ઉપરના ચર્મપત્રને દાબવું.

**ચર્મપત્રને લીલો રંગ આપવાની રીત**—Parchment હમેસાં લીલા રંગે રંગેછે, જે નીચે પ્રમાણેઃ—૧પાા ભાગ વરસાદનાં પાણીમાં ૦। ભાગ ક્રીમ ઓવ તારતાર ( Cream of Tartar) અને ૧ ભાગ જંગાલના દાણા નાખી ઉકાલો. જ્યારે મેલવણી ઠંડી પડે ત્યારે ⅐ ભાગ નાઇત્રીક એસીડ તેની અંદર ઉમેરો. પછી એક બ્રશથી ચર્મપત્રને જરા ભીનું કરી તેથી ઉપલી મેલવણી એકસરખી તેની પર લગાડો. પછી ચલકાત માટે ઇંડાંની સફેતી અથવા લીલા ગુંદરનું પાણી લગાડો.

**ચલકાત આપે એવું કાંસાનું પડ**—ઘણાજ પાતલાં વારનીશમાં જે ચીજને કાંસાનું પડ આપવાનું હોય તે ચીજને બોળી કાઢો, અને તેને સેજ સુકાવા દઇ એક રૂઆંવાળો બરશ (Fur Brush) પર બ્રોંઝ પાઉડર લઇ તે બ્રશથી પેલી ચીજ પર ઘસો.

**ચામડીને યા બાલને નુકશાન કર્યા વગર ખોડો કાઢવાની રીત**—સોજી જણી ટંકણખારની ભુકી અંગુઠી જેટલી લઇ તેને ચાહેનું એક પ્યાલું ભરાય એટલાં પાણીમાં પીગલાવો. પેહેલાં માથું બ્રશથી હોળવું, અને પછી એક બ્રશ પેલાં મીક્ષ્ચરમાં બોળી કાઢી માથાંને લગાડવું. એક અઠવાડયું સુધી દરરોજ એ પ્રમાણે કરવું. ત્યાર પછી કોઇ કોઇ દહાડે કરવું. દરરોજ રાતના તથા સવારના બ્રશથી બાળ સાફ કરવા.

**ચામડાં પર આસમાની રંગ**—ગરમ પાણીમાં ગુલી પીગલાવવી. બીજે દહાડે ગરમ કરી તે પાણી ચામડાં પર લગાડો.

**ચામડાં પર ઘેરો લીલો રંગ**—સ્તીલના બારીક ભુકા (Steel filings) ને અને નવસાગરને જ્યાં સુધી નરમ થાય ત્યાં સુધી પીશાબમાં ભીજવો; પછી તે ચામડાં પર ચોપડીને ચામડાંને છાંયડાંમાં સુકાવા મુકો.

**ચામડાં પર જાંબુઓ રંગ**—ગરમ પાણી-

માં Roche alum (ફટકી) પીગલાવી તેમાં ચામડાંને બોળો; જ્યારે સુકાય ત્યારે પતંગનું થંડું પાણી હાથથી તે ચામડાં પર ઘસો.

**ચામડાં પર બ્લુ રંગ**—ગુલી અને મુત્તરના પાણીમાં ૨૪ કલાક ચામડાંને બોળી રાખો, પછી ફટકી નાખી ચુલા પર મુકી ઉકાળો.

**ચામડી સફાઈદાર કરવી**— જુઓ ' રૈનાલ્ડસ કેલીદોર.'

**ચાવલ, બદામ દરાખના**—નવટાંક બદામના મગજને પાણીમાં બાફી છાલ છોલી કાહાડી તેની જીણીં કાતરીઓ કરવી, અને તેને ઘીમાં તળવી. જેવી લાલ થવા માંડે કે તેમાં ૦ા શેર સોજી અને ધોએલી કીસમીસની દરાખ નાખવી અને ચમચ કરીને ઉતારી પાડવું. પછી વઘારેલા ચાવલ (જુઓ 'ચાવલ વઘારેલા') બાફણ વાલતી વખતે તેમાં પેલી તળેલી બદામ દરાખ નાખી ચમચ ફેરવવી.

**ચાવલ, બાફેલા**—૧ ટીપરી રાંધવાનાં જુના ચોખાને ૩, ૪ વખત સોજાં પાણીથી ધોઇ નાખવા; પછી તેને એક વાસણમાં નાખી તેમાં એક યા દોઢ મોટો કલસ્યો પાણી અને ૦ાા તોલો નીમક નાખી ચુલા પર મુકી બલતું સલગાવવું. બાફણ વાલતી વખતે ચમચ કરવી, અને થોડી વાર રહી ઉતારી પાડવા. જો પછવાડેથી ખાવા હોય તો તે વાસણને ઢાંકણા પર પાણી નામી સેજ અંગાર પર મુકવું. જુઓ 'ચોખા'.

**ચાવલ, વઘારેલા**—૧ ટીપરી રાંધવાનાં જુનાં ચોખા લઇ ૩, ૪ વખત પાણીથી ધોઇ નાખવા. પછી એક તપીલીમાં ઘી નાખી તેમાં કાંદાની જીણી કટકીઓ નાખી તળવી. જેવી કટકીઓ લાલ થવા આવે કે તેમાં તજના સેજ બારીક કટકા, ૨, ૪ એલચીના દાણા, અને ૨, ૪ લવંગ નાખી, ચમચ ફેરવવી, અને પછી તેની અંદર પેલા ધોએલા ટીપરી ચોખા નાખી પાછી ચમચ કરી તેમાં ૧ યા ૧ાા કળશીયો સોજું પાણી અને ૦ાા તોલો નીમક નાખી 'ચાવલ બાફેલા'ની રીત પ્રમાણે કરવું. જુઓ 'ચોખા'.

**ચાંદ માટે ધાતુ**—૫૦ ભાગ તાંબાં સાથે ૪ ભાગ જસત લેવી. આ ધાતુ ચાંદ(Medals) પાડવાના કામમાં વપરાયછે.

**ચીકાસવાલા દાઘા, કાગળ પરના**—જુઓ 'કાગળ પરથી ઘી, તેલ, ચરબી ઇત્યાદીના દાઘા કાઢનારી મેળવણી' વાલી આરટીકલ.

**ચીનાઈ રૂપું**—૫૫ ભાગ તાંબું, ૧૯ાા ભાગ જસત, ૧૩ ભાગ 'નીકલ' (Nickel ), ૨ાા ભાગ રૂપું, અને ૧૨ ભાગ 'કોબાલ્ત ઓવ આયરન' (Cobalt of Iron) નામની ધાતુ.

**ચીત્ર, યાંત્રીક લેવાની રીત**—જુઓ 'ફોટોગ્રાફી.'

**ચીતારમાં રંગો**—કેટલાક બીનઅનુભવીઓ, તેઓને ખબર નહીં હોવાથી, જાત જાતના રંગો દરોઇંગ પેપર પર વાપરેછે. આ અડચણ મટાડવા માટે અમે થોડા રંગો આપ્યે છીએઃ—

ઇંટ કામના નકસા અથવા ભાગ માટે કારમીન અથવા ક્રીમઝન લેક; **ચકમક** માટે પ્રશીયન બ્લુ; ઇંટ કામની ઉંચાઇ માટે વીનીશીયન રેડ; **અડદીઆ પથ્થર** (Granite) માટે વાયોલેટ-કારમાન; ઇંગ્રેજી ઇમારતી લકકડ માટે સાયેના; **સાગ** અને ઓક યા શાહાબ્લુત માટે બર્નત સાયેના; **દેવદાર** માટે ઇન્ડયન યલ્લો; **માહોગની** માટે ઇન્ડયન રેડ; **ખીલા** માટે સીપીયા; **ચીકણી માટી** અથવા મટોડાં માટે બર્નત અમ્બર; **બીડ યાને ઓતેલાં લોખંડ** માટે પેઅન્સ ગ્રે; **ટોપ બનાવવાની ધાતુ** (Gun metal) માટે દાર્ક કેડમીયમ; **પીત્તલ** કામ માટે ગેમબોજ (Gamboge); **ચલકતાં** કેળવેલાં (Wrought) લોઢાં માટે ઇન્ડીગો; **ચલકતાં સ્તીલ યાને પોલાદ** માટે જરા લેક રંગ સાથે ઇન્ડીગો; **ઘાસવાલી જમીન યાને મેદાન** માટે હુકર્સ ગ્રીન; **આસમાન** માટે કોબાલ્ત બ્લુ; એ સીવાય બીજા થોડા રંગ ચોક્કસ કામ માટે વપરાયછે.

**ચીતારવા માટે (કાચ) કાળો રંગ**—૩ ભાગ કાચનો ભુકો, ૨ ભાગ ઓક્સાઇદ ઓવ કો-

પર અને ૧ ભાગ સુરમાને છુંદી જલ્લદ સરકામાં પલાલો.

**ચીતારવા માટે પાણીનો રંગ**—જુઓ 'પાણીમાં પીગલે એવો ચીતારવા માટે લાલ રંગ'.

**ચીતારવા માટે(કાચ)ભુરો રંગ**—જો બદામી, યાને તપખીરીયા રંગ બનાવવો હોય તો ૧ આંઉસ સફેદ કાચનો ભુકો, અને ાા આંઉંસ સોજ્ઞે મેંગેનીઝ (Manganese) લઇને ખાંડણીમાં નાખી સારી પેઠે ભુકો કરી જલ્લદ સરકાથી પલાલો.

**ચીરા ઠંડીથી ચામડીમાં પડે તેના ઇલાજો**—(૧) આયોડાઇનનો મલમ (Iodine Ointment) દરેક ફાટવાલા ભાગ પર ઘસીને દહાડામાં ૨ થી ૩ વાર લગાડો. (૨) જો હાથ પર ચીરા પડયા હોય તો ૩ ભાગ સલફ્યુરસ એસીડ (Sulphurous acid), ૧ ભાગ ગ્લીશરીન (Glycerine), અને ૧ ભાગ પાણી લઇ સઘળાંને મીશ્ર કરી, તે પાણીથી હાથો ધોવા. (૩) ૧ ભાગ ગ્લીશરીન સાથે ૨ ભાગ કોલોનવોતર મીશ્ર કરી ફાટવાળા ભાગ પર ચોપડવું.

**ચુનાનું પાણી, રંગારા માટે**—એક પીપ અથવા કોઇ ઉંડું વાસણ ઠંડા પાણીથી ભરો, અને દર ગ્યાલન પાણીએ તેમાં ૦। રતલ સોજ્ઞે કાલવેલો ચુનો નાખી, સારી પેઠે હલાવી, ઠરવા દેવો. ઉપરનું પાણી રંગવા માટે વપરાયછે, પણ રંગવાની ફકત સેજ અગાડી એ પાણી કરવું જોઇએ.

**ચુંકો**—જો Colic થયો હોય તો ઝાડો કબજ આવેછે. પેટમાં જાણે કોઇ વળ દેતું હોય તેમ ચુંકો થાયછે, જે સેજ વખત નરમ પડી પાછો વધારે જોરથી ઉભરી નીકલેછે. કોઇ વેલા પેટ ચઢી આવેછે. કોઇ કોઇ વેલા અટકડી અને કોઇ વેલા ઉછાલો પણ થાયછે. **ઉપાયો** નીચેઃ—(૧) ગરમ પાણીમાં થોડો બ્રેન્ડી નાખી પી જવું. (૨) થોડાં ગરમ પાણીમાં એક ચમચી કમપાંઉન્ડ તીંકચર ઓવ કારડેમોમ્સ (Tinc. of Cardamoms) નાખી પીવું. (૩) ગરમ થોડાં પાણીમાં ૩૦ ટીપાં કમપાંઉન્ડ તીંકચર ઓવ કલોરોફોર્મ (compound tinc. of Chloroform)ભેલી પીવું. (૪) એક ચમચી સ્પીરીત ઓવ લવેંન્ડર(Spirits of Lavender) પીવું. (૫) ૨૦ ટીપાં મરી ફુદનાના અરક (Essence of Peppermint) ના પીવાં. (૬) ૨ ચમચા કારમીનેટીવ મીક્ષચર (જુઓ નુસખો)ના પીધાથી હલકી જાતનો ચુંકો તરત નરમ પડી જાયછે. (૭) ઉમરે પુગેલાંઓએ એરંડયાંના તેલ સાથે ૨૫ ટીપાં અફીમના અરક (Laudanum) ના ભેલી પીવું. (૮) જો સાતમાં ઉપાયથી ઝાડો નહી ખોલે તો (ક) ૨ ચમચા સેલાઇન ઓર પરગેતીવ બ્હાઇત મીક્ષચર (જુઓ નુસખો)ના પીવા; અથવા તો (ખ)હાઉસ મીક્ષચર (જુઓ નુસખો)નો ૬ ઠો ભાગ પીવો. (૯) ૪ ડ્રામ્સ સુવા, ૩ ડ્રામ્સ સાહાજીરૂ, ૧ ડ્રામ અનીસું, ૧ ડ્રામ કરફસ, ૧ ડ્રામ કાલાં મરી, ૧ ડ્રામ કેશર, ાા ડ્રામ અસારન, અને ાા ડ્રામ સુકો ફુદનો લઇ તે સઘળાંનો ખારીક ભુકો કરી, મધમાં મેલવી પાક બનાવો, અને તેમાંથી અરધી ચમચી ભરી દહાડામાં ત્રણ વાર આ પાક ખાવો.

**ચુંકો, સખત જાતના, ના ઇલાજો**—(૧) થોડાંક પાણીમાં ૧૦ થી ૧૫ ગ્રેન્સ કલોરલ (Chloral) ને પીગલાવી પીવું. (૨) છોકરાંઓના બાબમાં 'દવા આપવાનો કોઠો' મા જણાવેલા પ્રમાણમાં તીંકચર ઓવ બેલેડોના (જુઓ નુસખો) આપવું. (૩) જો ચુંકા સાથે પેટમાં પવન થાય અથવા ઝાડો બરાબર ન હોય તો નક્ષ વોમીકા મીક્ષચર (જુઓ નુસખો) પીવું. (૪) થોડાં મહીનાથી ૨ વરસની ઉમરના બાલકોને 'દવા આપવાનો કોઠો' માં જણાવેલા પ્રમાણમાં બ્રોમાઇડ ઓવ પોતાશીયમ મીક્ષચર (જુઓ નુસખો) આપવું.

**ચુંકો, ઘોડાને થતો**—જો પવનથી ઘોડાને ચુંકો થયો હોય તો નીચલો ઇલાજ અજમાવવો :—૧ પેંત પાણીમાં ૪ આંઉંસ રમ યા ફેની યા બેવડો યા મહોવડાનો દારૂ, ૪ ડ્રામ્સ દલેલાં કાલાં મરી, ૨ ડ્રામ્સ કપુર અને ૧ ડ્રામ હીંગને મેલવી નાખી, એ દવા દર ત્રણ ત્રણ કલાકે આપવી.

**ચેમ્બર-લે**—Chamber-ley તે મુત્તર (Urine) સમજવું.

**ચેઅર ; ફોટોગ્રાફીક**—જુઓ 'ફોટોગ્રાફી'.

**ચેરી યાને આળુ ફળના જેવો રંગ**—૧૫ ગ્રેન્સ આલકોનેટ(Alkanet) ના મુળીયાં, ૩૦ ગ્રેન્સ એળીયો (Aloes), અને ૩૦ ગ્રેન્સ ડ્રેગન્સ બ્લડ પાઉડર (Dragon's Blood Powder) લઇને ૫૦૦ ગ્રેન્સ ૯૫ પરસેંટવાલા આલકોહોલમાં પીગલાવી, એક બાટલીમાં ભરો, અને તેને મજબુત બુચ મારી કેટલાક દીવસ રહેવા દેવો.

**ચેરી રંગ**—૩ાા બાટલી વરસાદના પાણીમાં ૪ આંઉંસ એનેતો (Annatto) ને ઉકાલી પીગલાવો, પછી તેની અંદર પોતાશ-ક્ષારનો એક કટકો નાખી બીજી ૩૦ મીનીટ સુધી વધારે ઉકાલો.

**ચેલ્સીયા પેન્સનર**—સંધીવા પર કેટલાકો Chelsea Pensioner વાપરેછે, જે નીચે પ્રમાણે બનેછે:—૧ રતલ મધમાં ૧ આંઉંસ ગુઆઇએકમનો ભુકો (Powdered Guaiacum), ૨ ડ્રામ્સ રૂહબાર્બ (Rhubarb) નો ભુકો, ૧ ડ્રામ બાઇતારત્રેટ ઓવ પોતાશ (Bitartrate of Potash), ૧ ડ્રામ ઉંચી જાતનું ગંધક, અને ૦ાા ડ્રામ જાયફલનો બારીક ભુકો લઇ સઘળાંને સારી પેઠે એકરસ કરવું. બએ મોટા ચમચા સવાર સાંઝ પીવા.

**ચેહેરા સુધારવા માટે મીલ્ક ઓવ પેસ્તેસીયો નત્સ**—૪ આંઉંસ સ્પેનીશ પીસ્તેશીયો નત્સ (Spanish Pistachio Nuts), ૩ાા પાઇંટ વાયોલેટ-વોટર(Violet-water), ૦ાા પાઇંટ સ્પીરીત ઓવ નીરોલી, ૧ આંઉંસ પામ સોપ (Palm Soap), ૧ આંઉંસ ગ્રીન ઓઇલ (Green Oil) અને ૧ આંઉંસ મીણુ સાથે મગરમછની ચરબી (Spermaceti) લઇ સઘળાંને એકરસ કરો, એટલે Milk of Pistachio Nuts થશે.

**ચોકોલેત, ફ્રેંચ, રંગનાં રૂના કપડાં રંગવાં**—૧૦ રતલ રૂના કપડાંને ૧૫ મીનીટ સુધી ખખલતાં પાણીમાં ઉકાલી તેમાં ૨ પેંત બેરસાલનું પાણી (જુઓ નુસખો) ઉમેરી થોડી વાર કપડાં હલાવી, નીચોવી કાઢો. પછી એક બીજાં વાસણમાં ગરમ પાણી કરી તેમાં ૧ આંઉંસ બાઇક્રોમેત ઓવ પોતાશ (Bichromate of Potash) પીગલાવી, તેમાં પેલાં કપડાં ૧૫ મીનીટ સુધી રાખી, હલાવી, નીચોવા, સુકવો.

**ચોકોલેત-બ્રાઉન (ઘેરા) રંગનાં રેશમી કપડાં રંગવાં**—'ચોકોલેત-બ્રાઉન રંગના રેશમી કપડાં રંગવાં'ની રીત પ્રમાણે ૫ રતલ રેશમી કપડાં રંગવાં. ફરક એટલોજ કે તેમાં ૦ા રતલ ફુસતીક (Fustic) ઉમેરવી, અને વજણમાં પીચઉડ ઓછું અને પતંગ વધારે લેવું

**ચોકોલેત બ્રાઉન રંગનાં રેશમી કપડાં રંગવાં**—૧ ગ્યાલન પાણીમાં ૧ રતલ ફટકી પીગલાવી તેમાં ૫ રતલ રેશમી કાપડ ૧ કલાક ભીંજવી રાખવું. પછી તેને ગરમ પાણીથી ધોઇ નાખીને ૩ રતલ પીચઉડ (Peachwood) અને ૧ રતલ પતંગ (Log-wood) ના મીશ્ર પાણીમાં ૦ાા કલાક સુધી બોળી રાખવાં. પછી કપડાં ઉંચકીને છેલ્લાં પાણીમાં ૧ પેંત ફટકીનું પાણી ઉમેરીને તેમાં ૧૫ મીનીટ વેર કપડાં બોલેળાં રાખવાં. પછી થંડા પાણીથી ધોઇને સુકવવાં.

**ચોકોલેત રંગના રૂના કપડાં રંગવા**—૧૦ રતલ કપડાંને 'ભુરા રંગનાં રૂના કપડાં રંગવાં' (જુઓ નુસખો) ની રીત પ્રમાણે રંગીને ૧ાા રતલ પતંગવાલાં પાણી (જુઓ 'પતંગનો અથવા લોગઉડનો ઉકાલો')તેમાં નાખી ૦ાા કલાક હલાવ્યા કરી ઉચકવાં, અને પછી પેલાં પાણીમાં ૩ આંઉંસ ફટકીનું પાણી નાખી, કપડું પાછું મુકી ૧૦ મીનીટ સુધી વધારે હલાવો. પછી થંડાં પાણીથી ધોઇ નાખી સુકવો.

**ચોખા**—બનતાં સુધી રાંધવાના ચોખા જુના અને જીણા (એટલે ભાંગેલા નહી) લેવા. ચાવલ ઓરતી વેલા દર ટીપરી જુના ચોખાએ ૧૧ કલશીયો પાણી નાખવું. પણ નવા ચોખામાં ઓછું પાણી નાખવું. વળી નવા ચોખામાં કકરો પડતી વેલા ચમચ ફેરવ્યા કરવું અવસ્યનુંછે.

**ચોપડીઓ (ઈંગ્રેજી), સઉથી સરસો, ના નામો**—થોડાંક વરસ પર દુન્યામાં સઉથી સરસ ચોપડીઓ કઈછે, તે વીષે ઈંગ્લાંડમાં મોટી વાદવીવાદ ચાલી હતી; આ તકરાર ઉભી કરનાર સર જોન લબોક નામનો વીધ્યા દેવીનો એક પુંજારી હતો, જેણે મોટા મોટા ગ્રહસ્થો, બાનુઓ અને વીદવાનોના મતો તે પર એકઠાં કીધાં; તેણે મેલવેલાં મતોના લીસ્તમાં નીચલી ૧૦૦ ઈંગ્રેજી ચોપડીઓ પેહેલી આવી હતી, જે અમે ઉતારી લેવા જરૂરનું ધારીયે છીએઃ—

મેદીતેશન્સ (Aurelius's Meditations).
એપીકતીતસ (Epictetus).
એનેલેક્ટ્સ (Confucius's Analects)
લી બોધ એત સા રીલીજીઓં (Le Boud-dha et sa Religion).
એથીક્સ (Aristotle's Ethics).
કોરાન (Mahomet's Koran).
બાઈબ્લ (Bible).
વેક્સ કલેક્શન (Wake's Collection).
કનફેશન્સ (St. Augustine's Confessions).
ઈમીતેશન (Kempis's Imitation).
પેનઝીસ (Pascal's Pensees).
સ્પીનોઝાસ વર્ક્સ (Spinoza's Works).
કેતીકીઝમ ઓવ પોઝીટીવ ફીલોસોફી (Comte's Catm. of Positive Philosophy).
બટલર્સ એનેલોજી (Butler's Analogy).
હોલી લીવીંગ એન્ડ હોલી ડાઈંગ (J. Taylor's Holy Living and Holy Dying).
પીલગ્રીમ્સ પ્રોગ્રેસ (Bunyan's Pilgrim's Progress.)
ક્રીસ્ચીયન ઈયર (Keble's Christian Year).
પોલીતીક્સ (Aristotle's Politics).
ડાયેલોગ્સ (Plato's Dialogues).
ડી કોરોના (Demosthenes's De Corona).
લ્યુક્રીસીયસીસ વર્ક્સ (Lucretius's Works).
પ્લુતારકસ વર્ક્સ (Plutarch's Works).
વર્ક્સ બાઈ હોરેસ (Horace's Works).
સીસરોસ વર્ક્સ (Cicero's Works).
ઈલ્યડ અને ઓડીસી (Homer's Illiad and Odyssey).
હીસીયોડ (Hesiod).
વરજલ (Virgil).
નાઈબેલનજેનલાઈડ (Niebelungenlied).
મોરતે ડી' આરથર (Malory's Morte d' Arthur).
માહાભારત અને રામાયણ (Wheeler's History of India-Vols. I & II).
શાહાનામાહ (Firdusi's Shahnameh).
શેકીંગ (Sheking: Chinese Odes).
વર્ક્સ બાઈ ઈસ્ચીલસ (Æschylus's Works).
ઈડીપસ (Sophocles's Œdipus).
મીડીયા (Euripides's Medea).
ધી નાઈટ્સ (Aristophanes's The Knights).
હીરોડોતસ (Herodotus).
એનેબેસીસ (Xenophon's Anabasis).
થ્યુસાઈડીડીસ (Thucydides).
જરમેન્યા (Tacitus's Germania).
લીવી (Livi).
ડીકલાઈન એન્ડ ફોલ (Gibbon's Decline and Fall).
હયુમ્સ ઈંગ્લંડ (Hume's England).
ગ્રોટ્સ ગ્રીસ (Grote's Greece).
ફરેંચ રેવોલ્યુશન (Carlyle's French Revolution).
શોર્ત હીસતોરી ઓવ ઈંગ્લંડ (Green's Short History of England).
નોવમ ઓરગેનમ (Bacon's Novum Organum).
મીલ્સ લૉજીક (Mill's Logic).
મીલ્સ પોલીતીકલ ઈકોનોમી (Mill's Political Economy).

ઓરીજીન ઓવ સ્પીસીસ (Darwin's Origin of Species).
વેલ્થ ઓવ નેશન્સ (Smith's Wealth of Nations).
હ્યુમન નૉલેજ (Berkeley's Human Knowledge).
કૉનડક્ત ઓવ ધી અનદરસ્તેન્ડીંગ (Lockey's Conduct of the Understanding).
હીસ્તોરી ઓવ ફીલોસોફી (Lewes's History of Philosophy).
કુકસ વોયેજીસ (Cook's Voyages).
હમબોલ્તસ ત્રેવલ્સ (Humboldt's Travels).
નેત્યુરેલીસ્ત ઓન ધી બીગલ (Darwin's Naturalist on the *Beagle*).
શેક્સપીયરસ વરક્સ (Shakspeare's Works).
મીલ્તન્સ પોઇતીકલ વર્ક્સ (Milton's Poetical Works).
ડીવાઇના કોમેડીઆ (Dante's Divina Commedia).
ફેરી ક્વીન (Spenser's Faerie Queen).
દ્રાઇડન્સ પોયેમ્સ Dryden's Poems).
ચોસરસ વર્ક્સ (Chaucer's Works).
વર્ક્સ બાઇ ગ્રે (Gray's Works).
બરન્સ (Burns's Poetical Works).
સ્કોટ્સ પોએમ્સ (Scott's Poems).
વરડ્સવર્થસ પોએતીકલ વર્ક્સ (Wordsworth's Poetical Works).
હેઇન્સ વર્ક્સ (Heine's Works).
પોપ્સ વર્ક્સ (Pope's Works).
સાઉધીસ વર્ક્સ (Southey's Works).
વીકાર ઓવ વેકફીલ્ડ (Goldsmith's Vicar of Wakefield).
ગલીવર્સ ત્રેવલ્સ (Swift's Gulliver's Travels).
રોબીન્સન ક્રુસો (Defoe's Robinson Crusoe).
અરેબ્યન નાઇટ્સ (Arabian Nights).
ડોન ક્વીઝોટ (Cerventis's Don Quixote).
જોનસન (Boswell's Johnson).
બર્ક્સ સીલેક્ત વરક્સ (Payne's Burke's Select Works).
બેકન્સ એસેઝ (Bacon's Essays).
એડીસન્સ એસેઝ (Addison's Essays).
હ્યુમ્સ એસેઝ (Hume's Essays).
મોનતેન્સ એસેઝ (Montaigne's Essays).
મેકોલેઝ એસેઝ (Macaulay's Essays).
ઇમરસન્સ એસેઝ (Emerson's Essays).
મોલીયર (Moliere).
શેરીડન્સ વર્ક્સ (Sheridan's Works).
ઝેડીગ (Voltaire's Zadig).
પાસ્ત એન્ડ પ્રેઝંત (Carlyle's Past and Present).
ફોસ્ત અને વીલહેમ મીસ્તર (Goethe's Faust and Wilhelm Meister).
નેચરલ હીસ્તોરી ઓવ સેલબોર્ન (White's Natural History of Selborne).
સેલ્ફ હેલ્પ (Smile's Self Help).
એમાં, અથવા પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસ (Emma, or Pride and Prejudice).
વેનીતી ફેર (Thackeray's Vanity Fair).
પેનડેનીસ (Thackeray's Pendennis).
પીકવીક પેપર્સ (Dickens's Pickwick).
ડેવીડ કોપરફીલ્ડ (Dickens's David Coperfield).
એડેમ બીડ (Eliot's Adam Bede).
વેસ્તવર્ડ હો ! (Kingsley's Westward Ho ! )
લાસ્ત ડેઝ ઓવ પોમ્પીઆઇ (Last Days of Pompeii).
સ્કોટ્સ નોવેલ્સ (Scott's Novels).

☞ આ સીવાય જો બીજાં વધુ સારાં ઇંગ્રેજી પુસ્તકો જોઇતાં હોય તો 'ગ્રંથકારો (ઇંગ્રેજી) પ્રખ્યાતના પુસ્તકો' ના મથાળા હેઠલની આરતીકલ વાંચો.

**ચોપડીઓ, ગુજરાતી, સારી**—જે નામની ચોપડી હોય તે નામે જોવું નહી પણ તેના બનાવનાર, રચનાર યા લખનારની અટકવાલા અક્ષરે જોવી. દાખલા તરીકે, 'શીવાજી' જોવું હોયતો 'શી' અક્ષર પર નહી જોવું, પણ તે ચોપડીના રચનારની અટકે, એટલે 'વાછા, માણેકજી એદલજી' ના નામે, જોવી. જો કોઇની અટક ન હોય તો રચનારના નામના પેહેલા અક્ષરે જોવું. સારી વારતાની થોડીક ચોપડીઓના નામો માટે જુઓ નીચેનું લીસ્ત.

**ચોપડીઓ, સારી વાર્તાની ગુજરાતી ચોપડીઓ,ના નામો**—અરેબ્યન નાઇટ્સ ; દુખ્યારી બચુ ; કાવલાની કહાણી ; તારાબાઇ ; કરણ ઘેલો ; શીવાજી ; વનરાજ ચાવડો ; રત્ન લક્ષમી ; પાંડુરંગ હરી ; મુંદ્રા અને કુલીન ; એદલકાકા ; લૈલા યાને તલેસમાતી બાગ ; રાણક દેવી ; વફાદારીનો વારસો ; મરઝબાન કૃત ગુલીવરની મુસાફરીઓ ; દેલજંગ દલેર ; અંધેર નગરીનો ગવરીન ; તોબેહ નસુહ ; કુમાર દર્પણ ; મેહેરમસ્તની મુસાફરી ; માજંદરાનનું તલેસમાતી પુતલું ; દખણની અસલી વાર્તાઓ ; સીપાઇ બચ્ચાની સજની ; રોબીનસન ક્રુઝોનું ચરીત્ર ; તોપખાનાનો ભંડાર ; કરણી તેવી પાર ઉતરણી ; બાગો બહાર ; બરજોરનામા ; ગોલ્ડન ગુલ; હાતમ નામું ; રમુજે દીલઆરામ.

**ચોપડીની કીનારી પર ગીલીટ**—જુઓ 'ગીલીટ, ચોપડીની કીનારી પર'.

**ચોધારીમાં ગોસ્ત**—'બાફ્રું ગોસ્ત' ની રીત પ્રમાણે કરવું, પણ ગોસ્તમાં પાણી નાખ્યા પછી બે કકરા પડે કે તેમાં થોડા કાપેલા કાંદા અને સમારેલી કુમલી ચોધારીના કાપેલા બારીક કટકા નાખવા. પાણી બળી જાય અને ચોધારી ચરી રહે કે તપીલી ચુલા પરથી ઉતારી પાડવી.

**ચોરીમાં ગોસ્ત**—'ચોધારીમાં ગોસ્ત' પ્રમાણે સઘલું કરવું, ફરક એટલોજ કે ચોધારીને બદલે કુમલી ચોરીની જીણી કાતરીઓ કરી નાખવી.

**ચોસર, જીયોફ્રે**—એક ઇગ્રેજ કવી. (૧૩૨૮-૧૪૦૦). 'કેનતરબરી તેલ્સ' એણે લખી હતી. એ ઉપરાંત પુસ્કલ ગ્રંથો રચેલાછે. 'આલડાઇન એડીશન' નામની આવૃતીના પુસ્તકો વાંચો.

## છ

**છતરીના પડ વલગી જતાં અટકાવવાનો નુસખો**—છતરીને સારી પેઠે લુછી તેની પર સઘળે ઠેકાણે તરપેનટાઇન તેલનો મજબુત હાથ મારી સુકવવી.

**છબી પારવાનો ઓરડો**—જુઓ '.ફોટોગ્રાફીક સ્તુડીયોમાં લાઇટનો ફેલાવો' વાળી બાબદ.

**છબી સુર્યના કીરણોથી પારવાની રીત**—જુઓ 'ફોટોગ્રાફી'.

**છરી, કાંટા, ઇત્યાદીને ચલકતાં કરવાની રીત**—એક સરખાં વજણની બારીક કોલસાની ભુકી અને સોડા ક્ષાર લઇ તેમાં થોડું પાણી ઉમેરી તે પ્રવાહી તેમની પર ઘસો.

**છરી પરના દાઘા**--જુઓ 'દાઘા છરી પરના'.

**છાકટને ઉંઘ ન આવે તેના ઉપાયો**—(૧)ઉંઘ ન આવતી હોય અથવા આંખ આગળ અંધારાં થતાં હોય તો તેવાઓને એક વાઇન ગ્લાસ પાણીથી ભરી તેમાં ૦ા ડ્રામ ઇંડર નાખવું. દહાડામાં ત્રણ વખત પીવી. (૨) એક વાઇન ગ્લાસ પાણીથી ભરી તેમાં ૧ ડ્રામ ઇંડર ભેલીને સુતી વેળા પીવું.(૩) દહાડામાં ત્રણ વખત બે ચમચા ભરી બ્રોમાઇડ ઓવ પોતાસ્યમ મીક્ષચર (જુઓ નુસખો) ના લેવા. છેલ્લો ડોઝ સુવા જતી વખતે લેવો. (૪) દહાડામાં બે વખત ઓક્ષાઇડ ઓવ ઝીંક પીલ્સ (જુઓ નુસખો) ની એકેક ગોળી લેવી. સુતી વેળા બે લેવી. એ ગોલીઓ ખાધા પછી તરતજ લેવી. ભુખે પેટે લેવી નહી. (૫) દહાડામાં ત્રણ વખ્ત બબે ચમચા ભરી હાઇપોફોસફાઇટ ઓવ લાઇમ મીક્ષચર (જુઓ નુસખો) ના આપવા. ૧/૨૦ ગ્રેન ફોસફરસવાલી ગોલીઓ લીધાથી પણ ફાયદો થાયછે. (૬) ફોસફરસ સોલ્યુસન અથવા કેપસ્યુલ્સ લીધાથી પણ ફાયદો જણાયછે.

**છાકટપણાથી ભેજાં પર અસર થાય**

**તેના ઇલાજો**—(૧) જો કબજીઆત હોય તો ૩ થી ૪ ચમચા સેલાઇન ઓર પરગેટીવ ડ્રાફ્ટ મીક્ષચર (જુઓ નુસખો) ના લેવા. (૨) રાતના સુતી વખતે બે ચમચી સીરપ ઓવ કલોરલ ( Syrup of Chloral ) ના આપવા. (૩) જો હુમલાનું જોશ વધુ હોય તો ઉંઘ લાવવા માટે ૩ યા ૪ કલાક લાગટ દર કલાકે અકેક ચમચી સીરપ ઓવ કલોરલની આપવી. (૪) દર બબે કલાકે ત્રણ ત્રણ ચમચા બ્રોમાઇડ ઓવ પોતાશીયમ મીક્ષચર (જુઓ નુસખો) ના લેવા.

**છાકટાઓની તન્દરૂસ્તી સુધારવાનો ઉપાય**—બે અથવા વધુ મહીના સુધી દહાડામાં ત્રણ વખત કોડલીવર ઓઇલ (Codliver Oil) લીધાથી તંદરોસ્તી પાછી આગલી હાલત પર આવેછે.

**છાકટાઓ માટે દવા**—૧ આંઉંસ એપસમ સાલ્તસ (Epsom Salts), ૮ આંઉંસ ઇનફ્યુઝન ઓવ કવાસ્યા (Infusion of Quassia) સાથે મીશ્ર કરો. દહાડામાં ત્રણ વખત બબે ચમચા ભરી ઉપલી દવા પાવી. કોઇ કોઇ વેળા ૫ ટીપાં ટીકચર ઓવ નક્ષ-વોમીકાના અથવા ૨ ગ્રેન્સ સલફેટ ઓવ આયરનના ઉમેરવાથી વધારે ફાયદો થાયછે.

**છાગલા ; મોંહમાં ગરમીથી પડે**—Thrush or Aptha જો થયા હોય તો મોહડું આવીને ગાલો, તાલવાં, અને જીભ પાકી આવે છે, અથવા રાતાં થાયછે, અને તેઓ પર ઉજળા રંગની ગોળ જીણી છાંટો દેખાયછે. (૧) ૪ આંઉંસ જવનું ઉકાલેલું પાણી, ૧ આંઉંસ ગુલાબનું સરબત અને ૨૨ ટીપાં મ્યુરીએટીક એસીડ (Muriatic Acid) ના લઇ સઘળાંને મીશ્ર કરી તેના કોગળા કરવા. (૨) ૦। આંઉંસ મધમાં ૦॥ દ્રામ ટંકણખાર પીગલાવી, તે મેળવણીમાં પીચ્છ બોલી દહાડામાં બે થી ત્રણ વાર મોંહડાંમાં ફેરવવું. (૩) ૩ આંઉંસ કાથાના ઉકાલામાં ૧ દ્રામ ટંકણખાર નાખી, મીશ્ર કરી, તેના કોગળા કરવા.

**છાતીમાં અગ્ન બલતી હોય અને ભુખ નહી લાગતી હોય તેનો ઉપાય**—દહાડામાં ત્રણ વખત ખાધાની ૦॥ કલાક અગાડી ઉમરે પુગેલાંઓએ બીસમુડ મીક્ષચરના (જુઓ નુસખો) બે ચમચા ભરી પીવી.

**છાપવાની શાઇ, જલદીથી સુકાઇ જાય એવી કરવી**—લીનસીડ ઓઇલમાં સુગર ઓવ લેડ (Sugar of Lead) મીશ્ર કરવી.

**છાશની કઢી**—'દહીંની કઢી' ના મથાલાં હેઠલ જે રીત આપીછે તે રીતે કરો, ફરક એટલો જ કે દહીંને બદલે ૨ શેર છાશ લેવી, અને તેમાં ૦॥ તોલો ચનાનો આટો ભેલો.

**છીટનો રંગ ઓગલી જતો અટકાવવાની રીત**—૪ શેર પાણીમાં ૦॥ પૌંટ મીઠું નાખીને તે પાણી ગરમ કરવું, પણ તે સાથે તેમાં ધોવાની છીટ પણ નાખવી. ત્યાર પછી તેને ઠંડું પડે ત્યાં સુધી રહેવા દેવું.

**છોડવું**—છપાઇ રહયા પછી તાઇપોને સાફ કરી છુટા પાડી દરેક ચીજ તેની જગ્યા એ મુકવામાં આવેછે, તે કામને કહેછે. જુઓ 'પ્રીંટીંગ.'

## જ

**જડબાંના ખુણીયાંનું ઘસાવું ; ઘોડાના**—ઘોડો પોતાનું મહોડું બરાબર બંધ કરે નહી, અને જડબાંના ખુણીયાં સુજીને મોટાં થયલાં તથા તેમની ચામડી ઘસાઇને ચીરા પડેલા જેવાં દેખાય ત્યારે નીચલો ઉપાય કામે લગાડવો ; પણ તે પહેલાં આટલી વાત ધીયાનમાં રાખવી કે ઘોડાને ઘટ કાંજી અને નરમ ખોરાક પરજ રાખવો. અને સવાર સાંઝ નીચે પ્રમાણે બનાવેલો મલમ હલવેથી ચીરાઓ અને સોજાઓ પર લગાડવો :—૧ આંઉંસ વાસલીનને ૧ આંઉંસ ઓઇન્તમેન્ટ ઓવ સબએસીએત ઓવ લેદ સાથે એકરસ કરી નરમ મલમ બનાવો. જો દરદનું જોશ વધારે જણાય અને ચીરા વધારે પડેલા દેખાય તો રૂજ આવતાં વધારે દીવસ લાગશે. જો સોજો વધારે હોયતો નીચલી દવાને દહાડામાં ત્રણ વખત લગાડવી :—

૧ આંઉંસ ગ્લીસરીન સાથે ૨ દ્રામ્સ એક્ષત્રેકટ ઓવ બેલેદોનાને એકરસ કરો.

**જફ્ફર**—એક પ્રખ્યાત મુસલમીન કવી. પોતાની ગજલોથી પ્રખ્યાત થયોછે.

**જમીન, કઠણ, અને ફળદરૂપ કરવી**—જુઓ 'કઠણ જમીનને ફલદરૂપ સાથે નરમ કરવાની રીત' વાલી બાબદ.

**જરથોસ્ત**—આ મહાન ફીલસુફ પારસી પેગમબરે રચેલી 'ઝંદ અવસ્તા' નો ઈંગ્રેજીમાં બ્લીકે કીધેલો તરજુમો વખણાયછે. જુઓ 'પારસી'.

**જર્મન સીલ્વર**—(૧) ૫૦ રતલ ત્રાંબું, ૨૫ રતલ જસત, અને ૨૫ રતલ 'નીકલ' ધાતુ. (૨) ૫૦ રતલ ત્રાંબું, ૨૦ રતલ જસત અને ૧૦ રતલ 'બેસ્ત પલવેરાઈઝડ નીકલ' (Nickel) નામની ધાતુ. (૩) ચમચા, કાંટા ઈત્યાદી માટે જો હોય તો, ૬૦ રતલ ત્રાંબું, ૨૦ રતલ જસત, અને ૨૫ રતલ 'નીકલ' ધાતુ. (૪) ઘાંટરડી, ચંગ વગેરે માટે જોઈએ તો, ૬૦ રતલ ત્રાંબું, ૨૦ રતલ જસત, ૨૦ રતલ 'નીકલ' ધાતુ, ૩ રતલ સીસું અને ૨ રતલ લોખંડ. (૫) ૪૯ ભાગ ત્રાંબું, ૨૪ ભાગ જસત, ૨૪ ભાગ નીકલ ધાતુ (Nickel) અને ૨ાા ભાગ એલ્યુમીનમ (Aluminum). સઘળું તોલીને લેવું. (૬) ૮ ભાગ ત્રાંબું, ૨ ભાગ નીકલ (Nickel) અને ૩ ભાગ જસત ; એ સઘળાંને મુસમાં નાખી પીગલાવો, એટલે German Silver બનશે.

**જર્મન સીલ્વરના વાસણો માટે રેવણ**—૪ ભાગ સાધારણ જરમન સીલ્વર (Argentine), અને ૫ ભાગ જસતના લઈ પીગલાવી એકરસ કરો.

**જર્મન સીલ્વરને લાંકડાં સાથે સાંધનારૂં સીમેંટ**—મેરીન સીમેંટ ( Marine Cement) વાપડો.

**જર્મન સીલ્વર સાફ કરનારી મેળવણી**-૧ ભાગ ઓલીવ ઓઈલ (Olive Oil), ૧ ભાગ સ્પીરીટ ઓવ સાલ એમોનીએક (Sal Amoniac), ૨ ભાગ ચુનો, અને ૧ ભાગ પાણી લઈ સઘળાંને એકરસ કરી લાહી જેવું બનાવી હાથથી ઘસો.

**જલંદર**—Dropsy થી પીડાતા દરદીની છાતીમાં પાણી એકઠું થવાથી દુખારો થાયછે, અને પાંસરી આગલનો ભાગ સુજેલો જણાયછે. પીસાબ થોડી થાયછે, મુસ્કેલીથી શ્વાસ ચાલેછે, દરદીની ચામડી સુકકી રહેછે, અને દરદીને તરસ ઘણી લાગેછે. એને ઉદર રોગ પણ કહેછે. (૧) બ્રાઈટસ દીઝીસ પરથી થયલા જલંદર માટે કમપાંઉન્ડ જેલેપ એન્ડ બાઈતારત્રેટ ઓવ પોતાશ પાઉદર્સ (જુઓ નુસખો) નું પડીકું આંતરે આંતરે અને અડવાડીયું સુધી સવારના લેવું. ઘણો ઝાડો ન થાય તેની સંભાલ લેવી. (૨) દર ચચાર કલાકે ત્રીશ ત્રીશ ટીપાં સ્પીરીટ ઓવ જુનીપર (Spirit of Junipur) ના સેજ પાણીમાં યા જીન દારૂમાં નાખી પીવાં. (૩) દર પાંચ પાંચ ગ્રેન્સ રેઝીન ઓવ કોપાઈબા (Resin of Copaiba) ની ગોલીઓ કરી દહાડામાં ત્રણ વખત બબે ગોલીઓ આપવી. (૪) દર ચચાર કલાકે સેજ પાણીમાં ૧૫ થી ૨૦ ટીપાં ટીંકચર ઓવ સ્કવીલ (Tinc. Squill) ના ભેલી પીવું. આ ઉપાય ઘણો અકસીરછે. (૫) હાથ, પગ, અને મોંહના જલંદર પર અને સુવાધાં જાણે ગુંગલાઈ જતું હોય તેમ લાગે તેની પર નીચલી દવા પીધાથી સેજ દીવસમાં જળંદર નાબુદ થાયછે, જો કે પેહેલાં ઘણી પીશાબ છુટેછે. દર ચચાર કલાકે અકેક ચમચી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની લેવી. (૬) ૩ દ્રામ્સ કાળાં મરી, ૨ દ્રામ્સ નીમક અને ૧ દ્રામ સુંઠ લઈ સઘળાંને મેલવી ૩૦ થી ૪૦ ગ્રેન્સ જેટલું, જ્યાં સુધી ઝાડો સાફ આવે ત્યાં સુધી, ત્રણ ત્રણ કલાકે દરદીને ફકાવવું. (૭) ૨૦ ગ્રેન્સ ગુંદરનો ભુકો, ૧૨ ગ્રેન્સ હરડે, ૮ ગ્રેન્સ જમાલગોટાના બીજ, ૫ ગ્રેન્સ કાળાં મરી, અને ૩ ગ્રેન્સ સુંઠ એ સઘલાંને મેલવી નાખી તેની ૮ ગોળીઓ બનાવી ૧ થી ૨ ગોલીઓ જ્યાં સુધી સાફ ઝાડો આવે ત્યાં સુધી ગળ્યા કરવી.

**જળોના ડંખના ઇલાજો**—જો જળો સુકયા પછી તેના ડંખમાંથી લોહી ઝરફયાજ કરે તો જયાં સુધી લોહી નીકલતું બંધ નહી થાય ત્યાં સુધી (૧) ડંખવાલા ભાગ પર બરફ મુકવું. (૨) ભુંજેલી ફટકીનો અથવા બલેલી હળધનો ભુકો મુકવો.

**જસ્તીફાઇંગ**—બરાબર પ્રમાણમાં લાઇનો છુટી છુટી, સરેરાસ ખાંચાંની, છાપવા માટે સ્પેસીસ મુકીને કરવી તે. જુઓ 'પ્રીંટીંગ.'

**જસ્તની સામે ટકે એવી શાઇ**—જુઓ 'એસીડ યા જસ્તની સામે ટકે એવી શાઈ'.

**જસ્ત પર લખવાની શાઇઓ**—(૧) એક પ્યાલાંમાં ખાટાં લીંબુંનો રસ નીચોવી તેમાં જુનો ત્રાંબાનો પૈસો નાખી એક કે બે દીવસ સુધી રહેવા દેવો. પછી કવીલ-પેનથી લખો. (૨) ૧ પૈંત પાણીમાં ૧૦૦ ગ્રેન્સ કલોરાઇડ ઓવ પ્લેતીનમ(Chloride of Platinum) નાખી પીગલાવો. પછી તેમાં સેજ મેસ, યા કાજલ યા લીલો ગુંદર ઉમેરો.

**જંગાલ**—એ ત્રાંબાનો કાટ છે. એને ઇંગ્રેજીમાં એસીતેત ઓવ કોપર (Acetate of Copper), અથવા વરડીતર (Verditer), અથવા તો વરડીગ્રીસ (Verdigris) કહેછે.

**જાનુસ્રજનબ**—Pleuritis or Pleurisy અથવા ફેફસાંનાં પેડના વરમમાં શ્વાસ લેતી વેલા અથવા ઠાંસતી વેલા છાતીની એક અથવા બન્ને બાજુઓ પર જાણું હથીઆર ભોકાતું હોય તેમ દુખાવો થાયછે. આંગલાંથી છાતી ઠોકતાં વધારે દુખાવો થાયછે. તાવ જોરમાં હોવાથી ચામડી સુકકી તથા ખડબચડી થાયછે. નાડી ઉતાવલથી ચાલેછે, શ્વાસ બરાબર લેવાતો નથી. જો એક બાજુ વરમ થયો હોય તો દરદી બીજી બાજુએ કોર વાળી સુઇ રહેછે. જો બંધે બાજુએ હોય તો ચત્તો સુઇ રહેછે. વરમ તરફ કાન મુકયે તો ખરરર કરતો અવાજ સંભલાયછે. **ઉપાયો:**—(૧) હુમલાની સરૂઆતમાં 'એકોનાઇત મીક્ષચર' તે નામના નુસખામાં જણાવ્યા પ્રમાણે પાવી. (૨) જો બાજુમાં દુખાવો ઘણોજ થાય, અને સુકકી ખાંસી પણ થાય તો દર બબે કલાકે પ્રાયોની મીક્ષચર (જુઓ નુસખો) નો 'ડોઝ' પાવો. (૩) ૬ દ્રામ્સ બનફસા ૩ દ્રામ્સ જેઠીમધનો શીરો અને ૩ દ્રામ્સ તુખમે બતમી લઇ, સઘળાંનો બારીક ભુકો કરી, તેમાં ગુંદરનું પાણી ભેલી, તેનો પાખ બનાવવો, અને તેમાંથી ૨ દ્રામ્સ જેટલો લઇ દહાડામાં ૩ વાર ખાવો. (૪) જો વરમ ઘણોજ હોય, ખાંસી પણ જોરમાં થતી હોય, અને તાવ આવતી હોય તો ૨૦ આંઉંસ પાણીમાં ૫ નંગ સુકકાં અંજીર, ૨ દ્રામ્સ ઓફો, અને ૧॥ દ્રામ્સ જેઠીમધના મુળીયાં નાખી ૧૦ આંઉંસ જેટલું રહે ત્યાં સુધી ઉકાલીને પછી થંડું પાડવું. ૩ થી ૫ આંઉંસ જેટલું દહાડામાં ૩ વાર પીવું.

**જાપાન્ડ લેધરની ચલક**—જુઓ 'પેતન્ત અને જાપાન્ડ લેધરની ચલક માટે વારનીશ.'

**જાલભાઇ, રૂસતમજી હોરમજજી**—લખનાર. 'ધી પોરત્રેત ગેલેરી ઓવ વેસ્તર્ન ઇંડીયા' નામની ચોપડી પ્રસીધ્ધ કરી. એમાં પ્રસીધ્ધ રાજાઓ અને ગ્રહસ્થોની જીંદગીનો તેમની સબી સાથે હેવાલ આપ્યોછે. 'પ્રસીધ્ધ પેગંમબરો' પણ એજ લખનારથી લખાયલી હતી.

**જાંબુઆ રંગના ઉનના કપડાં રંગવાં**—૧ આંઉંસ ક્રોમ (Chrome) અને ૧ આંઉંસ ફટકીવાળાં ખખલતાં પાણીમાં ૦॥ કલાક સુધી ૧૦ રતલ ઉનના કપડાં ભીંજવી રાખો. પછી ઉંચકીને થંડાં પાણીથી ધોવો. પછી ૨ રતલ પતંગ (Logwood) અને ૧ રતલ પીચઉડ (Peachwood) પીગલાવેલાં બીજાં ખખલતાં પાણીના વાસણમાં ૦॥ કલાક સુધી કપડાંને બોળો. પછી કપડાંને ઉંચકીને છેલ્લાં વાસણમાં ૧ આંઉંસ ફટકી નાખી ૨૦ મીનીટ સુધી પેલાં કપડાં પાછા બોળો. પછી થંડા પાણીથી ધોઇને સુકવો.

**જાંબુઆ રંગના રૂના કપડાં રંગવાં**—'લાલ રસ' (જુઓ નુસખો) ના ગરમ પાણીમાં ૧૫ મીનીટ સુધી ૧૦ રતલ કપડાં બોળી રાખવાં, પછી નીચોવીને ગરમ પાણીએ ધોવાં. પછી ૨ રતલવાલાં પતંગ અથવા લોગઉડના ઉકાલા

(જુઓ નુસખો) માં આઠ કલાક સુધી કપડાં બોળી રાખો. પછી હંસરફાને ૧॥ પૈંત બાઈલ વૉટર (જુઓ નુસખો) માં ૧૫ મીનીટ બોળી રાખીને પછી ફુકકાં પાણીથી ભરેલાં પીપમાં કપડાં ધોવો. પછી નીચોવીને સુકવો.

જીનીંગ મેશીન—આ સાંચાની મદદથી બીયાંથી રૂના તારો છુટા પડેછે. વધુ વર્ણન માટે જુઓ 'સ્પીનીંગ, કોટન'.

જીલેટીનાઇઝડ પેપર—૪ આંઉસ પાણીમાં ૪ થી ૧૨ ગ્રેન્સ સોફ્ટ સરસ (Gelatine) પીગલાવો, અને તેની અંદર ઘણાજ પાતલાં કાગલ(Tissue Paper) ને બોળી કાઢી સુકાવા દેવો, એટલે Gelatinized Paper થશે.

જીલેટીનો-કલોરાઈડ મીન્ટસ માટે ટોનીંગ બાઠ—(ક) ૨ ગ્રેન્સ કલોરાઇડ ઓવ ગોલ્ડ (Chloride of Gold) ને ૩ આંઉંસ પાણીમાં પીગલાવો. (ખ) ૩ આંઉંસ પાણીમાં ૪૦ ગ્રેન્સ સલફોસીએનાઇડ (Sulphocyanide) ઓવ એમોનીયમ, ૧ ગ્રેન હાઈપોસલફાઈટ ઓવ સોડા અને ૩ ગ્રેન્સ કારબોનેટ ઓવ સોડા નાખો. પછી બન્ને (ક અને ખ) મીશ્રના સરખે સરખા ભાગ લઇ એકરસ કરો.

જીલેટીનો-કલોરાઇડ, બારકસે—૧૯૯ ગ્રેન્સ જીલેતાઇન (Gelatine), ૧૮ ગ્રેન્સ કલોરાઇડ ઓવ એમોનીયમ, ૫૦ ગ્રેન્સ રોસેલ સાલ્તસ (Rochelle Salts), ૭૫ ગ્રેન્સ નાઇટ્રેટ ઓવ સીલવર, અને ૪ ડ્રામ્સ આલકોહોલ ને ૫ આંઉંસ પાણીમાં મેલી નાખી ૧૦૦ ડીગરી ફરેનહીટ જેટલી ગરમી આપી સઘળું બળી રહયા પછી ૧૦ મીનીટ સુધી રેહેવા દેવો; ત્યાર પછી હમેસ પ્રમાણે કામ કરવું.

જીવનું ધ્રુજવું—જો Nervous Disorders, or Nervousness થાય તો જીવ ધ્રુજ્યા કરેછે, જરા જરામાં ધાસ્તી પડેછે, શરીર થંડું રહેછે, વાતચીત કરવા ગમતી નથી, છાતીમાં ધબકારા થાયછે, અને દરદી ઉપર જાણે કાંઇ આફત આવી પડી હોય એમ લાગેછે. ઉપાયો :—(૧)સવાર સાંઝ સ્વચ્છ ખુલ્લી હેવામાં ફરવા જવું, નીતી સંબંધી ચાલ સુધારવા પર પુરેપુરૂં ધ્યાન આપવું. શેકેલું ગોસ્ત, માખણ, ઇંડાં, પાંઉ વગેરે ખાવું. મસાલેદાર ખોરાક, અને તરકારી, ધાન્ય, દાળ વગેરે જેમ બને તેમ થોડું લેવું. સઘળું થંડું ખાવું તથા પીવું. ચાહ તો થંડી કરી પીવી. સકારે સુવું, અને સકારે ઉઠવું. રાત્રે બહાર ભટકવું નહી. કસરત કરવા પર ધ્યાન આપવું. સારી મંડળીઓ યા મેળાવરામાં જવા ભુલવું નહી, દારૂ પીવો નહી. (૨) આ નીચલી રીતો પર અમલ કરશો તો એક મહીનામાં દુઃખ નાસી જશેઃ—(ક) સાકડી પર સુવું, અને કાંઇબી કપડું ઓઢવું નહી. ૭ થી વધુ કલાક બીછાણા પર પડી રહેવું નહી. (ખ) દર સવારે થંડાં પાણીએ નાહવું. મધ્યમપણે ખાવું પીવું. સુવાની ૨ કલાક અગાડી છેલ્લો ખોરાક ખાવો. દારૂથી દુરને દુર નાસવું. બીડી પણ દહાડામાં ૨ થી વધુ પીવી નહી. (ગ) ક્રીકેત રમવી, અથવા કોઇબી જાતની કસરત કરવી; જેમ બને તેમ સારી મંડળીઓમાં ફરવું. ઘરમાં ઘણો વખત રહેવું નહી. (ઘ) આ દરદ પર લખાયલાં કાંઇબી ચોપડી ચોપાન્યાં હોય તો તેને એકદમ બાળી નાખજો. (ન) દહાડામાં ૩ વખત બબે ચમચા બ્રોમાઇડ ઓવ પોતાશીયમ મીક્ષ્ચર (જુઓ નુસખો)ના પીવા.

જીવરામ ભટ—આ ધોલકાનો ઓદીચ ટોલકીયો બ્રાહમણ કવી ઇસવી સન ૧૭૪૪ માં હયાત હતો. 'જીવરાજ શેઠની મુસાફરી' ઘણી વખણાયછે.

જુનું પીતલ બનાવવાની મેળવણી—Antique Brass કરવું હોય તો ૩ આંઉંસ ક્રીમ ઓવ તારતાર(Cream of Tartar)માં ૧ આંઉંસ સાલ એમેનીયેક(Sal Amoniac) પીગલાવો. પછી ૧ પૈંત ગરમ પાણીમાં ૬ આંઉંસ સાધારણ નીમક પીગલાવો. પછી ૨ આંઉંસ નાઇતટ ઓવ કોપર (Nitrate of Copper) ને ॥ પૈંત જેટલાં પાણીમાં પીગલાવો. પછી આ ત્રણેઉ મેલવણીને સાથે એકરસ કરી એક બ્રશથી વાસણ યા ચીજ પર વારંવાર ઉપલી મેળવણી લગાડો.

જુ મારવાની મેળવણીઓ—Lice માર-

ખા માટે નીચલી મેળવણીઓમાંથી એકું વાપરો. (૧) ગંધકને ખલમાં સારી પેઠે ઘુંટીને તે માથાં ઉપર લગાડવું. (૨) અંદ્રુસના બીજનાં બારીક ભુકા સાથે કપુર અને સીપીચન મેલવી, તે મેળવણી રાતે સુતી વેળા બાળ પર લગાડી તે ઉપર પાટો બાંધવો. સવારના સોડા ક્ષારથી માથું ધોઈ નાખવું. (૩) નવસાગરનો ભુકો સરકામાં પલાલી માથાં પર ચોપડો. (૪) પાણીમાં સરકો નાખી તે પાણીથી માથાંને સારી પેઠે ધોવો, અને પછી નીચે જણાવેલી ચીજો મીશ્ર કરી તે સવાર સાંજ સારી પેઠે માથાં ઉપર ચોળવી:—૧૦ આંઉંસ પાણીમાં ૧૦ આંઉંસ દરાખનો સરકો અને ૦।. આંઉંસ કપુર ભેળો.

**જેનસ્યન એસીડ મીક્ષચર**—૨ ડ્રામ્સ ડાઇલ્યુટ હાઇડ્રો-કલોરીક એસીડ, ૨૪ મીનીમ્સ ડાઇલ્યુટ-હાઇડ્રો સીઆનીક એસીડ અને ૮ આંઉંસ કમપાંઉંડ ઇનફ્યુઝન ઓવ જેનશીયનની લઇને સઘળાનું મીશ્ર કરો. આ ઓસડ ઉમરે પુગેલાંઓએ ૩ વખત બબે ચમચા ભરી પીવું.

**જેનસ્યન સેના મીક્ષચર**—૪ આંઉંસ કમપાંઉન્ડ ઇનફ્યુઝન ઓવ જેનસ્યન સાથે ૪ આંઉંસ ઇનફ્યુઝન ઓવ સેના મીશ્ર કરવું. દહાડામાં ૩ વખત બબે ચમચા ભરી ઉમરે પુગેલાંઓએ પીવી.

**જેનસ્યન સોડા**—૨ ડ્રામ્સ બાઇ-કારબોનેટ ઓવ સોડા અને ૨૪ મીનીમ્સ ડાઇલ્યુટ હાઇડ્રોસ્યાનીક એસીડ લઇને ૮ આંઉંસ કમપાઉન્ડ જેનશીયનમાં ભેલો. દહાડામાં ૩ વખત ઉમરે પુગેલાંઓએ બબે ચમચા પીવી.

**જેલસોમોનમ મીક્ષચર**—૨ ડ્રામ્સ ટીંકચર ઓવ જેલસીમીનમ (Gelsminum) લઇને ૮ આંઉંસ પાણીમાં ભેલો. દર ચચાર કલાકે બબે ચમચા ઉમરે પુગેલાંઓએ લેવી. ઘણી સંભાલથી લેવી, અને તેની અસર બારીકીથી તપાસવી. જો ઝાંખાપણું યા અસ્થીરતા દીસે તો ૬, ૬ કલાકે લેવી.

**જોનશન, બેન**—એક ઇંગ્રેજ રાજકવી અને નાટક લખનાર. (૧૫૭૪-૧૬૩૭). 'વર્કસ ઓવ બેન જોનસન' વાંચો.

**જોનસન, સેમ્યુઅલ**—જીંદગીના વૃતાંત, નાટક, વાર્તા, કવીતા, નીબંધ, ઇત્યાદી લખનાર ઇંગ્રેજ. (૧૭૦૯-૧૭૮૪.) ઇંગ્રેજી ભાષાનો પેહેલ વેહલો શબ્દ સંગ્રહ એણે રચ્યો હતો. એણે રચેલા ગ્રંથોમાં 'લાઇવ્સ ઓવ ધી પોએટ્સ' તથા 'રાસેલાસ' નામના પુસ્તકો ઘણા વખણાયછે. આ છેલ્લી ચોપડીનો તરજુમો ગુજરાતીમાં પણ થયલોછે.

**જોબ વર્ક**—હેન્ડબીલ્સ, ચીઠીઓ, બીલો, ઇત્યાદીનાનું પરચુરણ કામ. જુઓ 'પ્રીંટીંગ.'

ઝ

**ઝાડા સાથે વહેતું લોહી અટકાવવાનો ઉપાય**—પેહેલાં તો દરદીએ ઠંડા ઓરડામાં સુઈ રેહેવું જોઇએ. શરીરનો જે ભાગ દુખતો હોય તે બાજુ આઇસની પોટલીઓ બાંધવી. દર ચચાર કલાકે એસીતેટ ઓવ લેડ મીક્ષચર [જુઓ નુસખો] બબે ચમચા ભરી ઉમરે પુગેલાંને પાવી.

**ઝાડો અને રોપાને જલદી ઉછેરવાની રીત**—નાઇટ્રેટ ઓવ સોડા (Nitrate of Soda) ખાતર અથવા રાખ સાથ ભેલી નાખવું.

**ઝાંખા થયલા નેગેટીવને અસલ પ્રમાણે કરવાની રીત**—૧૦ ગ્રેન્સ સ્કલીપસ સાલટ (Schlippe's salt) ને ૧ આંઉંસ પાણીમાં પીગલાવો. પછી પાણીથી ભરેલી એક રકાબીમાં ફ્રીમ (Film)ને ઝબોલી તેને, જ્યાં સુધી પુરતાં તેજમાં આવે ત્યાં સુધી, ઉપર બનાવેલી મેળવણીમાં બોલી રાખો.

**ઝીંક કારબોન .ટેરી માટે કારબોન બનાવવાનો નુસખો**—કોલસાને બાળીને કીધેલા કોયલા (Carbon નો બારીક ભુકો કરો. પછી તેને ડામરનો તાર (Coal tar) અથવા સીરો (Sirup) ભેલી નાખી તે મેલવણીને મુસ યાને મોલ્ડ (Mould) માં નાખી ભુંજવી. ભુંજ્યા પછી ગરમ હોય તે વેલા બનેલા કારબોનને જો ૧ અથવા ૨ વેલા સીરા અથવા તારમાં બોળી કાઢશો તો વધારે ઠીક બનશે.

એનોફોન—આ જુનાની તવારીખ કર્તાના અંશાના ઇંગ્રેજીમાં તરજુમાઓ વપરાય છે.

ઝેહેર, ઉંદરને માટે—૧ આંઉંસ અમખરનું તેલ અને ૧ આંઉંસ ઓક્ષગોલનું તેલ લઇ એકરસ કરી તેમાં ઘઉંનો આટો નાખી ગોળ ગોળીઓ વાલવી.

ઝેહેર, સાપનું—જુઓ 'સાપના ડંખનું ઝેર ઉતારી પાડનારી ગોળીઓ' વાળો નુસખો.

## ટ, ત

તપખીરીયા રંગના ઉનનાં કપડાં રંગવાં—(૧) ૪ રતલ ફસ્તીક (Fustic), ૨ રતલ કેમઉદ (Camwood), અને ૦ાા રતલ પતંગ (Logwood) વાલાં ખખળતાં પાણીમાં ૧ કલાક સુધી ૧૦ રતલ ઉનના કપડાં બોળી રાખો. પછી કપડાં ઉંચકીને પેલાં પાણીમાં ૦ા રતલ હીરાકશી ઉમેરી પેલાં કપડાં ૦ાા કલાક સુધી અંદર પાછાં બોળી રાખવાં. પછી થંડાં પાણીથી ધોઇને સુકવવાં. (૨) બીજી રીતો જોઇતી હોય તો બ્રુરા, બ્રાઉન, બદામી, ક્રોમ બ્રાઉનના અક્ષરો વાલાં મઠાલાં હેયલના નુસખાઓ અજમાવો.

તપખીરીયા રંગનાં રૂના કપડાં રંગવાં—'બાર્ક-યલો (પીલા) રંગના રૂના કપડાં રંગવાં' પ્રમાણે ૧૦ રતલ રૂના કપડાં રંગો, પછી ૨ રતલ લાઇમાઉદ (Limawood) અને ૦ાા રતલ પતંગવાલાં પાણીમાં ૦ાા કલાક પેલાં પીળાં રંગેલાં કપડાં બોળી રાખી ઉંચકો, અને ૨ આંઉંસ ફટકીવાલાં પાણીમાં બોળી, હલાવી, નીચોવી, ધોવો; અને સુકવો.

તરકારી પર ઇંડાં—સોનાં ઘીમાં કેળાં, ભીંડા, બટાટા ઇત્યાદી તરકારી અધકચરી તળવી, પણ અંદર ગોળ નાખવાને બદલે સેજ નીમકનું પાણી નાખવું. પછી એક પેનો લઇ તેમાં ઘી નાખી, કાંદાને તળવો, અને તેની સાથે પેલી તળેલી તરકારી ભેલી નાખી, જરા લાલ થવા આવે કે તરકારીને પાંથરી તેની પર જોઇએ તો આખી દાલનાં ઇંડાં ભાંજો, નહી તો ઇંડાંને ભાંજીને ડોહવીને પેલી તરકારી પર ફરતું રેડો. બન્ધાએ ને ઉતારી પાડો.

તર્નબુલ્સ બ્લુ—Turnbull's Blue તે ફેરોસીએનાઇડ ઓવ આયરન (Ferrocyanide of Iron) અથવા તો પ્રસ્યન બ્લુ (Prussian Blue) છે.

તરનર્સ સીમેંટ—૨ રતલ વહાણનો તાર, ૨ રતલ રાળ, ૨ આંઉંસ પીલું મીણ, અને ૨ રતલ સુકકી ચીકણી માટી લઇ પીગલાવી એકરસ કરો.

તરપેન્ટાઇન એન્ડ એમોન્યા લીનીમેન્ટ—૧ાા આંઉંસ લીનીમેન્ટ ઓવ તરપેન્ટાઇન (Liniment of Turpentine), ૧ાા આંઉંસ સોલ્યુસન ઓવ એમોન્યા અને ૦ાા ડ્રામ ઓઇલ ઓવ કાજેપુટ (Oil of Cajeput) લઇને ૪ આંઉંસ ઓલીવ ઓઇલમાં ભેલો. દર રાતના સુતી વેલા છાતી પર એ દવા મસલવી.

ત્વીસ્ટનું ડીવીડન્ડ—જુઓ 'ડીવીડન્ડ, ત્વીસ્ત માટેનું' વાલી બાબદ.

ત્વીસ્તનું વજણ એક તાકામાં સમાવેલાનું, કાઢવાની રીત—જુઓ 'વજણ, એક તાકામાં સમાવેલા ત્વીસ્તનું કાઢવાની રીત'.

તાઇત્લ્સ—ઉદ્દેશ. જુઓ 'પ્રીંટીંગ'.

ટાઇપ—છાપવા માટે જે બીબ આવેછે તેને કહેછે. જુઓ 'પ્રીંટીંગ'.

ટાઇપ બનાવવા માટે ધાતુઓ—(૧)સાધારણ ટાઇપ માટે ૯ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાની ધાતુ લેવી જોઇએ. (૨) મોટા અને નરમ બીબાં માટે ૭ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાની ધાતુ હોયછે. (૩) મોટા ટાઇપ માટે ૬ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાની ધાતુ લેવો. (૪) વચગાલેના બીબાં માટે ૫ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાની ધાતુ વાપડો. (૫) નાના ટાઇપ બનાવવા માટે ૪ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાની ધાતુ વાપડો. (૬) સાૈથી જીણા ટાઇપ માટે ૩ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાની ધાતુ લેવો.

ટાઇપ-રાઇટરની રીબન નવી કરવી—૦ાા આંઉંસ એનીલાઇન બ્લેક (Aniline

Black) ને સોના ૧૫ ઔંસ દારૂના અરક (Alcohol) માં પીગળાવીને પછી તેમાં કોનસે-ન્ત્રેતેડ (Concentrated Glycerine) ગ્લીસરીન ઉમેરો.

ટાઇપ-રાઇટરની શાઈ સુકાયલી રીબનને અસલ સ્થીતીમાં લાવવી—Type Writer ની શાઇ સુકાઇ ગઇ હોય, પણ જો થોડો રંગ રહયો હોય તો તે પર થોડું ગ્લીસરીન (Glycerine) મુકો.

ટાઇફસ ફીવર—જુઓ 'તાવ, ૧૪ દહાડાનો.'

તાઇફોઇડ ફીવર—જુઓ 'તાવ, ૨૧ દહાડાનો'.

તાઇલર, એડવર્ડ બરનેત્ત—પરચુટણ બાબદો લખનાર ઇંગ્રેજ. ૧૮૩૨ માં જનમ્યો. 'અર્લી હીસ્તોરી ઓવ મેનકાઇન્ડ' તથા 'પ્રીમીટીવ કલ્ચર' તથા 'એનથ્રોપોલોજી' નામના પુસ્તકો વાંચો.

ટાહીયો તાવ—દુધ અને એવોજ બીજો પુશ્ટીકારક ખોરાક આપવો. હોક દારૂ શેમપેન (ચંપીન) યા સેજ બ્રેન્ડી સોડાનું ગ્લાસ કોઇ કોઇ વાર આપવું. પણ દારૂ ઘણો સારો જોઇએ. વલાતી દારૂને નામે જે ઝેહેર બજારમાં વેચાયછે તે ચાલે નહી. દરદનું જોર નરમ પડતું જણાય કે દરદીએ પોતાને મનભાવતી ચીજ થોડી થોડી ખાવી. ખાંસી યા બીજા દરદ માટે દવા પીધીછે કરી કવીનાઇન મુકી દેવું નહી. બની શકે તો હવા ખાવાના મઠક તરફ જવું, અને ખુશ હવામાં કસરત કરવી, અથવા ફરવું હરવું. ઉપ.યો :—(૧)પેહેલો હુમલો નરમ પડયા પછી સ્ત્રોંગ કવીનાઇન મીક્ષચર (જુઓ નુસખો) ના ૪ ચમચા આપવા. ત્યાર પછી ૬ કલાક રહી બીજા ૪ ચમચા આપવા, અને પછી ત્રીજા ૬ કલાકે બબે ચમચા લેવા. જયારે કાનમાં ઝણઝણાટ ઘણો થતો જણાય કે તરતજ દવા લેતી બંધ કરવી; અથવા તો ઘણાજ નાના જઠામાં લેવી. (૨) ફરેન્ચ લસકરી ખાતાંમાં એ કામ માટે આરસેનીક વપરાયછે. જયાં કવીનાઇનનો ઉપાય કારગત લાગતો નથી, ત્યાં આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) વાપરવાથી ઘણો ફાયદો થયલો જણાયોછે. દક્ષણમાં પણ વખત ઉપરે મુગેલાંઓને દર વખત પ ટીપાં આરસેનીક મીક્ષચર આપવું.

તાણ, ઘોડાના આંતરડાંમાં ચુંક—જયારે એ દરદ ઉભરી નીકલેછે, ત્યારે પોતાના પેટની ઉપર ઘોડો લાત મારેછે, અને પેટના પાસા તરફ તે જનાવર ઘણી દુખભરી આતુરતાથી જોયા કરેછે, અથવા જમીન પર તે બેસી જઇને અછાડ પછાડ કરેછે, અથવા તો જરા જરા વારે આગલા પગો લાંબા કરી તે જમીન પર આસાએસ લેછે. જયારે દરદ ઉપરા સાપરી હુમલો કરેછે, ત્યારે તે જનાવરનું શરીર પરસેવાથી તદન ભીનું થઇ જાયછે. એ અટકાવવાનો ઉપાયો એ છે કે નીચલી દવાઓ એકેક કલાકે દર ૩, ૩ કલાકે પાવી :—૧ પૈંત અલસીના તેલમાં ૧ આંઉંસ અફીમના અર્કને અને ૧ આંઉંસ કલોરીક ઇઠરને પીગલાવવી. બીજી રીત એકે ૧ પૈંત પાણીમાં ૧ આંઉંસ અફીમના અરકને ૧ આંઉંસ સલફયુરીક ઇઠરને અને ૧ આંઉંસ સ્પીરીત કલોરોફોરમને પીગલાવવો.

તાપતલ્લી યાને બલોહોદ—Enlargement of the Spleen ના દરદમાં એક મોટી ગાંઠ પેટમાં દાબી બાજુની પાંસલીઓની વચ્ચે દાબી જોવાથી હાથને લાગેછે. દરદી તવાતો જાયછે, મોંહ ફીકકું પડતું જણાયછે, અને હોઠ તથા પારાઓ સફેદ દીસેછે. ઉપાય નીચે મુજબ :—૧ તોલો અનીસુન, ૧ તોલો વરીઆળી, ૦ાા તોલો ઇમલી હરડે, ૦ાા તોલો કરફસનાં બીજ, ૦ાા તોલો બેખે કેબર, ૦ાા તોલો સાતરા, અને ૦ા તોલો અજખર લઇ સઘળાંને બારીક છુંદી સઘળાંને ૧૦ આંઉંસ પાણીમાં એક દીવસ શુધી ભીંજવી રાખવું. ત્યાર પછી સારા પેઠે ઉકાલીને ગાલી કાહાડી, અરધી દવા સવારના અને અરધી સાંજનાં તેમાં સાકર ભેલી દરદીને પાવી. થોડા દીવસ સુધી એ પ્રમાણે કરવું.

તારતરેતેડ એન્તીમોની મીક્ષચર—૦ાા ગ્રેન તારતરેતેડ એન્તીમોની (Tartarated Antimony) ને ૬ આંઉંસ પાણીમાં

પીગળાવો. પેહેલે કલાકે દર ૧૫, ૧૫ મીનીટે સુધી અકેકી ચમચી ઉમરે પુગેલાંઓએ પીવી. ત્યાર પછી દર કલાકે એટલી દવા લેવી.

તાર મીક્સ—૨ ગ્રેન્સ તાર (Tar=*Pix Liquida*)ને ૧ ગ્રેન લાઇકોપોડીયમ(Lycopodium) સાથે એકરસ કરી મસલો, અને તેની એક ગોળી બનાવો. ઉમરે પુગેલાંઓએ દર ચ્યાર કલાકે અકેક લેવી.

તારાપોરવાલા, દાદી એ૦—નાની વાર્તાઓ અને નાટકો લખનાર.

તાલીબ—એનું ખરૂં નામ મી૦ મુનશી વીનાયકપ્રસાદ છે. એક મુસલમીન નાટકકર્તા. 'નીગાહે ગફ્લત' તથા 'અલીબાબા' તથા 'દીલફરોશ દીલેર' નામના અતી રસીક નાટકો વાંચો.

તાલ્યારખાં, પેસતનજી જેહાંગીર—એક પારસી લખનાર. 'રતન લક્ષ્મી' ઇત્યાદી ઘણાંક રસીક પુસ્તકો આ લખનારના હાથથી લખાયલાંછે.

તાવ, ૨૧ દહાડાનો—આ Typhoid or Enteric Fever નામની તાવ દરદીને લાગુ પડયા પછી ૮ થી ૧૨ દીવસમાં તેના પેટ, ઇત્યાદી શરીરના ભાગો પર ઝુમખાંના આકારના ગુલાબી રંગના દાણાઓ દેખાયછે. ઝાડા પાતળા અને પીળા રંગના આવેછે, અને કેટલીક વેલા ઝાડા સાથે લોહી પણ જાયછે. દરદીને ઘણી નબલાઇ થાયછે, પેટમાં વા પકડેછે, અને પેત મોટું થઇ ઉપસી આવેછે, અને જરા પણ દાબવાથી તે દુખેછે. દરદીથી ઉજરડું જોવાઇ શકાતું નથી, ભુખ બીલકુલ જતી રહેછે, પણ તરસ વધારે લાગેછે. મુખ્ય કરી રાતના તાવનું જોસ વધારે હોયછે. જેમ દીવસ વધતા જાયછે, તેમ તેમ જીભ ચલકતી, સુકકી અને રાતી થાયછે, અને દરદી બકબક કરીયા કરેછે. આ તાવ ૨૧ દહાડા સુધી રાત દહાડો ચાલુ રહેછે, અને તે બીજાને ઉડેછે. ઉપાયો:—(૧) જો દરદીને તરસ ઘણી લાગે તો બરફનુ પાણી, અથવા તો લીંબુનું સરબત, અથવા તો પાણી ભેલેલો નરમ દારૂ, અથવા તો દુધ અને પાણી પાવું. કઠણ ખોરાક દરદીને કદી પણ ખવાડવો નહી, પણ દુધ, સેરવો, કાંજી ઇત્યાદી આપવું. દરદીને દર કલાકે અકેક ચમચી પાણીમાં અકેક ટીપું ટીંકચર ઓવ બેપટીસીયા (Baptisia tinctoria) નું પાવું. દરદીને બનતાં સુધી થંડા પાણીએ નહવાડવું જોઇએ. પેહેલાં જો કે દાંત કચકચાવશે, પણ ફાયદા સાથે સરખાવતાં તે ગણતરીમાં લેવું નહી જોઇએ. (૨) ઉપાય એ છે જે દર ૧૦, ૧૦ મીનીટે ૭, ૭ ગ્રેન્સ સલફેત ઓવ કવીનાઇન પાણી સાથે ભેલી દરદીને પાવું. એ પ્રમાણે ૧ કલાક સુધી કરવું. પછી ૨ દહાડા સુધી બીજું કવીનાઇન આપવું નહી. ૨ વરસની અંદરનાં બાળકોને ૧ કલાકમાં ૧૦ થી ૧૫ ગ્રેન્સ જેટલો જથ્થો કવીનાઇનનો આપવો; ૩ થી ૫ વરસનાઓને ૧૫ ગ્રેન્સ; ૬ થી ૧૦ વરસનાઓને ૧૫ થી ૩૦ ગ્રેન્સ; ૧૧ થી ૧૫ વરસની ઉમરનાઓને ૨૩ થી ૩૧ ગ્રેન્સ; અને ૧૫ થી ઉપર વરસનાઓને ૩૦ થી ૪૦ ગ્રેન્સ કવીનાઇન ૧ કલાકમાં આપવું જોઇએ. (ક) જો દહાડામાં ૩ થી ૪ વખત ઝાડો થતો હોય તો દર ૪, ૪ કલાકે બબે ચમચા એસાતેટ ઓવ લેડ મીક્ષચર (જુઓ નુસખો) માં ૧૦, ૧૦ ટીપા એસાતેટ ઓવ મોરફીયા(Acetate of Morphia)ના ઉમેરી પીવાં. (ખ) જો ઝાડો છુટી જતો હોય તો દર ૩ યા ૪, ૪ કલાકે અકેક ચમચો આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની પાવા. (ગ) જો મોંહ બેસ્વાદ જેવું લાગે, જીભ ખડબચડી અને ભુરાં રંગની થાય, અને ઘણું જોરમાં માંથું દુખે અને થોંસો થાય તો દર કલાકે અકેક ચમચી બ્રાયોની યા બ્રોયોની મીક્ષચર (જુઓ નુસખો) ની લેવાથી ફાયદો થશે. (ઘ) જો દર ઝાડા સાથે લોહી એક ચમચા જેટલું જતું હોય તો પીઠુ પર ઇંડયા રબરની કોથલીમાં બરફ નાખી મુકવું, અને (ક) એક ગ્લાસ જેટલાં પાણીમાં દર બબે કલાકે ૨૦, ૨૦ ટીપાં ટીકચર ઓવ પરકલોરાઇડ (Tinc. Perchloride) ના પાવાં; અથવા તો (ખ) પેહેલા કલાક સુધી દર ૧૦ મીનીટે અકેક ચમચી ઇપીકેકયુએનહ મીક્ષચર (જુઓ નુસખો) ની આપ્યા કરવી. પછી દર

કલાકે અકેક ચમચી પાવી. (૩) ૨ ગ્રેન્સ અફીણ અને ૨ ગ્રેન્સ મોરથુથુ લઈ બંનેને સાથે મેળવી તેની અકેક ગ્રેનની ૪ ગોળીઓ બનાવવી, અને તે એકેક ગ્રેનની ગોળી દર ૩ કલાકે દરદીને પાણી સાથે ગળાવવી. (૪) ૨ દ્રામ્સ હરડે, ૨ દ્રામ્સ વચ્છવજ અને ૧ દ્રામ અતવીશ લઈ તેનો બારીક ભુકો કરી, મીશ્ર, કરી તેમાંથી ૨૦ થી ૨૫ ગ્રેન્સ લઈ દહાડામાં ૨ થી ૩ વાર દરદીને તે ભુકો ફકાડવો.

**તાવ, આંતરીયા, ના ઇલાજો**—(૧) ૨ દ્રામ્સ સાગરગોટા અને ૧ દ્રામ અતવીશનો બારીક ભુકો કરી મીશ્ર કરો. જે વેલા તાવ નહી હોય તે વેલા દર ૩ કલાકે ઉપલી ભુકીમાંથી ૧૦ થી ૧૮ ગ્રેન્સ જેટલી લઈ પાણી સાથે દરદીને ફકાડવી. (૨) ૧ દ્રામ અતવીશ, ૧ દ્રામ મોંથ અને ૧ દ્રામ કાકડાસીંગ લઈ સઘળાંને વાટીને બારીક ભુકો કરવો, અને સાથે મેળવી નાખી દહાડામાં ૩ વખત, તાવ નહી હોય તે વેલા, ઉપલા ભુકામાંથી ૧૫ થી ૨૫ ગ્રેન્સ લઈ દરદીને ફકાડવો.

**તાવ, ઘોડાને આવે, તેના ઇલાજો**—(૧) થોડાંક પાણીમાં ૧ આંઉંસ સુરોખાર પીગલાવી તે પાણી પાવું. (૨) અલસીના આટા સાથે ૪ દ્રામ્સ સુરાખારનો તથા ૧ દ્રામ કપુરનો ભુકો ભેલી તેમાં થોડુંક મધ અથવા પાતલો ગોળ નાખી તેની ગોળી બનાવી ઘોડાને આપવી. (૩) ૨ દ્રામ્સ નવસાગરનો ભુકો અને ૧ દ્રામ સુરાખારનો ભુકો પાણીમાં નાખી પીગલાવો, અને તે દવા ઘોડાને પાઈ દેવી.

**તાવ, ચોથીયા, ના ઇલાજો**—(૧) ॥ થી ૧ આંઉંસ જેટલું ઉનાબનું (જુઓ નુસખો) અથવા તો નીલોફરનું (જુઓ નુસખો) શરબત પાણીમાં ભેળી દરદીને પાવું, જેથી આંતરીયા, રોજીન્દા, અથવા ચોથીયા તાવથી પીડાતા બીમારને ઘણો ફાયદો થાયછે, અને તાવનું જોર થોડા વખતમાં નરમ પડેછે. (૨) ૧ દ્રામ અતવીશ, ૧ દ્રામ ગુલવેલ, ૧ દ્રામ મોંથ, અને ॥ દ્રામ સુંઠ લઈ સઘલાંનો બારીક ભુકો કરી મીશ્ર કરો; તાવ નહી હોય તે વેલા દરદીને દર કલાકે ૧૦ થી ૨૫ ગ્રેન્સ ઉપલો ભુકો લઈ પાણી સાથે ફકાડવો.

**તાવ, ૧૪ દહાડાનો**—કોઈ વેળા ૧૪ તો કોઈ વેળા ૨૧ દીવસ સુધી આ Typhus Fever તાવ રાત દીવસ ચાલુ રહેછે. તાવ આવ્યા કેડે ૪ થી ૮ દીવસમાં ગોવરાંની પેઠે શરીરમાં સેંદુરના રંગની છાંટો પડેછે, જે ૧૧ દહાડા સુધી રહેછે. તાવની સરૂઆતથીજ દરદીને ઘણી નબલાઈ તથા થાક લાગેછે. જેમ જેમ દીવસ વધતા જાયછે તેમ તેમ તાવનું જોસ વધતું જઈ દરદી બેસુધ્ધ થાયછે, અને લવારો બકારો કરાયા કરેછે. ૧૩ દીવસ વીત્યા હોયછે, તોજ દરદીને ઘણુંખરૂં જીવવાની આશા રહેછે. ૨૧મે દહાડે આ તાવ તદન ઉતરી જાયછે. ઉપાયો:—(૧) જો તરસ ઘણી લાગતી હોય તો, 'જેનશીયન એન્ડ એસીડ મીક્ષચર' (જુઓ નુસખો) પાણીમાં ભેળી આપવું, અથવા તો રાસ્પબેરી સરકો આપવો. બરફના નાના નાના કટકા દરદીને ચુસવા આપવા. જો માથું ફરતું હોય અને ઉંઘ નહી આવે તો અફીમના અર્ક (Laudanum) નાં ૫ ટીપાં થોડાં પાણીમાં ભેળી દર ચચાર કલાકે પાવાં. જો દરદનું જોશ એકદમ ઉભરી નીકલે તો એક કલાક સુધી ૧૦, ૧૦ મીનીટે અકેક ચમચી બેસેદોના મીક્ષચર (જુઓ નુસખો) આપવું, અને પછી દર કલાકે એટલો જ ઠઠો પાવો. બનેતો માથું મુડાવી નાખવું. ઝાડો દરરોજ સાફ આવવો જોઈએ. જો ઓકારી થાય તો બરફ ચુસવાથી, અથવા તો લીંબુનું સરબત પીવાથી અથવા તો પેટ પર રાઈની આગરી મુકવાની તે નરમ પડશે. તાજી હવા, ખુલ્લો ઓરડો, અને સ્વચ્છપણું, એ ત્રણ ચીજો ઘણી અગત્યનીછે. દરદીના ઓરડામાં કારબોલીક એસીડ છાંટવી. દરદી સાજો થાય કે ઓરડાને સારી પેઠે ધોવો, અને ચુનો રંગ દેવો. (૨) ૨ શેર દુધમાં ૮ ચમચી સાકરવાલું ચુનાનું પાણી ( Sac-charated Solution of Lime) નાખી એકરસ કરો; પછી તેના ૮ ભાગો કરી અકેકો ભાગ દર ત્રણ ત્રણ કલાકે દરદીને પાવો.

તાવ, જારી(રીમીટન્ટ)—પેહેલાં ટાહાડ વાગેછે, અને પછી જોરમાં તાવ આવેછે; કોઇ વેલા ઉજળી તો કોઇ વેલા કમળો થાયછે. ૧૦ થી ૧૫ કલાક વેર એનું જોર રહેછે, પછી સેજ નરમ પડેછે, પણ તદન જતી રહેતી નથી. દર સાંજે એનું જોર વધારે હોયછે. ૧૪ થી ૧૫ દીવસ સુધી તાવ રહેછે, અને ઘણો પરશેવો પડીને ઉતરવા માંડેછે. ઉપાયોઃ—(૧) પેહેલાં દરદીને સાફ ઝાડો લાવવા માટે એપેરીયન્ત પીલ (જુઓ 'એપેરીયંત પીલ') ની એક ગોળી આપવી, અને દરદીને થોડું થોડું આઇસ ચુસવા આપવું. જો શરીર ઘણુંજ ગરમ રહે તો પેહેલા એક કલાક સુધી દર ૧૦ મીનીટે એક ચમચી પાણીમાં ઇપીકેકયુએનાકે વાઇન (Ipecacuanha Wine) નું એકેક ટીપું ભેળી પાયા કરવું. પછી દર કલાકે દરદીને આપવું. જેવો દીલ પર પસીનો ફુટી નીકલે કે તણ વખત દર બબે કલાકે ૧૦, ૧૦ ગ્રેન્સ કવીનાઇન પાણી સાથે ભેલી પાવું, અથવા તો સ્ત્રોંગ કવીનાઇન મીક્ષચર (જુઓ નુસખો) ના ચાર મોટા ચમચા આપવા. (૨) ૮ આંઉંસ પાણીમાં ૫ નંગ આલુ, ૦॥ આંઉંસ કાસની અને ૦॥ આંઉંસ કુલફા બીજ નાખી ચુલા પર મુકી તેનો કાવો બનાવો, અને તેમાંથી ૨ થી ૩ આંઉંસ જેટલો લઇ દરદીને પાવો, જેથી પરસેવો છુટી તાવ નરમ પડશે. (૩) એક વાસણ લઇ તેમાં ૧ રતલ પાણી, ૨ આંઉંસ કાસનીનાં બીજ, ૧ આંઉંસ કાકડીના બીજ, ૧ આંઉંસ ખડબુચના બીજ, અને ૧ આંઉંસ તડબુચના બીજ લઇ ઉકાલવાં, પછી તેને ગાળી કાહાડી તેમાં ૧૦ આંઉંસ દરાખનો સરકો, અને ૧૦ આંઉંસ સાકર પીગલાવી સઘળી મેળવણી આશરે ૩૦ આંઉંસ જેટલી કરો. દહાડામાં ૩ વાર દર વખતે ૦॥ થી ૧ આંઉંસ જેટલી પાણીમાં પીગળાવી દરદીને પાવો, જેથી તેને પરસેવો છુટશે.

તાવ, ઝીણો (હેકતીક)—શરીર ગરમ થાય છે, જરા જરા વારે નાડી ઘણી ઉતાવળથી ચાલેછે, હલવે હલવે શરીર નબલું પડેછે, અને ગલાતું જાયછે, તથા દરદીને સાંજની વખતે ટાહાડ વાગી ઝીણો તાવ આવેછે, મોંહ રાતું થાયછે, અને થોડા કલાકમાં તાવ ઉતરી જઇ ઘણોજ પરસેવો પડેછે. કલેજાંનુ પાકવું, હાડકાંનો સડો, પાચું, ખઇ, મરડો, ઇત્યાદી દરદોવાલાં બીમારીમાં આ Hectic Fever સાધારણ હોયછે. ઉપાયોઃ—(૧) ૬ આંઉંસ પાણીમાં ૪૦ મીનીમ્સ ટીંકચર બેલેડોના (Tinc. Belladonna) અને ૪૦ મીનીમ્સ ટીંકચર ઓપાઇને ભેળી ૦॥ ગ્લાસ ભરી, ત્રણ ત્રણ કલાકે દરદીને પાવું. શકતી માટે કોડ-લીવર ઓઇલ પાવું. (૨) ૧ ગ્રેન અફીણ સાથે ૦॥ ગ્રેન મોરચુથુ મીશ્ર કરી તેની એક ગોળી બનાવી દરદીને રાત્રે પાણી સાથે ગળાવવી.

તાવ, રાતો (સ્કારલેટ ફીવર)—આ Scarlet Fever જાતની તાવ આવેછે કે ગળું બેસી જાયછે. બીજે દીવસે ૨૪ કલાકમાં દરદીના મોંહડાં, ગરદન, અને છાતી ઉપર રાતી છાંટો ફેલાઇ જાયછે. ત્રીજે દીને મોંહડું, છાતી, અને ગરદન વધારે રાતાં થયલાં દેખાયછે. ચોથે દીને જોર વધારે હોયછે. પાંચમાં દીવસથી તાવનું જોર નરમ પડવા માંડેછે, અને નવમે દીવસે છાંટોથી ભરાયલાં શરીરના ભાગોની ચામડી ખરી પડેછે. આ તાવ બીજાને ઉડેછે, અને તે ઘણી ઝેરીછે. ઉપાયોઃ—(૧) દરદીએ તાવની પેહેલી નીશાણુ જણાતાંજ તણ અઠવાડયાં સુધી ઓરડાની બાહેર નીકળવું નહી. બારી બારણા ખુલ્લાં મુકવાં. બનતાં સુધી દરદીનાં ઓરડામાં માવજત કરનાર સીવાય બીજા કોઇએ ફતકવું નહી. ઓરડાના બારણા પર એક પરડો નાખવો, અને ૨ ગ્યાલન પાણીમાં ૦॥ પેંત કારબોલીક એસીડ એકરસ કરી તેમાં પેલો પરડો બોળી હમેશાં ભીંજેલો તાંગવો. દરદીના કપડાં વારંવાર બદલાવવાં, અને તેને બીજી ચીજો સાથે અડકવાં દેવાં નહી. દરદી જ્યારે સાજો થાય ત્યારે તેણે ગરમ પાણીએ સારી પેઠે નાહવું. ઓરડામાં પછી બારી બારણાં બંધ કરી તેમાં ગંધક બાળવી, અને પછી દરેક ચીજ સારી પેઠે ધોઇ કાહાડી ભીંતોને ચુનો ઇત્યાદી લગાડવો. બનતાં સુધી દરદીના કપડાં તથા

તેણે હાથ લગાડેલી ચોપડીઓ બાળી નાખવી. જો દરદી આ ખરાબ તાવથી પીડાતો હોય, અને તોપણ તે બીજાને ચેતવણી આપ્યા વગર ફરે, અને તે બીજા સખસને જો આ તાવ વળગે તો આ બીજો સખસ પેહેલા પર ડામીજની ફરીઆદી માંડી શકેછે, અને દંડસાફ કરમાર તેવી ડામીજ અપાવેછે. દરદીએ કલોરેટ ઓવ પોતાશના સ્ટ્રોંગ સોલ્યુશનથી કોગળા કરવા. આ ઉપર જણાવેલા સધળા ઉપાયો જો કર્યા હોય તો રાતો તાવ બંધ પડેછે, પણ જો કોઈને દવાનીજ હોંશ હોય તો દર ચાર કલાકે એકેક ચમચી નીચલી દવાની પાવીઃ—૧ ડ્રામ પાણી સાથે ૩ ડ્રામ્સ સાકર, ૩ ડ્રામ્સ સ્પીરીટ નાઈત્રીક ઇઠર અને ૧ ડ્રામ નાઈત્રેટ ઓવ પોતાશ ભેળી એકરસ કરવું. (૨) ૨ ડ્રામ્સ સાકર, ૪ ગ્રેન્સ કેલોમેલ (Calomel), અને ૪ ગ્રેન્સ સોનેરી રંગનું સલ્ફ્યુરેટ ઓવ એન્ટીમનીને એક બીજાં સાથે મીશ્ર કરી તેના ૨૪ ભાગ કરી, ૩ થી ૪ ભાગ, દહાડામાં ૪ વાર (Jam) મુરબ્બા સાથે ખવાડવાં. આ પ્રમાણે ૧૦ થી ૧૨ દહાડા સુધી, જ્યારે ગામમાં એનો રોગ હોય ત્યારે, ખાધાં હોય તો Scarlet Fever કદી લાગુ પડતો નથી. (૩) એક લીકર ગ્લાસ જેટલાં પાણીમાં ૨ ચમચી સરકો અને થોડી સાકર પીગલાવી તે દવા દર ૩ કલાકે દરદીને પાવી, અને દરદીના આખાં શરીર ઉપર સરકાનું પાણી લગાડવું.

**તાવ, રોજીનદા,નો ઉપાય**—૨ આંઉંસ શુલવેલ, ૨ ડ્રામ્સ કરીયાતુ, ૧ ડ્રામ જદવર અને ૧ ડ્રામ આંમળા લઈ સધળાંનો બારીક ભુકો કરી મેલવી નાખો. દહાડામાં ૩ વખત, જે વેલા તાવ ન આવે તે વેળા, દરદીને ઉપલા ભુકામાંથી ૨૦ થી ૪૦ ગ્રેન્સ લઈ પાણી સાથે ફકાડવો.

**તાંગેલાં ફાંણસો પરથી જીવજંતુઓએ પાડેલા દાઘો કાહડવાની રીત**—એક નરમ કપડાંનું ચીથરું જુના જવના દારૂ (Ale) માં બોળવી તેનેથી સાફ કરો.

**તાંબોટાનું ગોસ્ત—બાફું મીસ્ત** બનાવી તેમાં ૦॥ કાશીયા જેટલો રસ રહે કે તેમાં જુવાં તાંબોટાને સમારી નાખવા, અને તેમાં થોડો ગોળ નાખી, ચમચ કરી, ઢાંકણવાળી ઇંગાર પર મુકવું; સેજ રશ રહે કે નીચે ઉતારવું.

**તીન્કલ**—ટંકણખાર યાને બોરેક્ષ (Borax) અથવા બોરેત ઓવ સોડા (Borate of Soda) ને Tincal કહેછે.

**ટીતોલી રાંધવાની રીત**—૧ શેર ટીતોલી લઈ એક ૨ કલાક તેને પાણીમાં બીજવી રાખો. પછી નવટાંક યા ૦। શેર ઘી અથવા મીઠાં તેલનો બઘાર કાહાડી તેમાં કાંદો લાલ કરી, આદુ લશુન છુંદેલુ, મરચાં, જીરૂં, દલેલાં મરી, હલધ, કોથમરી અને ધાણાજીરાંનો મસાલો અન્દાજસર લઈ, કાંદાના દાઘ સાથે ગરમ કરો, અને તેની અંદર પાણી નીપારી લઈ પેલી ટીતોલીમાં સેજ નીમક નાખી ચમચ ફેરવી; ૦॥ કળસ્યો પાણી નાખી ઇંગારે પાણી બલી રહે ત્યાં સુધી ધરવા મુકો.

**તીમ્પેન**—છાપવાના પ્રેસના ચોકઠાં જેવો એક ભાગ, જે ઉપર કપડું કે ચામડું ચઢાવેલું હોયછે, અને જે ભાગ ઉપર છાપતી વેલા કોરો કાગળ મુકવામાં આવેછે તે ભાગ. જુઓ 'પ્રીન્ટીંગ'.

**ટીયર્સ ઓવ ધી વીડો ઓવ મલબાર**—૧૦ રતલ પેલ બ્રેન્ડીમાં ૪ રતલ સુફેદ ખાંડ પીગળાવો, પછી તેમાં ૪ પૈંત પાણી, ૪ ડ્રામ્સ તજનો ભુકો, ૪૮ ગ્રેન્સ છુંદેલાં લવંગ અને ૪૮ ગ્રેન્સ છુંદેલી જાવંતરી ઉમેરો એટલે Tears of the Widow of Malabar થશે. રંગને માટે થોડી બાળેલી ખાંડ લેવો.

**ત્યુતેનેગ, ચોનાઇ**—Tutenague નામની રૂપાં જેવી ધાતુ બનાવવી હોય તો ૮ ભાગ ત્રાંબાના, ૩ ભાગ નીકલના, અને ૩॥ ભાગ જસતના લઈ સધળાંને મુસમાં નાખી પીગલાવો.

**તુટેલો હાંફો, ઘોડાનો**—ઘોડાની છાતીના જુદાજુદા ભાગો પર જો કાન મુકી સાંભલવામાં આવે તો હુંઉંઉંઉંઉં હુંઉંઉંઉંઉંઉં જેવો કણ-

તરના બોલવાને મલતો અવાજ આવેછે. કોઈ કોઈ જગ્યાએ સેજ સુસવાટા તો કોઈ જગે સીસોડીનો બારીક અવાજ થતો સંભલાયછે. ઘણું કરી હોજરી ફુલી જાયછે, અને આંતરડાંમાં પવન દોડતો ફરેછે. આ દરદમાં નીચલી દવા આપવી:—અલસીના આટા અને ગોળ સાથે ૫ ગ્રેન્સ સોમલ મીશ્ર કરી એક ગોટી બનાવી, તે સાંજ સવાર ઘોડાને ગળાવવી. જો એથી ફાયદો ન જણાય તો અને હાંફણ ઘણી જોરમાં હોય તો નીચલી દવા દરદના જોશ પ્રમાણે દહાડામાં એક યા બે વખત પાવી:— ૧ આઉંસ સલફયુરીક ઈઠર, ૧ આઉંસ ટીંકચર ઓવ હાયોસાયેમસ, અને ૧ ડ્રામ ટીંકચર ઓવ બેલેડોના લઈને તે સઘળાંને ૧ પેંત પાણીમાં પીગલાવવું.

**ટાઈપ રાઇટર** ઘણી જાતના આવે છે, અને તેમના નામો પણ જુદાં જુદાં છે; દાખલા તરીકે, "હોલ", "વરલડ", "હેમન્ડ", "કેલીગ્રાફ", "રીમીંગટન", વગેરે છે. એમાંના કેટલાંક જોઈએ તેવો સંતોષ વાપરનારને આપતાં નથી. કેટલાંક જે ઠીક છે તે ઘણાં મોઘાં છે, અને લગભગ સઘલાં સમજવાને ઘણા મુશકેલ છે. એ સઘલી અડચણ "ધી વીકટર ટાઈપ-રાઈટર" (The Victor Type-Writer) નામના ૧૮૮૯ માં સોધેલા સાંચાથી દુર થઈ છે. એ વીકટર ટાઇપ-રાઇટર દરેક વાટે સંતોષકારક છે. તે મજબુત, જલદીથી સમજ પડે એવો, બીજાઓ કરતાં સસતો, અને ઘણું સફાઈદાર કામ કાઢનારો છે.

થોડીક મીનીટના અરસામાં તે વાપરવાની રીત સમજી શકાય છે. આ સાંચાની મદદથી એક મીનીટમાં ૪૦ થી ૧૦૦ શબ્દો, ચીઠીના કાગલો, યા કારડો યા એનવેલપ પર, સુંદર અક્ષરે અને અતી સફાઇથી છપાઇ શકાય છે

પણ ટાઇપ રાઇટર એટલે શું? એ સવાલ ઘણાં વાંચનારાઓના મોંહમાંથી નીકલશે. અમે તેનો જવાબ નીચે આપ્યે છીએ. એ સાંચો છે, જેની મદદથી દરેક સાધારણ માણસ પોતાની ચીઠી પત્રીઓ પોતે છાપી શકે છે. અમે ઉપર કહયું તેમ એ ટાઇપ-રાઇટર ઘણી જાતના આવે છે, પણ તેઓમાં છેલ્લો શોધી કહાડેલો "ધી વીકટર ટાઇપ રાઇટર" સઉથી સરસ માલમ પડયો છે. અમેરીકામાં તો અત્યારથીજ એ વીકટર ટાઇપ રાઇટર સાધારણ જરૂરની ચીજ તરીકે ઘરેઘર અને ઓફીસે ઓફીસ વપરાવા લાગ્યો છે, જે પરથી દરેકની ખાતરી થશે કે "કેલીગ્રાફ", "રીમીંગટન" વગેરે ટાઇપ-રાઇટરો કરતાં આ "વીકટર" ઘણો સરસ હોવો જોઈએ.

એક પોહોલું અરધું કુંડાલું ચલાવનારની નજદીક હોય છે. જે કુંડાલાં પર ઈંગ્રેજી ભાષાના મોટા (Capital) તેમજ નાના દરેક અક્ષરો ઉપરાંત પાઉંડ, ડોલર, આંકડાઓ, વીરામચીન્હો, વગેરે સઘલા મલી૮૦ અક્ષરો કોતરેલા છે. એ અરધ કુંડાલાંની ઉપર અને ચલાવનારની સેજ ડાબી બાજુએ ચમચાના આકારનો એક હાથો છે. આ હાથાનો બીજો છેડો એક ચક્કર સાથે જોડેલો છે. જે અક્ષર આપણને છાપવો હોય તે અક્ષર પર એ હાથો ખસાડી લઈ જઈ મુંકવો; આ હાથાના ફરવા સાથે સાંચાના બરાબર વચેના ચક્કરો પણ ફરશે. છાપનારે હવે પોતાના ડાબા હાથ પર છેક નાકે બાહેર નીકલી આવેલા બીજા બે હાથાઓમાંનો જમણી તરફનો અને નાનો એક હાથો દાબવો, કે તેજ વેલા કાગલ પર પેલો અક્ષર છપાઇ જશે. જ્યારે અક્ષરોની વચ્ચે ખાલી જગ્યા મુકવાની જરૂર જણાય, ત્યારે નવો અક્ષર છાપવાનું કામ શરૂ કરયા આગમચ પેલા હાથાની નજદીકનો બીજો મોટો હાથો દાબવો. વલી એવી ગોઠવણ કીધી છે કે જેવો એક અક્ષર છપાય છે, અને બીજો અક્ષર છાપવા શરૂ કરયે, કે બીજા અક્ષરનો છાપ કાગલ પર પડયા અગાડી કાગલ પોતીકી મેલે સીધી લીટીમાં ડાબા હાથ તરફ ખસી જાય છે. કાગલમાં એક લીટી

છપાઇ રહે છે, કે તરતજ એક ઘંટ વાગે છે. એ વખતે વાપડનારે જોઇએ તો બીજા છ અક્ષર છાપવા યાતો પોતાના જમણા હાથ પર સાંચાનુ બાહેર નીકલી આવેલું એક ધાતુનું બટન ફેરવવું કે કાગલ ઉંચે ચઢશે. બે લીટીઓની વચ્ચમાં જોઇતી જગ્યા જેટલું કાગલ ચઢાવી રહયા કે ફરીથી નવી લીટી છાપવા શરૂ કરવી. શાઇનું એક ટીપું આખો દીવસ સુધી ચાલે છે. ટાઇપ જયારે શાઇથી ભરાઇ જાય છે, ત્યારે એક નરમ બ્રશને આલકોહોલ યાને દારૂના અરકમાં બોળી તેથી ટાઇપ સાફ કરવા. જયારે ટાઇપો તદન ઘસાઇ જાય ત્યારે ટાઇપવાલું ચક્કર કાઢી નાખી, થોડા ખરચમાં ટાઇપ સાથનું એક બીજું નવું ચક્કર મુંકાય છે. આ સાંચો લંબાઇમાં એક ફુટ જેટલી અને પોહોલાઇમાં આઠ ઇંચ જેટલી જગ્યા રોકતો હોવાથી, અને તેનું વજણ ફકત સવા પાંચ રતલ હોવાથી, ખોળા પર મુંકીને પણ કામ કરી શકાય છે. જુઓ સફે ૯૧ તથા ૯૨.

**તીનેવલી રૂ**—જુઓ 'ધારવાર રૂ' તથા 'રૂ'.

**તુકારામ**—મહારાષ્ટ્રનો મહાન સાધુ—કવી પુનાથી સોલ માઇલને છેટે આવેલાં દેહુ નામનાં ગામડામાં ઇ○ સ○ ૧૬○૮માં જનમ્યો હતો. એના અંભગ નામનાં નીતીમાન કાવ્યથી અને ઇશ્વર તરફના ભકતી ભાવથી એ પોતાનું નામ અમર કરી ગયો છે. એના વડીલો સુદ્ર હોવા છતાં ઘણા ધાર્મીક હતા, અને વીઠોબાના ભગત તરીકે જણાયલા હતા. તુકારામ તેર વર્ષની ઉમરનો થયો ત્યારે એના બાપે પોતાની દુકાનનું કામ એને સોંપ્યું, જે તેણે આઠ વર્ષ સુધી સારી રીતે ચલાવ્યું. ઇ○ સ○ ૧૬૨૯ માં દખણનાં લોકને દુકાળની મહા વેદના વેઠવી પડી, તે વખતે જે સંખ્યા બંધ માણસો ભુખે તવલીને મુઆં, તેમાં તુકારામની એક બાયડી અને એક છોકરો હતાં. વલી એનાં મા બાપ પણ આ વખતે મરણ પામેલાં હતાં, અને ધંધો પડી ભાગવાથી અને ભારે ખોટ જવાથી એને દીવાલું પણ કાઢવું પડયું. આ સઘલો ગજબ સામટો આવી પડવાથી તુકારામને ભારે દુ:ખ ઉત્પન્ન થયું, અને દુનિયાની સર્વ વસ્તુ ઉપરથી એનો ભાવ ઉઠી ગયો. ઘરબાર કુંટુંબ સર્વ નકામુ છે, એવો વિચાર આવવાથી એણે પોતાની બાકીની જીંદગી વીઠોબાના ભગત તરીકે મંદીરમાં ભજન ગાવામાં અને લોકોને ઉપદેશ કરવામાં ગુજારી. શરૂઆતમાં જોકે તુકારામે ઘરના કામ ઉપર ધ્યાન આપવાનું છોડી દીધું હતું, તોપણ કુંટુબ સાથનો સંબંધ એણે તદન છોડયો હતો નહીં. દરરોજ સવારના વેહેલો ઉઠીને એ મંદીરે જઇને ભકતી કરતો, અને સાંજ સુધીનો સઘલો વખત પોતાને ગામથી ચાર માઇલ દુર આવેલાં જંગલમાં ગુજારતો, જયાં તે એકલો ઇશ્વર તરફ પુરો ભાવ રાખીને ધ્યાનમાં બેસતો. સાંજે તે પાછો મંદીરે આવતો અને ભકતી કરવામાં કેટલોક વખત ગુજારીને ઘરે જતો. કેટલોક વખત આ પ્રમાણે એણે ગુજાર્યો. ત્યાર પછી એક રાતના સ્વપ્નામાં એને ગુરૂ આવી મલ્યા, અને ખરા માર્ગનો બોધ દીધો. એ વખતથી કવીતા રચવાની એની શકતી ખુલી, અને થોડા વખતમાં તે એવો તો કુશળ કવી બન્યો, કે વાતચીત પણ એણે કવીતામાંજ કરવા માડી. એના અભંગ નામના શ્લોકોથી અને એના અનંત ભકતી ભાવથી એની કીર્તી થોડા વખતમાં ચોમેર ફેલાઇ, અને એનું ભજન અને એની કથા સાંભળવાને સંખ્યા બંધ લોકો વીઠોબાના મંદીરમાં આવવા લાગાં. પણ એક સુદ્ર તરફ આટલો બધો લોકોનો ભાવ જોઇને બ્રાહ્મણો એની અદેખાઇ કરવા લાગા, અને તેમના તરફથી થોડો વખત સુધી એને ભારે દુ:ખ વેઠવું પડયું. આખરે જે બ્રાહ્મણો એના કટા શતરૂ હતા, તેઓ પોતાની ભુલ કબુલ કરીને એના ચેલા થઇ રહયા. ઇ○ સ○ ૧૬૪૯માં તુકારામ પોતાના ગામમાંથી એકાએક અદ્રસ્ય થઇ ગયો, અને જોકે લોકોએ એના વીષે તરેહવાર અટકલો કરી,

વાપણ એનું શું થયું તે આજ સુધી ખાતરી પુર્વક જણાયું નથી. હીંદુ શાસ્ત્રમાં મોક્ષ માટે ત્રણ માર્ગ સુચવેલાછે—ભકતી માર્ગ, કર્મ માર્ગ અને જ્ઞાન માર્ગ—તેમાં તુકારામે ભકતી માર્ગ પકડયો હતો, અને લોકોને પણ એજ માર્ગ પકડવા એ કેહેતો હતો. એના અભંગ નામના હજારો શ્લોકો, જે એના ચેલાઓની મેહેનતથી જલવાઇ રહેલા છે, તે આજે પણ મહારાષ્ટ્રમાં સઘલી વર્ણના લોકો—રાજા, બ્રાહ્માણ તેમજ સુદ્ર-મોટા ભાવથી ગાય છે. J.

**ટુઠ પાઉડર, પીસ એન્ડ લ્યુબીનનો**—પીસ અને લ્યુબીનનું પ્રખ્યાત દાંતનું મંજન નીચલી મેલવણીઓ એકરસ કર્યાથી બનેછેઃ—૧ રતલ સોજા ચાકનો ભુકો, ૧ રતલ ઓરીસ પાઉડર (Orris Powder), ૦ા દ્રામ હીંગલો (Carmine), ૦ા રતલ બારીક મેદા ખાંડ, ૧ દ્રામ ગુલાબનું અત્તર, અને ૧ દ્રામ નીંબીનું અત્તર. આ ચીજો એકરસ કર્યાથી Piesse and Lubin's Tooth-Powder બને છે.

**તુરીઆંમાં ગોસ્ત**—'દોથીમાં ગોસ્ત' ની રીત પ્રમાણે સઘળું કરવું. ફરક એટલોજ કે દોથીનાં ગરના કટકા લેવાને બદલે માંડાં તુરીઆંનાં ગરના કટકા લેવા.

**તેઇન, એચ૦ એ૦**—એક ફરેંચ લખનાર. એના ૨ ગ્રંથોના ઇંગ્રેજીમાં તરજુમાઓ થયલા છે, જેમાં 'હીસ્તોરી ઓવ ઇંગ્લીશ લીટરેચર' નામનું પુસ્તક ઘણું વખણાયછે.

**ટેકનીકલ કેલવણી** -જુઓ 'ધંધા હુનરને લગતી કેલવણી' વાલી બાબદ.

**તેનીક એસીડ ગારગલ**—૨ આઉંસ ગ્લીસરીન ઓવ તેનીક એસીડ (Glycerine of Tannic Acid) ને ૧ પેંત પાણીમાં નાખો, અને એકરસ કરો. ઉમરે પુગેલાંઓએ ૩ અથવા ૪ વખત એનો ઉપયોગ કરવો. મોંહોમાં આસરે ૨ ચમચા જેટલી લઇ તેના કોગળા કરવા. દર વેલા ૪ વખત એ પ્રમાણે કરવું.

**તેનીક એસીડ લોઝેન્ઝીસ**—બ્લેક કરંત પેસ્ત સાથે ૧ા ગ્રેન તેનીક એસીડ (Tannic Acid) ને મીશ્ર કરો, અને તેની એક બીંદડી વાલી, તેની પર ૧. કરી નીરાળ્ી કરો. દર ત્રણ ત્રણ કલાકે ઉમરે પુગેલાંઓએ એકેક યા બબે લેવી.

**તેનીસન, ઓલફ્રેડ**—એક ઇંગ્રેજ રાજકવી. ૧૮૦૯ માં જનમ્યો. ૧૮૮૪ માં બેરન (ઉમરાવ) નો ખેતાબ આપવામાં આવ્યો. 'પોએતીકલ વર્કસ', તથા 'દેમેતર' વાંચો.

**તેપવર્મ દરાફટ**—૧ દ્રામ લીકવીડ એક્ષત્રેકટ ઓવ ફરન-રૂટ અને ૧ દ્રામ સીરપ ઓવ જીનજર લઇને ૧ આઉંસ પાણીમાં ભેલો. અપવાસ કરી ઉમરે પુગેલાઓએ સઘળી પીવી.

**તેલર, જીરેમી**—(૧૬૧૩-૧૬૬૭). એના સંખ્યાબંધ પુસ્તકોમાં 'હોલી લીવીંગ એન્ડ ડાઇંગ' નામનું પુસ્તક ઘણું વખણાયછે.

**ટેલીફોન**—"દુરશ્રુ" (Telephone) વિષે કાંઇ પણ લખ્યે તે અગાઉ રોબર્ટ હુકે ૧૬૬૪મા બાહાર પાડેલી પોતાની એક ચોપડીમાં તે વિશે કાંધેલી અગમચેતીથી વાંચનારને વાકેફ કરાશું.

તે લખેછે કે "અને જેમ કાચોએ આપણી જોવાની શકતી વધારી છે, તેમ થોડા વખતમાં એવાપણ શોધકો બાહાર પડે કે જેઓ પોતાનાં મનનાં બલથી આપણી સાંભલવાની, સુંઘવાની અને ચાખવાની શકતીને ખીલવી શકશે, એ વિચાર કાંઇ બેહુદો નથી. જોકે કેટલાક ગ્રંથ કર્તાઓ માનવાને સાફ ના પાડે છે કે પટલામાં પટલા કાચમાંથી પણ અવાજ નહીં જઇ શકે, તોપણ હું એક એવી રીત જાણું છું કે જેથી ત્રણ ફીટ જાડી દીવાલમાંથી પણ સાંભલવું સેહેલું થઇ શકે. હવામાંથી અવાજ પસાર થઇ શકે છે, એતો સર્વને રોશન છે; પણ હવા કરતાં બીજી કઇ ચીજ આપણો અવાજ તેટલીજ સેહેલાઇથી અને સફાઇથી લઇ જઇ શકે, તેની તપાસ હજી થઇ નથી. હું વાંચનારાંઓને ખાતરીથી કહું છું, કે એક તાણીને લાંબા કાંધેલા તારમાંથી એક પલમાં રોશનીની ઝડપે કાંઇક મોટા તફાવત સુધી અવાજને હું લેઇ જવા

☞ ટેલીફોન, (ચાલુ).

પામ્યો હતો અને વલી એટલુંજ નહી પણ સીધાને બદલે વાંકા ટીકા તારમાંથી પણ હું અવાજ પસાર કરવાને શકતીવાન થયો હતો"

આતો ફકટ એક શુરૂઆત હતી. તે એક ભવિષની ફતેહની અગમચેતી હતી. જે વખતે રૉબર્ટ હુકે ઉપલી અગમચેતી કીધી હતી, તે વખતે હું થોડુંજ જાણુતો હતો કે તેની અગમચેતી પાર પડશે, એટલુંજ નહીં પણ વિધ્યા હુન્નરનાં બલથી એટલી તો વધી જશે કે તેનાં ખ્યાલમાં પણ નહીં હોય.

પ્રોફેસર રીસના કેહેવા પ્રમાણે તૅલીફોની એ એક હુન્નર છે, કે જે એક અવાજને તેની મુલ જગ્યાથી ઘણાક દુર પાછો ઉત્પન્ન કરી શકે છે.

હવે આ અવાજ ઉતપન્ન કરનાર યંત્ર તેજ તૅલીફોન. માનવીના કાનની રચના કરતાં તે ઇશ્વરે જે કાયદાની સંભાલ લીધી છે, તેજ કાયદો આ તેલીફોનમાં પણ અમલમાં આવ્યોછે અને આ પ્રમાણે કાનનો અને તેલીફોનનો મુકાબલો કરવા માટે કાંઇ ઘણું દુર કે ઘણું ઉંડું જવું પડતું નથી. પેહેલાં આપણે હસ્તકૃત કાન એટલે તેલીફોન તપાસયે, અને પછી આપણે કુદરતી કાનની રચના સમજી શકીશું.

હાલમાં સઘલે ઠેકાણે વપડાતો તેલીફોન ક્યાં આપણે તપાસ્યે, તે પેહેલાં જે નાની શોધે આ સંપુરણ તેલીફોનને તેનું રૂપ આપયું, તેની નોંધ લેઇયે. આ પેહેલું તેલીફોન તેના બનાવનાર ફીલીપ રીસના નામપરથી રીસ તેલીફોનને નામે જણાયલું છે. તેમાં તેણે વાપડેલી સહુથી ઉપયોગી ચીજો આ હતીઃ તેણે એક દાબડો લીધો, જેની એક બાજુ તેણે પતરાંના એક પડદાથી બંધ કરી લીધી, અને બીજી બાજુએ એક પોહોલું મોહું કોતરી કાઢયું. પેલા પડદા ઉપર લોઢાંનું એક પતરૂં મુકયું, જે પતરાંના એક છેડાને બેતરીના એક છેડા સાથે તાર વતી સબંધમાં મુકયો, જે બેતરીનો બીજો છેડો જમીનમાં લેઇજવામાં આવ્યો. હવે પેલાં પતરાંની જરા ઉપર એક સ્કુ તેણે ગોઠવ્યું, જેની સાથે તાર બાંધી તેને ઘણે દુર મુકેલા એક તાર વીટાલેલાં લોઢાંના સલ્યાની સાથે સંબંધમાં મુકયું અને પેલા લોઢાંના સલ્યા ઉપર વિટાલેલા તારના બીજા છેડાને ઉપર માફક જમીનમાં મુકયો. આ પુરૂં થયું કે તે પેલા દાબડાના પોહોલાં મોઢાંમાંથી કાંઇ બોલ્યો કે તુરત તેનું બોલેલું પેલા તાર વિટાલેલા લોઢાંના કટકાને બીજે છેડે આબાદ પાછું ઉતપન્ન થયું. આ ઉપરથી તેણે સીધ્ધ કીધું કે "વીજલીક રેલાના એક પછી એક આવતા મોજા, પેલાં ઝીણાં પતરાં ઉપર થતાં તેટલાંજ દબાણથી, પેલું આપનાર યંત્ર જે બોલે તે બીજાં લેનાર યંત્રને પાછું ઉતપન્ન કરવાને શકતીવાન કરે છે."

હવે આ હસ્તકૃત કાનનો જે પેલો પતરાંનો પેહેલો પડદો, તે આપણા કુદરતી કાનમાં ગોઠવાયલા પડદા જેવોછે. જો કે તે બનાવતમાં જુદો છે, તોપણ કામમાં એકજ છે. જે પ્રમાણે કોઇ ઘોંઘાટ યા ગાયણના શીરીન અવાજથી આપણી કાન આગલની હવા હીલી આપણા કાનના પડદાને અસર કરેછે, તેમ પેલા બાકસમાં ભરાયલી હવા આપણા બોલવાથી પેલા ઝીણા પડદાપર અસર કરે છે. હવે આ બાબદથી રોકાયલી જગ્યા તરફ જોતાં, આ ટુંક મુકાબલો હચાંજ અટકાવી, બીજી વધારે ઉપયોગી શોધો તપાસ્યે.

જે તેલીફોનનું સુખ આજે આખી દુન્યાં ભોગવે છે, તે તેલીફોનને જાહેરમાં લાવવાનું માન એડીનબરોવાલા ડૉ૰ ગરાહામ બેલને ઘટેછે. હાલમાં વપડાતાં તૅલીફોનની બનાવટ નિચે પ્રમાણે છેઃ લોહચુંબક કીધેલાં પોલાદ (Magnet)ને પોહોલાં મોઢાં સાથના એક ગોળ દાબડામાં બંધ કરવામાં આવેછે. આ લોહચુંબકના એક છેડા પર એક ચપતું બૉબીન અથવા કાટલું જડી લીધેલું હોય છે, અને તે કાટલાં પર તાંબાના તાર વિંટાલેલા હોય છે; અને તેમના બે છેડા તે દાબડાની આખી લંબાઇમાંથી પસાર થઇ તે દાબડાને બીજે છેડે જડેલાં બે સ્કુઓને મલે છે. પેલા દા-

☞ ટેલીફોન, (ચાલુ).

ખડાના પોહોલાં મોહોડાંની લગોલગ ઝીનો ધાતુનો પદડો જડી લીધેલો હોય છે. આ પોહોલું મોંઢું તબીબો જે સ્ટૅથસકોપ (છાતી તપાસવાની ભુંગળી) વાપરે છે, તેનાં મોંઢાં જેવું હોય છે. હવે સાધારણ રીતે આ યંત્ર આપણે સાંભળવાને માટે કાન આગળ ધર્યે છીયે, જો કે તેમાંથી બોલ્યે તોપણ ચાલે. હવે સાધારણ રીતે જેમાંથી બોલ્યે છીયે, તે કાંઇ ઉપલાંથી જુદું નથી. માત્ર ફરક એટલોજ કે આ દાખડો ચોરસ હોય છે, અને તેને ભીંટે જડી લેવાની સગવડ કીધેલી હોય છે. એક લાંબા પાટયાંના ઉપલા ભાગ પર આ ચોરસ દાખડો, અલબત તેમાંની સઘલી ઉપયોગી ચીજો સાથે, ગોઠવવામાં આવેછે, જેની નીચે એક ઉઘડ બંધ કરવાના એક ગોખલામાં વિજલીક બૅતરી રાખવામાં આવે છે. હવે ઉપલો ચોરસ દાખડો તેમાં બોલવાને માટે વાપરવામાં આવે છે, તોપણ તૅલીફોન વાપરનારાઓએ આ બેઉ દાખડા રાખવા અવશ્યના છે: કારણકે જે બોલવાને માટે મુકરર થયલો છે તે જરા મોટો અને વધારે શકતીવાન છે.

હવે આ તલીફોનમાં પેલું તાર સાથનું કાટલું અને પેલું લોહચુંબક એક વાર બરાબર ગોઠવાયું, કે તે ચપ્પત બેસી જાય છે. હવે પેલું લોહચુંબક, પેલા દાખડાના મોંહ આગળ ગોઠવેલા પડદાને 'ઇન્ડકશન' (જુવો 'બીજલી')થી લોહચુંબક બનાવેછે, અને જ્યારે પેલાં મોંહમાંથી આપણે બોલ્યે છીએ ત્યારે આપણા અવાજથી તે આમ તેમ હીલી પેલાં લોહચુંબકમાં અવારનવાર ચોક્કસ ફેરફાર કરેછે; જેથી થાય છે એમ કે પેલાં કાંટલાં પર વીટાલેલા તારોમાં વીજલીક બેટરીમાંથી વીજલીક રેલાનો ચકરાવો ( જુવો 'તલીગ્રાફ' ) બાંધી વીજલીક રેલો ચાલુ કરેછે, અને એજ પ્રમાણે પેલાં (ગોળ દાખડાવાળાં ) 'લેનાર' યંત્ર માં પણ ફેરફાર થઇ આપણને બોલેલું પ્રગટ સંભલાય છે. જોકે સામેવાલાનું બોલેલું આપણને ઉચ્ચારે ઉચ્ચાર પરગટ્ટ સંભલાય છે, તોપણ અવાજ ઘણો તીણો અને નરમ આવેછે, એટલો કે જો કોઇ પોતાનું નામ દીધાવીના બોલે, તો આપણને બીલકુલ જણાય નહીં કે કોણ બોલ્યું. અલબત! આ ખામી સુધારવાની ઘણી તરેહની કોશેશો થઇ છે, તો પણ એક સીવાય કોઇ પણ મનમાનતી પાર ઉતરી નથી.

પ્રોફેસર ઍલેકઝાંડર ગ્રાહમ બેલની આ ફતેહ પછી ઘણા વીદ્વાનોએ પોતાની વીધ્યાની લગામના જોરે આ શોધના મેદાનમાં ઘોડા દપટાવ્યા, પણ તેઓની શોધો એટલી તો નીરજીવ નીવડી યા એટલાતો થોડા ફેરફાર સાથની નીકલી કે હ્યાં તેમના વર્ણનો આપવાની જરૂર પણ નથી. તોપણ ઉપલી કોશેશોમાંની એક ઘણે દરજજે ફતેહમંદ નીવડી છે, તેની હયાં નોંધ લીધા વગર રેહેવાતું નથી.

આપણે ઉપર જોયું કે તલીફોનમાંથી અવાજ ધીમો પણ પરગટ સંભલાય છે, પણ કોણ બોલ્યું તે જણાતું નથી; અને તે ખામી સુધારવાની કોશેશ ઘણાઓએ કીધી છે. તેમાં જો કોઇબી ફતેહમંદ નીકલેલો કેહેવાય તો તે અમેરીકાનો વીદ્વાન શોધક એડીસન છે. તેણે વલી પોતાનું 'બોલનાર' તદન નવીજ રચનાથી રચ્યું છે, જેનું પેટંટ તેણે ૧૮૭૭ના જુલાઇ માસમાં લીધું હતું. એડીસનની આ ગોઠવણ યંત્ર વીધ્યા માંહેલા ઘસારા જેને ઇંગ્રેજીમાં 'ફ્રીકશન' (Friction) કહે છે, તેનાકાયદા ઉપર બંધાયલી છે. એડીસનનો આ તલીફોન જેમ રચનામાં બેલથી જુદો છે, તેમ વપરાસમાં પણ જુદો છે. બેલના તલીફોનથી તો સામેવાલો શું બોલે છે, તે પેલો જે શખ્સ પેલું સાંભલવાનું યંત્ર કાન આગલ ધરે તેજ સાંભલી શકે છે, જ્યારે એડીસનનાં આ તલીફોનમાં તે ઓરડામાં કોઇબી બેઠેલો શખ્સ સાંભલી શકે. ત્યારે કોઇ પુછશે કે તેમાં કોઇ ખાનગી વાતચીતની મતલબ સચવાયજ નહીં. અલબત નહીં! તલીફોન ખાનગી વાતચીત

☞ ટેલીફોન, (ચાલુ).

ને માટે છેજ નહીં. જેમ બેલનાં તેલીફોનમાંથી સાંભલનાર સીવાય કોઇ બીજું સાંભલતું નથી, તેમ તેનાજ તેલીફોનનાં પેલા ભાગ પર બોલનારને એટલું મોટે બોલવું પડેછે કે ત્યાં હાજર રહેલું કોઇ પણ સાંભલે છે. ત્યારે ખાનગીની વાત તો હયાં રહીંજ નહીં, અને જ્યારે ખાનગીની કોઇ તકરાર હયાં તકતી નથી, ત્યારે એડીસનનું પેટંટ એક એવો ફાયદો ધરાવેછે કે બેલના ટેલીફોન કરતાં થોડે દરજજે તે વધુ ફતેહમંદ કેહેવાય, અને તે એછે કે પેલો સાદ મોટે આવ્યાથી કોણ બોલેછે તે તુરત બરાબર સંભલાય છે, અને 'તમો કોણછો' આ સવાલની જરૂર રેહેતી નથી.

ત્યાર પછી એલીશા ગ્રેએ એડીસનમાં કાંઇક ફેરફાર કરી ઇ૦ સ૦ ૧૮૭૫-૭૮ની વચમાં પોતાનું પેટંટ લીધું

ત્યાર પછી પ્રોફેસર ડોલબેરે વળી એક નવીજ જાતનું તેલીફોન શોધી કાઢયું બેલનું તેલીફોન વાંચતાં વાચનારે જોયું હશે કે બેલનાં તેલીફોનમાં વીજલીથી બનેલું લોહચુંબક વાપરવામાં આવ્યું હતું, જ્યારે આ નવાં તેલીફોનમાં લોહચુંબકની કાંઇપણ મદદ લેવામાં આવી નથી. ૧૮૬૩માં રોયલ ઇલેક્ટ્રીક સોસાયતીના હાલના પ્રમુખ સર ઉઈલ્યમ થોમસને પોતાની એક ચોપડી* મારફતે એવું સાબીત કીધું કે વીજલીનાં કનડેન્સર (એકઠું કરનાર. જુવો 'વીજલી') ને ભર્યે યા ખાલી કર્યે, ત્યારે નાની પીસ્ટોલમાં ટોટી ફોડી હોય તેવો અવાજ થાય છે. આવીજ રીતની સાબેતી ફ્રોકવેલ વારલીએ પણ તપાસી હતી, જેણે વીજલીના કંન્ડેનસર(Condenser)ના આ ગુણને તેલીગ્રાફીમાં વાપરવાની સુચના કીધી હતી. અને આજ ઠપ ઉપર પ્રોફેસર ડોલ્બેરનું તેલીફોન રચાયલું છે.

હવે તેલીફોનનો કાયદો, તેની શોધ, તેની ટુંક તવારીખ અને જુદા જુદા શોધકોનાં ઉપયોગી તેલીફોનની આ નોંધ પછી તેલીફોનના તારના મથાલાં હેથલ તેમાં થતું કામ અને બીજી જાણવા જોગ હકીકત આપશે.

**તેલીફોનના તાર**—સાધારણ રીતે બોલતાં તેલીફોનના તારની ગોઠવણ દરેક રીતે 'તેલીગ્રાફી'ને (જે મથાલાં હેઠલની બાબદ જુવો) મલતી આવે છે. શેહેરોમાં, કે જ્યાં એક મંધ્યબીંદુ યા મડકમાંથી ઘણા તારો નીકલેછે ત્યાં, તારો જાડા હોવાથી દેખાવ ઘણો કધંગો અને કદરૂપો લાગેછે. તેટલા માટે જરા વધારે મજબુત ધાતુના પટલા તાર વાપરવામાં આવેછે, અને તેથી સીલીકોન, એલુમીનમ ઇત્યાદી ધાતુઓ તાર બનાવવાને કામમાં વધુ આવતી જાયછે. મજબુત ધાતુના પટલા તારો ઘણું સુધી ચાલે છે, એટલુંજ નહીં પણ શેહરોની ભેલ યલી હવા (કારણકે શેહરોની હવા જ્યાં કારખાનાઓ ઘણા હોવાને લીધે ગામડેના જેવી સ્વચ્છ અને ચોખી હોતી નથી) માંથી તે મનમાનતું કામ કરી શકે છે, અને તેમને થાંભલાઓ ઉપર તાણીને ચઢાવવા માટે પણ સેહેલું થઇ પડેછે તાંબા અને પીતલના તાર તેલીગ્રાફીમાં વપરાતા લોઢાંના તાર ઉપર બેશક સરસાઇ ભોગવે છે, અને લોઢાંના અને તાંબાના તાર વચ્ચેનો ફરક એટલે સુધી, રીસલબર્ગ અને બીજાઓ મ કાઢયો છે કે તાંબાના તાર મારફતે હજાર માઇલ લાંબે બોલેલું પણ પાછું પ્રગટ ઉતપન્ન થાય છે, જ્યારે જાર્ગ.તો પ્રીસ, લંડન અને મેનચેસ્ટર વચ્ચે લોઢાંના તાર મારફતે સંધેસો ચલાવવાને નીષ્ફલ નીવડયો હતો. હવે આ તારોની સંધેસા લેઇ જવાની શકતી તપાસ્યે.

સારી શકતી ધરાવનારી ધાતુના પટલા તાર ડાટયાંથી તે ઉપર થતી ખુદરતી વીજલીની અસર આપણે કમી કરી શકયે છીયે. આ સઘલા તારો બનતાં સુધી જમીનથી ઘણે ઉંચે બાંધવા જોઇએ. રીસેલ્બર્ગ અને બીજાઓ

* જુવો Electrostatics and Magnetism, Page 326.

☛ ટેલીફોન, (ચાલુ).

ડામલાઓ પર મુકેલા ત્રાંબાના તારની મદદથી હજારથી વધુ માઇલને છેડે વાતચીત કરી હતી. પણ વીધ્યાની હાલની હાલત તપાસતાં દર્યા મારફતે તેલીગ્રાફ ( જે જુવો )ની માફક સો માઇલ કરતાં વધારે તેલીફોનીક સંદેસો બીલકુલ જાય નહીં એ સંભવીત છે.

તેલીફોનની લાઇન ચલાવવાને માટે જે પેહેલી રીત વાપડવામાં આવતી હતી તે ઘણીજ સેહેલી હતી. તેલીગ્રાફના જેવી એક સાધારણ લાઇનને એક બેલનો તેલીફોન દરેક છેડે જોડવામાં આવ્યો હતો, અને તેમાં વાપડવામાં આવતા તારોનાં એકેકા છેડા દરેક બાજુએ રહતા તેમને ( જુવો રીતની ગોઠવણ ) જમીનમાં ઉતારવામાં આવતા હતા. આ જમીનમાં ઉતારવાનું કારણ એમ કે તેલીફોનનાં કામમાં વપડાતી વીજલીનો રેલો પોતાનો ચકરાવો પુરો કરે નહીં ( 'જુવો તેલીગ્રાફી' ) ત્યાં સુધી કાંઇ પણ અસર તેલીફોનપર થાય નહીં. હવે વીજલીનો ચકરાવો આ પ્રમાણે બને છે. ધારો કે કામ કરતી એક બેતરાની બે પ્લેતો ('જુવો વીજલી ')માંની એક પ્લેતપર બાંધેલો તાર તમો હાથમાં લેવો, અને તેથી થતી અસર માટે ચોભો, પણ કાંઇજ નહીં. હવે પેલી બીજી પ્લેટને છેડે બાંધેલો બીજો તાર પણ તમારા બીજા હાથમાં લેવો કે તુરત તમુંને એક આંચકો લાગશે. હવે આ આંચકો પેહેલાં નહીં લાગ્યો અને પછી લાગ્યો તેનું કારણ શું? પેહેલા અખતરામાં જે કાર્ય થયું તે આ હતું: તમે જે છેડો પકડીયો તેમાંથી વીજલી નીકલતી હતી, જે વીજલી તમારાં શરીરમાંથી થઇ જમીનમાં જતી રેહતી હતી. પણ બીજા અખતરામાં જે કાર્ય થયું તે તદ્દન જુદું હતું; તેમાં તો પેલી વીજલી પેલા તારમાંથી નીકળી, તમારાં દીલમાં ફરી, પેલા બીજા હાથમાં પકડેલા તાર તરફ ખેંચાઇ જઇ, બેટરીમાં જતી રેહેતી હતી; અને જે જગ્યાએથી નીકલી તેજ જગ્યાએ જઇ જેવું કમ્પાસથી આપણે ગોલ કુંડાલું દોર્યે છીયે, તેનું એક કુંડાલું દોરતી હતી. આનું નામ તે સરકીત, યાને ચકરાવો. ત્યારે હવે ચકરાવા વીષે આટલું બોલ્યા પછી આપણે આગલ ચાલયે. આ પ્રમાણે જમીનમાં પેલા બે છેડા ખોસવાથી ઉપર કહેલો ચકરાવો પુરો થતો હતો. જમીન આવાં સાધન તરીકે વપડાતી હોવાથી, તારને જમીનમાં ખોડી નીચે મુકવાની મેહેનત અને પઇસાનો મોટો ઉગારો તે હર્યાં કરતી માલમ પડેછે, જોકે જે રેલો પેલી બેટરીમાંથી નીકલે છે તે રેલો કાંઇ જમીન પાછો બીજે છેડે મોકલતી નથી, તે તો જમીનમાં ખોહોવાઇ જાય છે, પણ તેટલોજ રેલો જમીન પેલે છેડે પોતાનામાંથી મોકલેછે.

ત્યારે હવે જ્યાંથી આપણે ચકરાવાની સમજણ ચાલુ કીધી ત્યાંથી પાછા આગલ વધયે. પેલા છેડા જમીનમાં ઉતાર્યા પછી એક તેલીફોનમાંથી બોલેલુ બરાબર બીજા ટેલીફોનમાંથી સંભલાતું હતું. એકજ તેલીફોન વારા ફરતી મોંહ આગલ ધરી, તેમાં બોલી, તુરત પાછું સાંભલવાને કાન આગલ ધરવાની અડચણ દરેક છેડે અમેએ ઉપર કહ્યું તેમ બે ટેલીફોન વાપડવાની ખરી જરૂર છે. હવે આપણું ટેલીફોન જોઇ તે બે ઠેકાણે ગોઠવ્યું. પણ જે ધણી સાથે આપણે વાત કરવા માંગતા હોઇયે, તેનું ધ્યાન પેલે છેડે કેમ ખેંચવું? આ સગવડ એક વીજલીક ઘાંટરડી પુરી પાડે છે. આ નાના યંગને પેલા બોલવાને માટે ગોઠવેલા ચોરસ દાબડા ઉપરજ ગોઠવવામાં આવેછે, જે યંગ કાંઇ લોહચુંબકની ગોઠવણ યા પેલા ટેલીફોનમાંજ વપડાતી બેટરીથી વાગેછે. જ્યારે ટેલીફોનનું કામ પડતું નથી ત્યારે તેનું કામ કરનારી બેટરીની સરકીતસ યા ચકરાવો તોડી નાંખવામાં આવેછે, અને તેજ કલાથી તેજ વખતે અંગનો સંબંધ તે વીજલી સાથે બંધાય છે. આ છેલ્લી રીત ઘણી ખરી દરેક ટેલીફોનમા જોવામાં આવે છે. ઉપલાજ ચોરસ દાબડાની જમણી બાજુએ એક હુક તમોને જણાશે, કે જેમાં તેલીફોનનું પેલું સાંભલવાનું

☞ ટેલીફોન, (ચાલુ).

ભુગરૂં ટાંગેલું રહેછે. આ હુકમાં એવી ગોઠવણ હોય છે કે જયાં સુધી તે પર તલીફોનનું પેલું ભુંગરૂં તાંગેલું રેહેછે, ત્યાંસુધી ટેલીફોન સાથનો વીજલીક સંબધ હુટી ધાંટ સાથે જો ડાયલો રેહેછે. આ જો ખાતરીથી જોવું હોય, તો જે વખતે ટેલીફોન તે હુકમાં હોય, તે વખતે પેલા ઘાંટનો હાથો ફેરવો, કે તુરત તમારો તેમજ જે ધણીને તમો બોલાવવા માંગતા હોવ, તેનો ચંગ વાગશે. પેલું તલીફોન ટાંગેલુંજ રાખી જરા વાર ઠોબો, કે તુરત તમારો ચંગ વાગશે, એટલે તરત પેલું તલીફોન પેલા હુકમાંથી કાઢી તમારે કાને ધરવું. જેવું તલીફોન તે હુકમાથી નીકલ્યું કે ઘાંટનો સંબંધ હુટી ટેલીફોન ચાલુ થશે, જેની ખાતરી કરવા પેલો ચંગનો હાથો ફેરવો, તો પેલો ચંગ વાગશે નહીં.

હવે આ ગોઠવણ તો શહેરમાં ફકત બેજ જણાનાં ઘરમાં ટેલીફોન હોય તેને માટે છે. પણ જયાં એક શેહરમાં સેંકડો તલીફોન વાપડનારા ઓનો એકમેક સાથનો સંબંધ કેમ ગોઠવાય? કાંઇ દરેકને એકકો સાંધો પુરો પડાયજ નહીં, અને તેટલા માટે જે ગોઠવણ કરવામાં આવી છે, તેને એક્ષચેંજ (Exchange) કરી કહેછે.

આ એક્ષચેંજ તે તલીફોન કંપનીની હાફીસ છે, જયાંથી કોઇબી બે જણના તલીફોનને સંબંધ કરી આપે છે. આ રીત નીચલી આકૃતી પરથી બરાબર જણાશેઃ—




ધારો કે 'ક' ને 'ઘ' સાથે વાત કરવી છે, ત્યારે 'ક' એક્ષચેંજ 'એ' માંના એક માણસને પોતાની આ મરજી જણાવેછે. તુરતજ 'એ' માંનો પેલો માણસ 'ઘ' ને બોલાવી ૧ અને ૬ નંબરના તલીફોનને જોડે છે. જેથી 'ક' અને 'ઘ'નો સંબંધ બંધાય છે. અને તેમ દરેકનું જાણવું.

આ એક્ષચેન્જોની પણ જુદી જુદી ગોઠવણ આવે છે. જેમાંની એક ગોઠવણ ગ્લાસગો તલીફોન કંપનીવાલા મી० ડી० બી० કલેરે સુચવેલી કેહેવાય છે જુઓ 'દુરશુ'.

'રફીક.'

**તલીગ્રાફ**—(Telegraph) એ શબ્દ બે યુનાની શબ્દોનો બન્યો છે. (*Tele* દુર and *Grapho*, હું લખું છું.) ધાતુના બનાવેલા તારમાંથી એકાદ વીજલીક રેલો અથવા પ્રવાહ (Voltaic Current) પસાર થઇ એક ચોકસ જાતના યંત્રોમાં નીશાણીઓ માટે આપણને સંદેસો મોકલવામાં ઘણો ઉપયોગી થઇ પડેછે. તેવાં યંત્રોને ઇલેકત્રીક ટેલીગ્રાફ (Electric Telegraph) યાને વીજલીક તાર કરી કહેછે.

ટેલીગ્રાફ ત્રણ મુખ્ય ભાગોનો બનેલો છેઃ—

૧. ધાતુના બનાવેલા તારોથી બે સ્તેશનોને કોઇપણ રીતે જોડી એક ચકરાવો (Circuit) બનાવવો; તથા વીજળી બનાવવા ચોકસ જાતના યંત્રો (Batteries) તૈયાર રાખવાં. હીઆં ચકરાવો (Circuit) શબ્દની થોડીક સમજણ લઇએ. અખતરાઓ પરથી એવું સીદ્ધ કરવામાં આવ્યું છે કે એક વીજલીક રેલો (Electric Current) એક ચોકસ ચીજપર કયારે અસર કરી શકે, કે જ્યારે તે એક ચોકસ બેતરીમાં વપડાતી એક પ્લેતમાંથી નીકલી તેજ બેતરીની બીજી પ્લેતને પાછો આવી મલે. આ વીજલીક રેલાની નાની જેવી મુસાફરીને ઇંગ્રેજીમાં સરકીટ (Circuit) કહે છે; અને આપણે વરણન દરમ્યાન આ સરટકીને 'ચકરાવા'ના ગુજરાતી શબ્દથી ઓલખીશું. (વધુ માટે જુવો 'ટેલીફોન').

૨. એક સ્તેશનપરથી બીજાં સ્તેશન પર સંદેશો મોકલી શકાયઃ તેથી એક 'કમ્યુનીકેતર'

ટેલીગ્રાફ (ચાલુ).

(Communicator) રાખવું, જેનું મુખ્ય કામ એટલુંજ કે જ્યારે સંદેશો મોકલવો હોય ત્યારે તે આખો ચકરાવો બનાવે, અને જ્યારે કંઇ કામ નહીં હોય ત્યારે ચકરાવો ભાંજી નાખે.

૩. એક સ્તેશન પરથી મોકલેલો સંદેશો બીજાં સ્તેશન પર લેવાઇ શકે એવું એક જાતનું યંત્ર, જેને ઇંગ્રેજીમાં ઇનડીકેતર (Indicator) કરી કહે છે તે, તઇયાર રાખવું.

ઉપર જોઇ ગયા તેમ ટેલીગ્રાફને માટે આપણુને વીજળી ઘણી જરૂરની છે પણ વીજળી કઇ? વીજળી બે જાતની હોય છેઃ--

૧. જે જાતની વીજળી વરસાદ અને તોફાનની વખતે આપણુને મલી આવે છે, તેને કુદરતી વીજળી કહે છે.

૨ હસ્તકૃત વીજળી (Artificial Electricity). જે ચોકસ જાતની ધાતુઓ, (જેવીકે જસત અને ત્રાંબુ, જસત અને પ્લેતીનમ, જસત અને રૂપું,) કેટલાક ચોકસ જાતના તેજાબો અને એસીડો, જેવીકે સલફ્યુરીક એસીડ (Sulphuric acid), નાઇત્રીક (Nitric acid), મોરથુથુ (Sulphate of Copper), બાઇક્રોમેટ (Bichromate of Potash)ના રસાયણી કાર્ય (Chemical Action),વગેરેથી બને, એવી જાતની વીજલીને (Voltaic Current Electricity) 'વોલતેક કરન્ટ ઇલેક્ત્રીસીતી' એટલે વીજલીક રેલો અથવા પ્રવાહ કરી નામ આપ્યું છે, અને તે બનાવવાના યંત્રોને Batteries કરી કહેછે.

☞ વધુ માટે જુવો 'વીજળી'વાલી બાબદ.

બેતરીઓ (Batteries) ઘણી જાતની હોય છે, જેવી કે દેનીયલ બેતરી (Daniel's Battery), બુનસન બેતરી (Bunsen Battery), ગ્રોવ બેતરી(GroveBattery), લેકલાનશી બેતરી (Leclanche Battery), અને મીનોત્તો બેતરી (Minotto's Battery), ઇત્યાદી હોય છે, જેમાંની મીનોત્તો બેતરી ટેલીગ્રાફીને માટે હાલ વાપડવામાં



આવે છે, પણ દેનીયલ બેતરીનો ફરાનસમાં ટેલીગ્રાફીને માટે ઘણો ખપ પડેછે, જ્યાં તે બેતરી લાગત કામ કરેછે

કેટલેક ઠેકાણે તો લેકલાનશીની બેતરી વાપડવામાં આવે છે, પણ આ જાતની બેતરીમાંનો વીજલીક રેલો ચાલુ હોતો નથી, અને એ બેતરીના આ ગુણથી—યાને એમાંથી પેદા થતો વીજલીક રેલો ખટકે ખટકે જતો હોવાથી ઇલેક્ત્રીક બેલ (Electric Bell) યાને વીજલીક ઘાટરડીમાં તેનો સારો ઉપયોગ થાય છે.

બેતરીઓમાં વીજળી પેદા થઇ કે તે વીજળી તેમાં વાપડેલી ધાતુઓની સાથે જોડેલા કેટલાક ત્રાંબાના તારોના બનેલા એક ચકરાવા (Circuit) માંથી એક પલકારામાં પસાર થઇ જાય છે. તેલીગ્રાફના કામમાં એક આખો ચકરાવો બે તારો—એક તાર તેમાથી વીજળી જવાને માટે અને બીજા તારમાંથી પેલી બેતરીમાં પાછા ફરવાને માટેનો બનેલો હોતો નથી, પણ ફકત એક તારની મદદથી સંદેશો મોકલી શકાય છે. તેલીગ્રાફને માટે વપડાતી મીનોત્તો બેતરીમાં જસત અને ત્રાંબાની ધાતુઓ વાપડવામાં આવે છે; આ ત્રાંબાના જાડાં પતરાં સાથે એક તાર જોડવામાં આવે છે, જેનો છેડો કોઇ પણ ઇલેક્ત્રીક ટેલીગ્રાફના યંત્રમાંના એકાદ ચોકસ સ્ક્રુ સાથે પેલી બેતરી અને વીજળી યંત્રને સંબંધમાં લાવવામાં આવે છે; અને પેલી જસતની પ્લેત સાથ જોડેલા એકાદ તારનો બીજો છેડો એક ધાતુની પ્લેત સાથે જોડવામાં આવે છે, અને તે પ્લેતને જમીનમાં દાટવામાં આવે છે. જે ઠેકાણે સંદેસો મોકલવાનો હોય ત્યાંની બેતરીઓનેબી ઉપલીજ રીતની માફક જમીન સાથે જોડવામાં આવે છે. આમ સ્તીનહીલે (Steinheil) ૧૮૩૭ના વરસમાં મ્યુનીચ શેહેરમાં એક અખતરો કરી દેખાડી આપ્યું હતું.

પહેલ વહેલું મોસ્યો ઓરસ્તેતે શોધી કાઢ્યું કે જો એક(Electric Current) વીજલીક રેલો એક નાની ખુંટી પર ફરતી એક (Mag-

☛ ટેલીગ્રાફ (ચાલુ).

netic Needle) લોહચુંબકી સોયની ઉપરથી પસાર કરવામાં આવે, તો તે રેલો (Current) તે સોયની ઉપર સીધા માર્ગમાંથા ખસી જવાની એક ચોકસ જાતની અસર કરે છે; પણ ત્યાર પછી મોંસ્યો સવીજરે એવું જણાવ્યું કે જો એક કરતાં વધારે તારોના આંટા (Turns) માંથી એક વીજળીક રેલો પસાર કરવામાં આવે, તો તે સોય ઉપર વધારે અસર થઇ શકે છે. આવાં યંત્રને ઇંગ્રેજીમાં (Schwiger's Multiplier) સ્કવીજરનું 'મલતીપલાયર' કરી નામ આપવામાં આવ્યું છે. ટેલીગ્રાફીનો મુળ પાયો જો જુવો તો સ્કવીજરનું 'મલતીપલાયર' છે.

આપણે ઉપર જોયું તેમ વીજલી પસાર કરવાને માટે ત્રાંબાની ધાતુના બનાવેલા તારો વાપડવામાં આવે છે. એ તારોને આસપાસથી ચોકકસ ચીજોનું પડ (Insulate) કરવામાં આવે છે, એવી મતલબથી કે તેમાંથી પસાર થતો વીજલી જતી રહે નહી, અને તે તારો કાટ ખાતાં બચે, તથા તે તાર, કે જેમાંથી વીજલીક રેલો પસાર થાય છે તે, જો બે ત્રણ બીજા તારો સાથ મલી જાય તો તેમાંથી પસાર થતો વીજલીક રેલો પેલા બીજા તારોમાંથી પસાર થતા રેલા સાથે ભેળાઇ જાય નહીં.

જેમ તાર જુનો તેમ તેમાંથી વીજલીક રેલો ઘણો જલદીથી પસાર થઇ શકેછે.

હવે જો એક ઠેકાણેથી બીજે ઠેકાણે આપણે એક વીજલીક રેલો પેલા તાંબાના બનેલા તારોમાંથી પસાર કરવા માંગતા હોઇએ તો તેઓને જમીનને લાગવા દેવા નહીં જોઇએઃ કારણકે તેમાંથી પસાર થતી વીજલી ખોહવાઇ જાય છે. એને માટે કેટલીક ઉંચાઇએ થાંભલાઓ જમીન પર દાતવામાં આવેછે, અને આ થાંભલાઓ મારફતે તે તારોને લઇ જવામાં આવેછે; આથી કરીને પેલા તારો જમીનથી ઘણા દુર રહી શકેછે.

હવે પેલા થાંભલાઓ, જેઓ પણ પોકલ લોખંડના બનેલા હોય છે તેઓ,નો અને તારોનો સબંધ જુદો રહેવો જોઇએ. જેને માટે આ તારોને ખુદ થાંભલાઓ મારફતે નહીં લઇ જતાં થાંભલાઓ ઉપર ગોઠવેલાં સફેદ કોડીના બનાવેલાં નાના પ્યાલાંની મારફતે લઇ જવામાં આવેછે; આથી કરીને તે તારોમાંથી પસાર થતી વીજલી ખોહવાઇ જતી નથી.

**ટેલીગ્રાફીક યંત્રની ઉત્પંતીનો ઇતીહાસ.**—ટેલીગ્રાફનો પેહલ વેહલો શોધનાર કોણ અને આસ્તે આસ્તે ટેલીગ્રાફી કેમ વપડાસમાં આવતી ગઇ, તેનું જો બરાબર વર્ણન કરવા બેસીયે તો પાનાનાં પાનાંઓ ભરાઇ જાય; તોપણ કેટલાક મુખ્ય શોધકોએ ટેલીગ્રાફીની શોધ કેમ કાઢી, તે વીશે હાલ આપણે નીચલી થોડીક લીટીઓમાં જોઇએઃ—

૧૮૧૧માં સીમરીંગે એક ટેલીગ્રાફ શોધી કાઢ્યો, જેમાં તે પાણીને મુળ તત્વોથી છુટાં પાડી સીગનલોની મારફતે સંદેસાઓ મોકલી આપતો હતો. ૧૮૨૧ ના વરસની શરૂઆતમાં પેરીસ શહેરના મોંસ્યુ એમપીચરે અખતરાઓ કરી એવું જણાવ્યું એક 'ગેલવેનોમીટર' (વીજલી માપવાનું 'મીટર' યંત્ર) ઘણે દુર સ્તેશન પર મુકવામાં આવે, અને જો તારોનો એક આખો ચકરાવો બનાવવામાં આવે, તો સીગનલોની મારફતે એક સંદેશો મોકલી શકાય છે. ૧૮૩૩ માં ગોટીનજનમાં સ્કાલીંગ અને વેંબરોએ જાહેર કીધું કે જો એક ગેલવાનોમીટર (Galvanometer) પર કોટરેલી અક્ષરમાળા એક લોહચુંબકી સોય (Magnetic Needle)ના ફરવાથી વંચાઇ શકાય છે. લનડન શહેરનાં કુક અને વ્હીતસ્તને ૧૮૩૭ માં લોહચુંબકી સોયવાલું ટેલીગ્રાફીક યંત્રનું પેટંટ લીધુ. આ યંત્રને ઇંગ્રેજીમાં સીંગલ નીડલ ઇનસ્ત્રુમેંટ (Singal Needle Instrument) કરી નામ આપવામાં આવ્યું છે.

☛ ટેલીગ્રાફ (ચાલુ).

**સીંગલ નીડલ ઇનસ્ત્રુમેંટ**—આ યંત્ર દેખાવમાં એક સાધારણ ઘડીયાલના જેવું છે. અને જેમ એક ઘડીયાલપર આપણે આંકડા જોઇએ છીયે, તેમ આ જાતના યંત્રમાં ઇંગ્રેજી મુળાક્ષરો જોવામાં આવે છે. આ યંત્ર કંઇજ નહીં પણ એક 'વરટીકલ ગેલવાનોમીટર' (Vertical Galvanometer) છે, જેમાં ટાંગેલી એક લોહચુંબકી સોય (Magnetic Needle), જ્યારે એક વીજલીક રેલો તેની આસપાસ ફરે છે ત્યારે, જમણી યા ડાબી બાજુએ ફરે છે જે સોય આપણને તે યંત્રની બહારની બાજુએ નજરે પડે છે તેના ઉપર પેલો વીજલીક રેલો કાંઇ અસર કરતો નથી, પણ તે તો ફક્ત દર્શક 'ઇન્ડેક્ષ' એટલે (Index) છે. એક બીજી અંદર રાખેલી સોય, જેની આસપાસથી વીજલી પસાર થાય છે, તેની બરાબર અણીએ અણી સીધ્ધી (Parallel) આ બહારથી દેખાતી સોયને રાખવામાં આવે છે. પણ ત્યારે આ ખોટી નીડલનું કામ શું? એટલુંજ કે તેના ફરવાથી આપણે તે 'ગાલવાનોમીટર' પરની અક્ષરમાળા વાંચી સંદેશો સમજી શકીએ છીએ. આ યંત્રમાં 'સીગનલીગ કી' (Signalling Key) અથવા 'ટેપર' (Tapper) વાપડવામાં આવે છે, જેનું કામ એટલુંજ કે એક વીજલીક રેલો જ્યાં ગમે ત્યાં આપણે સહેલાઇથી મોકલી શકયે. એક સ્તેશન પરના આ યંત્રમાંની ટેપર (Tapper) બીજા સ્તેશન પરના બીજાં યંત્રની ટેપર (Tapper)ને હલાવે છે, અને આમ સંદેસો મોકલી શકાય છે. એ ટેપર (Tapper) કાંઇજ નહીં પણ એક જાતનો ઉપર નીચે થતો હાથો (Lever) છે, જે દાબવાથી ચકરાવો (Circuit) બંધાય છે.

આ યંત્રોથી જેવું જોઇએ તેવું બરાબર કામ થઇ શકતું નથીઃ કારણ કે પેલી સોયનું ફરવું બરાબર જોવા એક માણસને અને તે લખી લેવા એક બીજાં માણસ મલી બે માણસોને રોકવાં પડે છે, પણ હાલ મોર્સે (Morse) એક ટેલીગ્રાફ શોધી કાઢ્યો છે. તેમાં આંખની કાંઇપણ જરૂર પડતી નથી, પણ કાનની વધારે ગરજ પડે છે. ૧૮૩૭માં ન્યુયોર્ક શેહેરના મીસ્તર મોર્સે આવા એક ટેલીગ્રાફનું પેટંટ લીધું. આ જાતનો ટેલીગ્રાફ હાલ ઘણો ખરો બધે ઠેકાણે વપરાય છે. મોર્સનો ટેલીગ્રાફ જુદી જુદી જાતનો હોય છે. કોઇમાં ટેલીગ્રાફમાં મોકલેલો સંદેસો લખાય છે, અથવા કોઇમાં મોકલેલો સંદેશો તેમાં થતા અવાજથી આપણે મેલવી શકયે છીયે. પેહેલાને મોર્સનો લખવાનો ટેલીગ્રાફ (Morse's Writing Telegraph) કરી કહે છે, અને બીજાને (Morse's Sounder) મોર્સનો અવાજ કરનાર કરી નામ આપવામાં આવ્યું છે.

*Writing Telegraph*-લખવાના યંત્રમાં એક ઇલેક્ત્રોમેગનેટ (Electro-Magnet) વાપડવામાં આવે છે, જ્યારે વીજલી તેની આસપાસથી પસાર થઇ જાય છે. એક ધાતુની ચીપ, જેને ઇંગ્રેજીમાં (Armature) કરી નામ આપવામાં આવ્યું છે, તે તેની તરફ ખેંચાય છે. આથી એક આખો ચકરાવો (Circuit) બને છે. જેથી સંદેશો મોકલ્યો હોય તે શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર, એક કાગલનો કટકો જે એક પાસેના ચક્કર ઉપર લપેટાય છે, તેની ઉપર લખાય છે. પહેલાં પેલા કાગલ ઉપર પેનસીલથી લખવામાં આવતું હતું, પણ તે લખેલું ત્યાર પછી ભુસાઇ જવાથી જે અડચણો નડતી હતી, તે મીટાડવા હવે સાહીથી લખવામાં આવે છે. આપણે કાંઇ વીજળીની મદદથી ખરા અક્ષરો જેવા કે A B C મોકલી શકતા નથી—યાને A B C ઇત્યાદિ તે કાગલ ઉપર લખાતું નથી—પણ જુદી જુદી રીતે વીજલીક રેલો (Elecrtric Current) મોકલી પેલાં કાગલ ઉપર એક મીંડું (dot) અને એક કાપો (dash) લખાય છે. મુખ્ય કરી મીડાંને ઠેકાણે નાના કાપાઓનો ઉપયોગ કરવામાં આવે છે.

☛ ટેલીગ્રાફ (ચાલુ).

મોર્સનાં મીંડાં (dots) અને મોટા કાપાઓ (dashes)ની અક્ષરમાળા પરથી મળતા સંદેશાનો એક કોઠો તથા તેની સમજણ નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| A | - — | S | - - - |
| ä (æ) | - - — - — | T | — |
| B | — - - - | U | - - — |
| C | — - — - | u (ue) | - - — — |
| D | — - - | V | - - - — |
| E | - | W | - — — |
| F | - - — - | X | — - - — |
| G | — — - | Y | — - — — |
| H | - - - - | Z | — — - - |
| I | - - | Ch | — — — — |
| J | - — — — | 1 | - — — — — |
| K | — - — | 2 | - - — — — |
| L | - — - - | 3 | - - - — — |
| M | — — | 4 | - - - - — |
| N | — - | 5 | - - - - - |
| O | — — — | 6 | — - - - - |
| ö (œ) | — — — - | 7 | — — - - - |
| P | - — — - | 8 | — — — - - |
| Q | — — - — | 9 | — — — — - |
| R | - — - | 0 | — — — — — |

ઉપલા કોઠાની સમજણઃ—વાંચનાર ઉપલા કોઠા પરથી જોશે કે તેમાંની પેલી કોલમમાં ટેલીગ્રાફીક યંત્રોના બે જુદી જુદી જાતના કાપાઓ આપવામાં આવ્યા છે. મોર્સની રીત અને 'સીંગલ નીડલ ઇન્સ્ત્રુમેંટ' (Single Needle Instrument)ની રીતમાં ફરક એટલોજ કે મોર્સમાં જ્યારે નાનો કાપો યા મીંડું લખાય છે, ત્યારે સીંગલ ની૦ ઇ૦ માં (⁀) આ પ્રમાણે નાનો વાંકો કાપો લખાય છે. મોર્સમાં જ્યારે મોટો (—) કાપો મુકાય છે, ત્યારે સીં૦ ની૦ ઇ૦માં મોટો અને ઉલટી દીશા ભણીનો આડો (/) કાપો લખાય છે. સીંગલ નીડલના યંત્રમાંની સોયના ઉપલા છેડાની ડાબી બાજુની ટોક ⟍ તે મોર્સના મીડાંને મળતી આવે છે, અને તેજ સોયની જમણી ભણીની ટોક / મોર્સના મોટા કાપા (—)ને મળતી આવે છે. કોઇકોઇ વાર એપોલો બંદર ઉપર ઉભા રહી આપણે બે જુદા વહાણોમાંના ખલાસીઓને એકમેક તરફ વાવટાઓ હીલવતા જોઇએ છીએ, તે કાંઇજ નહીં પણ ઉપલી ધપથી વાત કરવાની તેમની રીત છે. ટેલીગ્રાફીક અક્ષરમાળામાંની બીજી ચાર નીશાનીઓ ઉપલા કોઠામાં દાખલ કીધી નથી, તે અહીં ટપકાવ્યે છીએઃ—

વીરામ ચીન્હ (.) - - - - - -

ફરીથી તેજ તાર મુકવો હોય તો - - — - - -

સંબંધ દર્શક ચીન્હ (-) — - - - - —

(') માટે - — — — — -

સાઉનડર (Sounder)—કેટલાંક મોર્સનાં યંત્રોમાં ફકત અવાજથી સંદેશો મોકલી શકાય છે. એને ઇંગ્રેજીમાં મોર્સનું સાઉનડર (Morse's Sounder) કરી કહે છેઃ—આ સાઉનડર મુખ્ય ત્રણ ભાગોનું બનેલું છે. (૧.) ઇલેકટ્રો-મેગનેટ (વીજળીની અસરથી પેદા થયલું લોહચુંબક), (૨) ઉપલો હાથો અને (૩) નીચલો હાથો. ઉપલાં લોહચુંબકની આસપાસ એક વીજલીક રેલો પસાર થઇ તેને એક ચોક્કસ ગતી આપે છે, અને તેથી પેલો ઉપલો હાથો પેલાં લોહચુંબક તરફ ખેંચાય છેઃ પણ તેટલામાં તે નીચલા હાથા સાથે અફલાઇ અવાજ કરે છે, અને આ પ્રમાણે તેના અવાર નવાર અફલાવાથી થતા અવાજ કરવાથી સંદેશો મોકલી તથા સાંભલી શકાય છે. જ્યારે આ સાઉનડર કામ નથી કરતો, ત્યારે ઉપલો હાથો એક કમાનના જોરે ઉપરનો ઉપર રહે છે.

રીલે (Relay)—તોપણ ઘણે લાંબેથી મોકલેલો સદેશો આ સાઉનડરની મદદથી આપણે મેલવી શકતા નથી; કારણ કે વીજલીક રેલાને પેલા તારોમાંથી આવતાં ઘણી તરેહની અડચણો નડે છે, અને તેને ઘણી લંબાઇ ઓલંગવાની હોવાને લીધે તે નબલો પડી જાય છે. આ અડચણો મટાડવા ખાતર પહેલાં તો તેઓ બેતરીનો જોસ વધારવા લાગ્યા, તોપણ જ્યારે કાંઇજ સંતોષકારક પરીણામ નહીં આવ્યું

☛ ટેલીગ્રાફ (ચાલુ).

ત્યારે મેસર્સ સીમન્સ અને હોકસે એક એવું યંત્ર શોધી કાઢ્યું કે તેમની આ મુસ્કેલી તદન મટી ગઈ. આ યંત્રને ઇંગ્રેજીમાં રીલે (Relay) કરી કહે છે. આ યંત્રમાંબી વલી એક વીજલીક લોહચુંબક વાપરવામાં આવ્યું છે. જેની આસપાસથી એક 'લાઇન કરન્ટ' (Lin Current) જ્યારે પસાર થાય છે, ત્યારે તેની પાસેનો એક 'આરમેચર' (Armature) યાને હાથો તે તરફ ખેંચાય છે. આથી એક સ્થાનીક ચકરાવો (Circuit) બને છે, જેમાં સ્થાનીક બેતરી અને મોર્સનું યંત્ર જોડાઇ જાય છે. આથી વાંચનાર જોશે કે પેલા પ્રથમ નબલા પડી ગયલા રેલાને આ નવો રેલો તેમાં જોડાઇ જઈ મદદ કરે છે.

આ ઉપરથી એક રીલે યાને ડાક ચોકીનું કામ શું તે તુરત જણાય છે. તે નબલા પડી ગયલા વીજલીક રેલાને પાછો જોરાવર બનાવે છે.

**ડુપ્લેક્ષ ટેલીગ્રાફી**—આ જાતની ટેલીગ્રાફી માટે જાણવું એ કે એમાં એક એવા કાયદાની રચના કીધી છે, કે જેથી એકજ તાર ઉપરથી સામસામે એકીજ વખતે સંદેશો મોકલી શકાયઃ આથી ટેલીગ્રાફ લાઇનની કામ કરવાની શકતી બેવડી થાય છે.

**કાઉપરનું અક્ષર લખવાનું યંત્ર**—આપણે ઉપર જોઈ ગયા તેમ ટેલીગ્રાફ શબ્દ દુરથી લખવું એવો થાય છે. અને જો કોઇબી યંત્ર આ મુળ અર્થને બરાબર લાગુ પડતું હોય, તો કાઉપરનું આ યત્ર છે. એની ગોઠવણ એવી છે કે જે શબ્દ આપણે પેનસીલે હાથાં લખીયે, ત સામેના સ્તેશન પરના એવાંજ યંત્રમાં બરાબર શાઇએ લખાય છે. આ યંત્ર માટે અખતરાઓ ઉપરથી માલમ પડયુ છે, કે ટેલીગ્રાફમાં નડતી કેટલીક અડચણો છતાં છત્રીસ માઇલની લંબાઈ વેર આપણને તે પુરો પડે છે.

**દરીયાઈ ટેલીગ્રાફી**—આપણે ટેલીગ્રાફીને વાસ્તે ઉપર જેટલું બોલ્યા, તેતો ફકત જમીન ઉપરજ કામ કરી શકે. પણ મહાસાગરોથી જુદા પડેલા દેશોમાં સંદેશો મોકલવો હોય તો કેમ? જેમ ઉંચા થાંભલાઓ ઉપરથી આપણે તારો લઈ જઈએ છીયે, તેમ દરીઆની અંદરથી તાર લઈ જવાય કે નહીં? બચ્ચીત! જો કે એ તાર માટે કાંઇક ગોઠવણ જુદી હોય છે, તોપણ સંદેશો મોકલવાનો અને લેવાનો કાયદો તો એકજ હોય છે. તારની બાબદમાં ગોઠવણ જુદી એમ કે તે તારોને દરીઆના ખારાં પાણી અને માંછલાંઓથી ખવાઈ જતા બચાવવા જોઈએ, અને આ બચાવને માટે તેપર ગટાપરચાના કેટલાંક પડ કરવામાં આવે છે. હવે એ તારની મજબુતી જાલવવા માટે જેમ જમીન ઉપર એકવડો તાર વાપડવામાં આવે છે, તેમ આ દરીઆમાં દશ યા બાર તારોનો સામટો જટ્ઠો વીંટાલીને વાપડવામાં આવે છે. આ દરેક તારની વચમાં દામર, રાલ, અને ગટાપરચાનું પડ આવે છે, અને તેની ઉપર પાછાં ગટાપરચાના કેટલાંક પડ દીધેલાં હોય છે.

**ટેલીગ્રાફી વીશે જાણવા જોગ હકીકતોઃ**—

બાર શબ્દોનો સૌથી મોટો ટેલીગ્રામ—એક ઇંગ્રેજી ચોપાન્યાવાલાએ સૌથી મોટામાં મોટા બાર શબ્દોના ટેલીગ્રાફને માટે હરીફાઇનું એકવાર ઇનામ કાઢ્યું હતું. આ ઇનામ માટે ૪૫૦ જણે હરીફાઇ કીધી હતી, જેમાંનો ફકત એક જણ ફતેહમંદ નીવડયો હતો. તેણે પોતાનો તાર નીચે પ્રમાણે લખ્યો હતો.

"Administrator general's counter-revolutionary intercommunications uncircumstantiated. Quartermaster general's disproportionableness characteristically contra-distinguished, unconstitutionalists' uncomprehensibilities."

આપણાં દેશમાં ઘણા લોકોને ઇંગ્રેજી ભાષાનું જાજું જ્ઞાન નહીં હોવાથી તેઓ ઇંગ્રેજી શબ્દોમાં (પણ દેશી ભાષાની રચનામાં) તાર મુંકાવે છે. દાખલા તરીકેઃ "હીન્દુસ્થાનને ઘણા રીપન જેવાઓની જરૂર છે" અને માટે "India needs more Ripons" કરી

☛ ટેલીગ્રાફ ( ચાલુ ).

તાર નથી મુંકાવતા, પણ "Hindoostanune ghuna Ripun jevaoni juroor chhe" કરી તાર મુંકાવેછે.

### વીજલીના તારની ઝડપ.

જયારે પહેલ વહેલાં વીજલીક તારો નાખવામાં આવ્યા, ત્યારે તેમાંથી પાંચ નીડલ ઈનસ્ત્રુમેન્ટની મારફતે સંદેશો મોકલવાની ઝડપ મીનીટના ચારથી પાંચ શબ્દોની હતી; ૧૮૪૯માં ન્યુસપેપરોના સંદેશા મોકલવાની એકંદર ઝડપ મીનીટના ૧૭ બોલોની હતી; પણ હવે લંડન અને ડબલીનની વચ્ચેના વીજલીક તાર (વ્હીલસતન યંત્રની મારફતે)ના શબ્દો સંખ્યા દર મીનીટે ૪૬૩ શબ્દોની થઈછે.

દરીયાઈ ટેલીગ્રાફી અને તેમના ભાવઃ—

મી૦ હેનીકર હીટન M. P. ના જણાવવા પ્રમાણે દુનીઆમાં ૨૫ ટેલીગ્રાફીક કમપની છે, જેમની થાપણ ૪૧,૦,૦૦,૦૦,૦૦૦ રૂપ્યાનીછે. તેના તારોની લંબાઈ ૧,૨૦,૦૦૦ માઈલની છે. તેની આવક ૩,૩૦,૪૦,૬૦૦ રૂપ્યાની છે અને તેઓ પોતાના શેરને માટે પોના પંદર ટકા ડીવીડેંડ આપે છે આ સઘલી કમપનીઓમાં ૮,૬૦૦ માઈલ સીવાય સઘલી ઈંગ્રેજોના હાથમાં છે. વધુ માટે જુઓ 'દુર સંદેસા લઈ જવાની કલા (દુરનવીસ)'.

### ટોશાંગ.

**તેસ્ત બ્લુ**—Taste blue તે સલફેત ઓવ ઈંડીગો ( Sulphate of indigo )છે.

**તેસીતસ**—આ લેટીન તવારીખ લખનારના ગ્રંથોના ઇંગ્રેજીમાં ઘણા તરજુમા થયલાછે.

**તોઇલેત પાઉદર**—જુઓ 'રોઝ-સેનતેડ તોઇલેત'.

**તોકવોલ**—'દેમોક્રેસી ઇન અમેરીકા' વાંચો.

**તોનીક મીક્ષચર**—૧૬ ગ્રેન્સ સલફેટ ઓવ કવીનાઇન અને ૦॥ ડ્રામ ડાઇલુત સલફયુરીક એસીડ લઇ ૮ આંઉંસ પાણીમા ભેલો. આ ઓસડ ખાધાની અગાડી દહાડામાં ૩ વખત ઉમરે પુગેલાંઓએ દર બખે ચમચા જેટલું પીવું.

**ટોનીંગ, કારબોનેટ ઓવ સોડા**—૫ આંઉંસ ગરમ સ્વચ્છ પાણી, ૧૫ ગ્રેન્સ કારબોનેટ ઓવ સોડા અને ૧ ડ્રામ કલોરાઇડ ઓવ ગોલ્ડ સોલ્યુશન લઇ મીશ્ર કરવું. કામમાં લીધાની એક કલાક અગાડી તઇઆર કરી રાખવું. વાપડયા પછી કહાડી નાખવું. જુઓ 'ફોટોગ્રાફી'ની બાબદ.

**ટોનીંગ, તરત કામમાં આવે એવું: પ્રીનટીંગ માટે**—૧ ગ્રેન કલોરાઇડ ઓવ ગોલ્ડ, ૪ ગ્રેન્સ બાઇકારબોનેટ ઓવ સોડા, અને ૮ આઉંસ પાણી એ તરત કામમાં આવેછે પણ વધારે વખત રહેતુ ન[illegible] લાંબો વખત રહે એવા માટે જુઓ [illegible] નુસખો.

**ટોનીંગ, ફોસફેટ ઓવ સોડા**—૧૦ આંઉંસ સ્વચ્છ ગાલેલું પાણી, ૧૦૦ ગ્રેન્સ ફોસ્ફેટ ઓવ સોડા અને ૧ ડ્રામ કલોરાઇડ ઓવ ગોલ્ડ સોલ્યુશન લઇ એકરસ કરવું. વાપડવાની ત્રણ ચાર દીવસ અગાડી કરી રાખવું. જુઓ 'ફોટોગ્રાફી'

**ટોનીંગ, વધારે સારૂં અને તરત ઉપયોગમાં આવે એવું**—૧ ગ્રેન કલોરાઇડ ઓવ ગોલ્ડ, ૨૦ ગ્રેન્સ ફોસફેટ ઓવ સોડા, અને ૮ આંઉંસ પાણી. લાંબો વખત રહેતુ નથી.

**ટોનીંગ સોલ્યુશન, એસીતેટ ઓવ સોડા**—૧૦ ગ્રેન્સ કારબોનેટ ઓવ સોડા સાથે ૦॥ ડ્રામ કલોરાઇડ ઓવ ગોલ્ડ સોલ્યુશન મેલવવું. પછી ૫ આંઉંસ સ્વચ્છ પાણી અને ૧૦ ગ્રેન્સ એસીતેટ ઓવ સોડા ઉમેરવું. વાપડવાની બે કલાક અગાડી આ 'બાથ' કરી મુકવો. વપડાયાથી સુધરશે. જુઓ 'ફોટોગ્રાફી'.

**'તોમ્બેક' ધાતુ**—Tomback માટે (૧) ૧૬ રતલ ત્રાંબુ, ૧ રતલ કલાઈ, અને ૧ રતલ જસત લેવો. (૨) જો લાલ તોમબેક જોઇએ તો ૧૦ રતલ ત્રાંબું અને ૧ રતલ જસત લેવો.

**ત્રાઇફલ પ્યુટર**—જુઓ 'પ્યુતર, ત્રાઇફલ'

**ત્રાન્સફર ઇન્ક**—જુઓ 'ફોટો-ઝીંકોગ્રાફી માટે ત્રાન્સફર શાઇ'.

**ટ્રાન્સફર પેપર**—૨ આઉંસ ચરબી, ાા આઉંસ પેનસીલના સીસાંનો ભુકો, ૦ા પીંત લીનસીડ તેલ અને લાહી જેવું કરવા માટે પુરતો જથ્થો કાજળનો યા મેસનો લઈ, ચુહલા પર મુકી પીગલાવવું. પછી ગરમ ગરમ એક સફેદ કાગલ પર તે ઘસવું, અને પછી સુકવવું એટલે Transfer Paper બનશે.

**ટ્રાન્સપેરન્સીસ માટે ઓરગેનીફાયર્સ**--બ્રાઉનીશ-બ્લેક ૩૦ ગ્રેન્સ, તેનીન (Tannin), ૬૦ ગ્રેન્સ, પાઇરોગેલીક ( Pyrogallic ) એસીડ અને ૨૦ આઉંસ પાણી. (૧) ૧ આઉંસ તાજી દલેલી કોફી, ૧ પીંત ખલખલતું પાણી, અને 'બ્રાઉનીશ-બ્લેક'. જે બનાવવાની રીત ઉપર આપીછે.

**તાંબાં નાણાને સપાટ પાટીયાં સાથે ચોંટાડવાની રીત**—લાખ અથવા લાખના પતરાં (Shellac) ને પાટીયાં પર દાબી તેની પર તપાવેલું ત્રાંબા નાણું દાબો.

**તાંબા પર પડ ચઢાવવા માટે રૂપેરી ભુકો**—૩૦ ગ્રેન્સ નાઇટ્રેટ ઓવ સીલવર (Nitrate of Silver), ૩૦ ગ્રેન્સ સાધારણ નીમક, અને ૩ાા ડ્રામ્સ ક્રીમ ઓવ તારતાર (Cream of Tartar) લઈ સઘળાંને મીશ્ર કરી પાણીમાં ભીંજવી લગાડો.

**ટ્રીપ્લેટ લેન્સ, ડાલમર્સ**—એની ફોકસ લેંથ ૮ તસુછે, અને કેમેરા ૩ ફીટ ૧૦ ઇંચ લાંબો જોઇએ. જો ફુલ સાઇઝનો લેન્સ હોય, યાને ફોકસ-લેંથ ૧ ફુટ હોય તો કેમેરા ૫ ફીટ જોઇએ. જુઓ 'ફોટોગ્રાફી'.

**ત્રીપાઠી, મનસુખરામ સુર્યરામ**—એક લખનાર. 'અસ્તોદય તથા નલ દમયંતી' નો નીબંધ, ઇત્યાદી લખનાર.

**ત્રીભોવનદાસ મોતીચંદ**—'શારીર ને વૈદક શાસ્ત્ર' નું તબીબી પુસ્તક લખનાર.

**ટ્રેસીંગ પેપર**—Tracing Paper જો બનાવવું હોય તો (૧) વજણમાં ૬ ભાગ સ્પીરીટસ ઓવ તરપેનટાઇન, (વજણમાં) એક ભાગ રાળ યાને બીરોજા, અને (વજણમાં) ૧ ભાગ બાળેલું નત (Nut) તેલ લઇ સઘલાંને મીશ્ર કરવું. પછી નરમ એક વાદળું તેમાં બોળી, તે વાટે ઘણાજ પાતલાં કાગલને ધોવું. (૨) તરપેન્ટાઇન અને કેનેડા બાલસમના સરખા ભાગ લઈ, તેનું વારનીસ બનાવી, તે વારનીશ સોજાં, પાતલાં, અને વગર કાંજીના કાગલની એક બાજુ પર પીચ્છીથી લગાડવું. જો પાણીનો રંગ જોઇતો હોય તો કામમાં લેવા અગાડી 'ઓક્ષ-ગોલ' (Ox-gall) થી ભીંજવી, સુકવવું.(૩)૧ પીંત તરપેન્ટાઇનમાં ૨ ઇંચ વ્યાસના ધોયલા મીનના એક કટકાને પીગલાવવો, પછી તેમાં 'ટીસ્યુ પેપર' નામના ઘણાજ પતલાં કાગજના તાવને બોળી કાઢીને બે ત્રણ દીવસ સુધી સુકાવા દેવું.

## ઠ, થ.

ઠગઃ—ખુનીઓ, ફાંસીયાઓ, ચોરો, અને પીંઢારીઓથી બનેલી ટોલીઓએ (જેઓ સાધારણ રીતે "ઠગની ટોલીઓ" કહેવાતી હતી તેઓએ) ઇ૦ સ૦ ૧૮૩૦ ની આગમચ આખાં હીંદુસ્થાનમાં ઘણો ત્રાસ બેસાડી દીધો હતો. એ ટોલીઓ "કાલી યાને દુરગા" દેવી (જુઓઃ "હીન્દુઓના દેવતાઓ")ને માનતી હતી, અને તેઓમાંના દરેક જણ પોતાના ધંધાનો ભેદ કોઇ આગલ ખુલ્લો નહી કરવા સોગંદ ખાતું હતું. વેપારીઓ તથા જાત્રાલુઓની વનજારસાથે એ ઠગોની ટોલકીઓ, વેપારીઓ યા જાત્રાલુઓની ટોલકીઓ તરીકે, ભેલાતી. ત્યાર પછી એકાદ ઉજડ જગા આગલ આવતાંજ, આગલથી કરી રાખેલી ગોઠવણ મુજબ, તેમનામાંનો એક જણ છુપી નીશાણી કરતો, કે એક યા બે ઠગો પોતાના હાથમાં સેહેલાઇથી ફાંસી દેવાય એવી ઢપે રૂમાલને વલ દઇ, અજાણ્યાની પીઠ પાછલ કાંઇ કામનું ઢોળ ઘાલી ઉભા રહેતા. જેવા જોઇતા સઘળા ઠગો એ પ્રમાણે તઇઆર ઉભા રહેતા, કે તેમની ટોલીનો એક જણ મોટે સાહદે "પાણ લાઓ" યા "પાણી લાઓ" યા "ઘોડા લાઓ" યા એવોજ નીશાણીનો

વાકય બોલતો, કે તેજ ઘડીએ દરેક કમનસીબ અજાણ્યાના ગલામાં રૂમાલનો ફાંસો ફેકવામાં આવતો હતો. ત્યાર પછી મુએલાંઓ સોડનો માલ લઈ મુકીને ઠગો તેમને દાટતા હતા. બનતાં લગી એ ટોલકીઓ સ્ત્રીઓને હેરાન કરતી નહી હતી. ઇ૦ સ૦ ૧૮૨૬—૩૫માં ૧૫૬૨ ઠગોને હીન્દુસ્તાનમાંથી પકડીને તેમને લાંયકની સજા કરવામાં આવી હતી. ઠગને વીશે પેહેલો જાહેર ઇસારો ઝીઆઉદીન બરનીની રચેલી 'ફીરોઝશાહની તવારીખ' (જે સને ૧૩૫૬માં લખાઈ હતી) માં કરવામાં આવ્યો છે: જે પરથી જણાય છે કે ૧૨૯૦માં કેટલાક ઠગોને દીલ્હીમાં પકડવામાં આવ્યા હતા. સને ૧૮૩૦માં હીન્દુસ્થાનના ગવરનર જેનરલ લોરડ વીલ્યમ બેન્ટીંકે એ ટોલકીઓને કચડી નાખી હતી. ૧૦થી ૨૦૦ની સંખ્યામાં એ ટોલકીઓ ફરતી હતી. ઠગની રીતભાતને લગતાં પુસ્તકોમાં Major Sleeman's Report on the depredations committed by the Thug Gangs; J. Hutton's Popular Account of the Thugs and Dacoits; Hockley's Memoirs of a Brahmin (બાપુ બ્રાહમણ); E. Thornton's Illustrations of the History and Practices of the Thugs; W N. Sleeman's Ramaseeana; Col. M. Taylor's Confessions of a Thug (અમીર અલી); Asiatic Researches, Vol XIII, 1820, વગેરેછે.

**થરમોમીતર**—કોઇપણ ચીજમાં ગરમીનો કેટલો જથ્થોછે, તે માપવા માટે થરમોમીતર (Thermometer) કામે લાગેછે. બારીક છીંદ્રવાલી કાચની નળીનું એ બનેલુંછે, અને તે નળીને છેડે એક પોકલ ઉપસી આવેલો ખાંચો (Bulb) હોયછે, જેમાં જીવતો પારો (Mercury) ભરેલો હોયછે. નળીનો ઉપલો ભાગ અંદરની હવાને ગરમી લગાડી બાહેર કાહાડીને બતી (Spirit-lamp) થી બંધ કરવામાં આવેછે. એટલાં સુધી બનાવવાનું કામ સેહેલછે, પણ પછી એ નળીને જયારે એક સરખા ભાગમાં વેંહેચી નાખવામાં આવેછે, ત્યારે ઘણી મેહેનત પડેછે; કારણ કે જો ભાગ ચોકસાઇથી માંડયા નહી હોય તો થરમોમીતર કશું કામમાં આવતું નથી. પણ સાધારણ થરમોમીતરો કાંઇ ઘણા મોઘાં આવતાં નથી. કેટલાંક થરમોમીતરોમાં પારો ભરવામાં આવેછે, જયારે કેટલાંક આલકોહોલ (Alcohol) ઇત્યાદી પ્રવાહીથી ભરવામાં આવેછે. થરમોમીતરો જાતજાતના હોયછે, જેમાંના થોડાંકોનાં નામો અમો આપીએ છીએ:— બેકવેરેલ્સ ઇલેકત્રીકલ (Becquerel's Electrical) થરમોમીતર, કીન્નરસ્લેઝ (Kinnersley's)થરમોમીતર, લેસ્લીઝ(Leslie's) થરમોમીતર, મેથ્થીએસેન્સ (Matthiessen's) થરમોમીતર, બ્રેગ્યુએત્સ મીતલીક (Breguet's) થરમોમીતર, સાઇમેન્સ ઇલેકલીકલ (Siemen's Electrical) થરમોમીતર, આલકોહોલ થરમોમીતર, મરકયુરીયલ થરમોમીતર, ડીફરેન્સીયલ (Differential) થરમોમીતર, રૂધરફોર્ડસ (Rutherford's) થરમોમીતર, પાયરોમીતર (Pyrometer) વગેરે. પણ સાધારણ રીતે ત્રણ નામના થરમોમીતરો કામમાં આવેછે:—સેન્તીગ્રેડ (Centigrade) થરમોમીતર, ફેહરેન્હાઇત્સ (Fahrenheit's) થરમોમીતર અને રાયુમર્સ (Reaumur's)થરમોમીતર. સેન્તીગ્રેડ અથવા સેલસ્યસ (Celsius) થરમોમીતરમાં ૧૦૦ ભાગ પાડેલા હોયછે. 0° (દીગરી) વાલો ભાગ ફ્રીઝીંગ પોઇન્ત (Freezing point) અને ૧૦૦° (° = દીગરી) વાલો બોઇલીંગ (Boiling) પોઇન્ત કહેવાયછે. ફેહરેનહાઇત્સ થરમોમીતર ૧૮૦ દીગરીમાં સરખું વેંહેચાયલુંછે. એમાં ૩૨°તે ફ્રીઝીંગ પોઇન્ત અને ૨૧૨° તે બોઇલીંગ પોઇન્તછે. રાયુમર્સ થરમોમીતરમાં ફ્રીઝીંગ પોઇન્ત 0° પર અને બોઇલીંગ પોઇન્ત ૮૦°પર હોયછે; અને એ બન્ને વચ્ચેનો

☞ 'થરમોમીટર' (ચાલુ)

તફાવત ૮૦ એક સરખા ભાગોમાં વેંહેચાયલો આવેછે.

એન્જીનયરોને (જુઓ 'વરાળ યંત્ર' વાલી બાબદ) એક થરમોમીતરમાંની ડીગરીને બીજા થરમોમીતરની સાથે વારંવાર સરખાવવી પડેછે, જેથી તેના દાખલાની રીતો નીચે આપ્યે છીએ:-

જો સેન્તીગ્રેડ ડીગરીના ફેહરેનહાઇત કરવા હોય તો:—

આપેલી ડીગરીને નવે ગુણીને પાંચે ભાંજો, અને ૩૨ ઉમેરો.

યાને

$$\frac{°\times૯}{૫} + ૩૨ = \text{જવાબ.}$$

જો ફેહરેનહાઇતના સેન્તીગ્રેડ કરવા હોય તો:- આપેલી ડીગરીમાંથી ૩૨ બાદ કરો અને પાંચે ગુણી નવે ભાંજો.

યાને

$$\frac{°-૩૨\times૫}{૯} = \text{જવાબ.}$$

જો સેન્તીગ્રેડનાં રીયુમર કરવા હોય તો:— આપેલી ડીગરીને ચારે ગુણીને પાંચે ભાંજો.

યાને

$$\frac{°\times૪}{૫} = \text{જવાબ.}$$

જો રીયુમરના સેન્તીગ્રેડ કરવા હોય તો:— આપેલી ડીગરીને પાંચે ગુણીને ચારે ભાંજો.

યાને

$$\frac{°\times૫}{૪} = \text{જવાબ.}$$

જો ફેહરેનહાઇતના રીયુમર કરવા હોયતો:-

આપેલી ડીગરીને પહેલાં સેંતીગ્રેડમાં લાવીને પછી રીયુમર કરવા.

યાને

$$\frac{°-૩૨\times૫}{૯} = x \text{ સેંતી૦ પછી}$$

$$\frac{x\times૪}{૫} = \text{જવાબ.}$$

જો રીયુમરના ફેહરેનહાઇત કરવા હોયતો:— આપેલી ડીગરીને પેહેલાં સેન્તીગ્રેડમાં લાવીને પછી ફેહરેનહાઇત કરવા.



યાને

$$\frac{°\times૫}{૪} = x \text{ સેંતી૦ પછી}$$

$$\frac{x\times૯}{૫} + ૩૨ = \text{જવાબ.}$$

જો સેન્તીગ્રેડ થરમોમીતર બરાબર હોયછે, તો તે નીચે જણાવેલી ચીજોનું નીચે પ્રમાણે શરોતાપણુ પ્રમાણ (Temperatures) દેખાડી આપેછે:—

| | |
|---|---|
| બરફનું પીગલવું ........................ | ૦° |
| પાણીનું ઘટ્ટપણું ........................ | ૪° |
| લોહીનું તપાવવું ........................ | ૩૬.૬° |
| પાણી ઉકળેછે ........................ | ૧૦૦° |
| પારો ઉકળે ........................ | ૩૫૦° |
| ગંધક ઉકળે ........................ | ૪૪૦° |
| તપાવીને લાલચોળ કરવું ........................ | ૫૨૬° |
| રૂપું પીગળેછે ........................ | ૧૦૦૦° |
| જસત બળબળેછે ........................ | ૧૦૪૦° |
| ઓતેલું લોહોડું પીગળે ........................ | ૧૫૩૦° |
| સરસ ભઠ્ઠીની ગરમી ........................ | ૧૮૦૦° |

☞ ફેરનહાઇટ, રયુમર અને સેન્ટીગ્રેડ માપના પ્રમાણની સરખામણી માટે જુઓ પછવાડેના સફાઓ ( ૧૧૪ તથા ૧૧૫ ).

**થંડીથી ચામડી ફાટી ગઇ હોય**—જુઓ 'ગ્લીશરીન જેલી.'

**થાંસીનો ઉપાય, ઘોડાને થતો**—૨ ડ્રામ્સ સ્પીરીટ ઓવ કેમ્ફર, ૨ ડ્રામ્સ સુરોખાર, ૧ ડ્રામ એક્ષત્રેકત ઓવ બેલેદોના, ૪ આંઉંસ રમ યા ફેની દારૂ, અને ૧ પેંત પાણી. એ સઘળાંને એકરસ કરી દહાડામાં એક વાર પાવું.

**થીબેત મસ્ક સોપ**—ટીબેતી કસ્તુરીના સાબુમાં નીચલી મેળવણીને સારી પેઠે ઘુંટવું પડેછે. ૩ ડ્રામ્સ કસ્તુરીને ૭ રતલ કર્દ (Curd Soap ) સાબુમાં ઘુંટો, એટલે Thibet-Musk Soap બનશે.

**થુક, ખાટીનો ઉપાય**—સવારના ઉઠતાં વાર ગરમ પાણીનો એક ગોટ ગળી જવો, અને

## ફેરનહાઇટ, રયુમર અને સેન્ટીગ્રેડ માપના પ્રમાણની સરખામણી.

| સેન્ટી. | ફેરન. | રીયુ. | સેન્ટી. | ફેરન. | રીયુ. |
|---|---|---|---|---|---|
| ૧૦૦° | ૨૧૨° | ૮૦° | ૬૪ | ૧૪૭·૨ | ૫૧·૨ |
| ૯૯ | ૨૧૦·૨ | ૭૯·૨ | ૬૩ | ૧૪૫·૪ | ૫૦·૪ |
| ૯૮ | ૨૦૮·૪ | ૭૮·૪ | ૬૨ | ૧૪૩·૬ | ૪૯·૬ |
| ૯૭ | ૨૦૬·૬ | ૭૭·૬ | ૬૧ | ૧૪૧·૮ | ૪૮·૮ |
| ૯૬ | ૨૦૪·૮ | ૭૬·૮ | ૬૦ | ૧૪૦ | ૪૮ |
| ૯૫ | ૨૦૩ | ૭૬ | ૫૯ | ૧૩૮·૨ | ૪૭·૨ |
| ૯૪ | ૨૦૧·૨ | ૭૫·૨ | ૫૮ | ૧૩૬·૪ | ૪૬·૪ |
| ૯૩ | ૧૯૯·૪ | ૭૪·૪ | ૫૭ | ૧૩૪·૬ | ૪૫·૬ |
| ૯૨ | ૧૯૭·૬ | ૭૩·૬ | ૫૬ | ૧૩૨·૮ | ૪૪·૮ |
| ૯૧ | ૧૯૫·૮ | ૭૨·૮ | ૫૫ | ૧૩૧ | ૪૪ |
| ૯૦ | ૧૯૪ | ૭૨ | ૫૪ | ૧૨૯·૨ | ૪૩·૨ |
| ૮૯ | ૧૯૨·૨ | ૭૧·૨ | ૫૩ | ૧૨૭·૪ | ૪૨·૪ |
| ૮૮ | ૧૯૦·૪ | ૭૦.૪ | ૫૨ | ૧૨૫·૬ | ૪૧·૬ |
| ૮૭ | ૧૮૮·૬ | ૬૯·૬ | ૫૧ | ૧૨૩·૮ | ૪૦·૮ |
| ૮૬ | ૧૮૬.૮ | ૬૮·૮ | ૫૦ | ૧૨૨ | ૪૦ |
| ૮૫ | ૧૮૫ | ૬૮ | ૪૯ | ૧૨૦·૨ | ૩૯·૨ |
| ૮૪ | ૧૮૩·૨ | ૬૭·૨ | ૪૮ | ૧૧૮·૪ | ૩૮·૪ |
| ૮૩ | ૧૮૧·૪ | ૬૬·૪ | ૪૭ | ૧૧૬·૬ | ૩૭·૬ |
| ૮૨ | ૧૭૯·૬ | ૬૫·૬ | ૪૬ | ૧૧૪·૮ | ૩૬·૮ |
| ૮૧ | ૧૭૭·૮ | ૬૪·૮ | ૪૫ | ૧૧૩ | ૩૬ |
| ૮૦ | ૧૭૬ | ૬૪ | ૪૪ | ૧૧૧·૨ | ૩૫·૨ |
| ૭૯ | ૧૭૪·૨ | ૬૩·૨ | ૪૩ | ૧૦૯·૪ | ૩૪·૪ |
| ૭૮ | ૧૭૨·૪ | ૬૨·૪ | ૪૨ | ૧૦૭·૬ | ૩૩·૬ |
| ૭૭ | ૧૭૦·૬ | ૬૧·૬ | ૪૧ | ૧૦૫·૮ | ૩૨·૮ |
| ૭૬ | ૧૬૮·૮ | ૬૦·૮ | ૪૦ | ૧૦૪ | ૩૨ |
| ૭૫ | ૧૬૭ | ૬૦ | ૩૯ | ૧૦૨·૨ | ૩૧·૨ |
| ૭૪ | ૧૬૫·૨ | ૫૯·૨ | ૩૮ | ૧૦૦·૪ | ૩૦·૪ |
| ૭૩ | ૧૬૩·૪ | ૫૮·૪ | ૩૭ | ૯૮·૬ | ૨૯·૬ |
| ૭૨ | ૧૬૧·૬ | ૫૭·૬ | ૩૬ | ૯૬·૮ | ૨૮·૮ |
| ૭૧ | ૧૫૯·૮ | ૫૬·૮ | ૩૫ | ૯૫ | ૨૮ |
| ૭૦ | ૧૫૮ | ૫૬ | ૩૪ | ૯૩·૨ | ૨૭·૨ |
| ૬૯ | ૧૫૬·૨ | ૫૫·૨ | ૩૩ | ૯૧·૪ | ૨૬·૪ |
| ૬૮ | ૧૫૪·૪ | ૫૪·૪ | ૩૨ | ૮૯·૬ | ૨૫·૬ |
| ૬૭ | ૧૫૨·૬ | ૫૩·૬ | ૩૧ | ૮૭·૮ | ૨૪·૮ |
| ૬૬ | ૧૫૦·૮ | ૫૨·૮ | ૩૦ | ૮૬ | ૨૪ |
| ૬૫ | ૧૪૯ | ૫૨ | ૨૯ | ૮૪·૨ | ૨૩·૨ |

| સેન્ટી. | ફેરન. | રીયુ. | સેન્ટી. | ફેરન. | રીયુ. |
|---|---|---|---|---|---|
| ૨૮ | ૮૨·૪ | ૨૨·૪ | ૧૩ | ૫૫·૪ | ૧૦·૪ |
| ૨૭ | ૮૦·૬ | ૨૧·૬ | ૧૨ | ૫૩·૬ | ૯·૬ |
| ૨૬ | ૭૮·૮ | ૨૦·૮ | ૧૧ | ૫૧·૮ | ૮·૮ |
| ૨૫ | ૭૭ | ૨૦ | | | |
| ૨૪ | ૭૫·૨ | ૧૯·૨ | ૧૦ | ૫૦ | ૮ |
| ૨૩ | ૭૩·૪ | ૧૮·૪ | ૯ | ૪૮·૨ | ૭·૨ |
| ૨૨ | ૭૧·૬ | ૧૭·૬ | ૮ | ૪૬·૪ | ૬·૪ |
| ૨૧ | ૬૯·૮ | ૧૬·૮ | ૭ | ૪૪·૬ | ૫·૬ |
| | | | ૬ | ૪૨·૮ | ૪·૮ |
| ૨૦ | ૬૮ | ૧૬ | ૫ | ૪૧ | ૪ |
| ૧૯ | ૬૬·૨ | ૧૫·૨ | ૪ | ૩૯·૨ | ૩·૨ |
| ૧૮ | ૬૪·૪ | ૧૪·૪ | ૩ | ૩૭·૪ | ૨·૪ |
| ૧૭ | ૬૨·૬ | ૧૩·૬ | ૨ | ૩૫·૬ | ૧·૬ |
| ૧૬ | ૬૦·૮ | ૧૨·૮ | ૧ | ૩૩·૮ | ૦·૮ |
| ૧૫ | ૫૯ | ૧૨ | ૦ | ૩૨ | ૦ |
| ૧૪ | ૫૭·૨ | ૧૧·૨ | | | |

૧૫ આંઉંસ જેટલાં પાણીમાં ૪ ડ્રામ્સ ટંકણખાર પીગલાવી તે પાણીથી દહાડામાં વારંવાર કોગળા કરવા.

**થુકના ઇલાજો**—Ptyalism or Salivation માટે નીચલા ઇલાજો કરો. (૧) ૮ આંઉંસ પાણીમાં ૧ આંઉંસ મધ અને ૧ ડ્રામ ફટકીને પીગળાવી તે પાણીથી કોગળા કરવા. આ ઉપાય પારાની દવા ખાધાથી ઘણી થુક ઉતપન થાયછે, તે માટેછે. (૨) જો થુક થોડી હોય તો રાઈના બીયાં અથવા તો અકલગરો ચાવવો. ☞ સુખાકારી ભોગવતાં એક આદમીના મોંહમાં ૨૪ કલાકમાં ૧ થી ૧॥ રતલ થુક ઉતપન થાયછે.

**થેકરે, વીલીયમ મેકપીસ**—વાર્તા અને પરચુટણ બાબદ લખનાર જગતપ્રસીધ ઇંગ્રેજ. (૧૮૧૧–૧૮૬૩). એને પુસ્કલ ગ્રંથો રચ્યાછે, જેમાં 'એસમોંડ' તથા 'ધી હીસ્તોરી ઓવ પેનડેનીસ', 'વેનીતી ફેર' અને 'રાઉન્ડ અબાઉટ પેપર્સ' નામના ગ્રંથો ઘણા વખાણવા લાયકછે.

**થોમસન, જેમ્સ**—કવીતા અને નાટકે લખનાર ઇંગ્રેજ. (૧૭૦૦–૧૭૪૮). 'થોમસન્સ સીઝન્સ' વાંચો.

**થીઓસોફી**—એ શબ્દ ગ્રીક ભાષાના બે શબ્દોનો બનેલોછે: "થીઓસ" (ખુદા). "સોફોસ" (દાનાવ, જ્ઞાની). થીઓસોફીનો અર્થ બ્રહ્મજ્ઞાન, ખોદાસનાશી, એલમે એલાહી, વગેરે થાયછે.

એ વિદ્યા દુનિયાંની શરૂઆતથીજ માણસ જાતમાં જેઓ સંપુર્ણ અશો (પવીત્ર) હોય તેઓને મલતી આવીછે. આ અશો નરો, એ વિદ્યાનો એક ભાગ સાધારણ માણસોને દુનિયાંમાં કેમ ચાલવૂ તે સમજાવવાને, પોતાના સાગેરદો અથવા ચેલાઓની મારફતે દેખાડતા હતા, જે ભાગ ઘણું કરીને ભેદી રાખવામાં આવતો હતો, અને જે આજે જુદા જુદા જાહેર તરીકાઓ અથવા "ધર્મ" તરીકે ઓલખાયછે; અને બીજો ભાગ જે વગર ભેદનો અને વધારે ઉંચી પ્રકારની વીદ્યા તે, જે કોઈ શીષ્યો પોતાની ચલચલગ્ સુધારી, મનમારી (ચોખું બનાવી)ને લાયક થ-

☛ થીઓસોફી' (ચાલુ).

ચલા હોય, તેઓને શીખવવામાં આવતી હતી.

જેમ આદમજાતનું મુળ એશીયાખંડના મધ્ય ભાગમાં ઈરાનવેજ અથવા આર્ય ભુમી ગણાય-છે, તેમજ આવિદ્યાનુ મુળ પણ અસલથીજ એશીયા ખંડમાં ગણાયછે ; અને અસલથી તે આજ સુધી હીંદુ યોગીઓ ( ભટકતા લંગોટી-વાલાઓ નહી), સુફીઓ, જરથોશતી સાલેકો, અને બુધીશ્ટ મ્હાત્માઓ એ વિદ્યા જાણતા આવ્યાછે.

યુરોપ ખંડમાં એ વિદ્યા પસરેલી ન હોવાથી ક્રીસ્ચીયન લખનારાઓ જણાવેછે કે ક્રાઈસ્ટની પછી ત્રીજી સદીમાં એ વિદ્યા ત્યા જણાઈ હતી; તો જોકે તવારીખ ઉપરથી સાબેત થાયછે કે તેની કેટલુંક આગમચ એ વિદ્યા વિષે યુરોપના કેટ-લાક લોકો જાણીતા હતા. ડાયોજીનીસ લીયર્ટી-સ નામનો લખનાર જણાવેછે કે ટોલેમાસનાં વંશની ઘણું આગમચ થીઓસોફી યુરોપમાં ફેલાયલી હતી. પ્લેટો (અફલાતુન) અને તેનાં ચેલાઓ જે ફીલસુફી માટે વખણાઈ ગયા તે એજ વિદ્યા હતી. તેઓ પોતાને "ફીલાલેથી-યન્સ" (સચાઈને ચાહનારા) કેહેવાડતા હતા. પ્લેટોના લખાણો અવસ્તા, વેદ, સુફીઓના લખાણો, અને થીઓસોફીને મલતાં આવેછે, તે છતાં યુરોપના લોકોનો મોટો ભાગ બ્રહ્મજ્ઞાન-થી અજ્ઞાન હોવાને લીધે અસલથીજ એ વિદ્યા-ને સવીકારવામાં પછાત પડતો રહયોછે. તેની સાબેતી એછે કે એકવાર "દોઢોડસો વરશની મુદતમાં ભુત-ડાકણ માનીને ૯૦,૦૦૦ મરદ-ઓ-રતોને મારી ભુમીદાહ કરવામાં આવ્યાં હતાં. માત્ર ગ્રેટ બ્રીટનમાં ઈ૦ સ૦ ૧૬૪૦ થી ૧૬૬૦ સુધી ૨૦ વરસનાં દરમ્યાંનમાં, 'ડેવીલ' (સેતાન)ની સાથે નીસબત રાખવાના વાંક માટે ૩,૦૦૦ માણુસોને મારી નાખવામાં આવ્યાં હતાં.

જો શારીરીક વિદ્યાએ યુરોપ ખંડમાં આગળ વધારો કીધો નહોત, અને જે છુટાપણું પશ્ચિમમાં ફેલાયલું છે તે ફેલાયું ન હોત, તો થીઓસોફીકલ વિચાર ધરાવનાર માણુસની હાલત હજી પણુ યુરોપ ખંડમાં ધાસ્તી ભરેલીજ થઈ પડત ; તો જોકે યુરોપનાં વિદ્વાનો હમણા હમણા એ વિ-દ્યા ઉપર ધ્યાન આપવા લાગાછે.

આ પ્રતાપ મેડમ બ્લાવાટસ્કી અને કરનલ ઑલકટની ખંત અને બીનસ્વાર્થનાછે. આ બે જણાંએ થીઓસોફીકલ સોસાયટીની સ્થાપના કરીછે, જેની તવારીખ જાણુવાજોગ થઈ પડ-શે. ગુપ્ત વિદ્યા તરફ શોખ ધરાવનાર પશ્ચિ-મ તરફના કેટલાક વિચારવંત વિદ્વાનોએ જો-યું કે શારીરીક વિદ્યાના વધવા સાથે જો બ્રહ્મ-જ્ઞાનનો ફેલાવા ન થાય તો દુનિયાંમાં થતી નવી નવી શોધો, જે માણુસ જાતના સુખનો વધારો કરવા માટે ઉત્પન્ન થયલી ધારવામાં આવેછે, તેજ તેનો નાશ કરનાર થઈ પડે. વલી માત્ર શારીરીક વિદ્યા સતા થઈ પડયાથી આદમજાત-નો એક ભાગ હેતુમાં સારો, પણુ વાસ્તવીક રીતે બીજે માર્ગે ગયો, એટલે નાસ્તીક વિચાર પર ઉતરવા લાગો. અમ હોવાથી કેટલાક વિદ્વાનો સાથે મલીને કરનલ ઑલકટે અને મેડમ બ્લા-વાટસ્કીએ ખોદાસનાશીનો ફેલાવો કરવા અમે-રીકાના ન્યુ યોર્ક શેહેરમાં તા૦ ૧૭ મી નવેમબર સને ૧૮૭૫ ને દીવસે "થીઓસોફીકલ સોસાય-ટી" ની સ્થાપના કીધી. આ સ્થાપના થયા પછી બન્ને જણુ તે મંડલીની શાખા હીંદુસ્તાં-નમાં ઉઘાડવા તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૭૯ ને દીવસે મુંબઈ આવી પોંહોચ્યાં. અહીં તે-ઓની ઘણી જરૂર હતીઃ કારણકે આ વેલા ક્રી-સ્ચીયન મીસનરી અને સરકારી કેલવણીએ હીંદુસ્તાંનના દેશી જુવાનોના મન ફેરવી ના-ખ્યાં હતાં, અને તેઓનો મોટો ભાગ પોતાના બાપીકા ધરમને ધીક્કારવા શીખ્યો હતો.—માત્ર સંસારી બંધનને લીધેજ તેઓ પોતપોતાની કો-મને વલગી રહયા હતા. કરનલ ઑલકોટે દેશી-ઓના ધર્મ પુસ્તકોમાં જણાવેલી ઉમદા ફીલસુફી ભાષાણો કરી બતાવા માંડી, અને દેશી જુવા-નોનાં ધર્મી એકીનમાં મોટો ફેર પડી ગયો. આથી સ્વભાવીક રીતે મીસનરીઓના કામમાં

☞ 'થીઓસોફી' ચાલુ

મોટી હરકત થઈ, તેથી તેઓએ એ મંડલીને હંફાવવા માટે કશું કરવામાં બાકી રાખયું નહી. સરકારી અમલદારોએ ઉપલાં બે જણાને "રશીયન જાસુસ" ઠોકી બેસાડી તેઓ ઉપર મજબુત નજર રાખવા માંડી, અને સરકારી અમલદારો, જેઓ એ મંડલી સાથે સંબંધ ધરાવતા હતા, તેઓમાનાં ઘણાકોને ખસતા થવું પડયું. તોપણ મંડલીનું કામ અટકયું નહી. પેહેલાં વડું મથક મુંબઈમાં રાખવામાં આવ્યું હતું, અને હીંદુસ્તાનનાં જુદાં જુદાં શેહેરોમાં બીજી શાખાઓ ઉઘાડવામાં આવી હતી. લોકોમાં થીઓસોફીની ચરચા વધવાથી સને ૧૮૭૯ ના અકટોબરથી "થીઓસોફીસ્ટ" માસીક ચોપાન્યું બાહાર પાડવાની જરૂર જણાઈ, અને તેની અંદર હીંદુસ્તાનના વિદ્વાનોએ એવાં લખાણો કરવા માંડયાં કે થોડી વારમાં તે એક સતાદાર વિદ્વતાઈ ચોપાન્યું થઈ પડયું. આજ સુધી તેણે પોતાનો દરજ્જો એવી રીતે જાલવી રાખયોછે કે યુરોપયન વિદ્વાનોમાંનાં ઘણાકોને અભ્યાસ માટે તે ખરીદવાની જરૂર પડીછે, કે જે વિદ્વાનો પોતે પેહેલાં તેને હસી કાહાડતા હતા. હવે જે દેશીઓના ધર્મને અને ધર્મ પુસ્તકોને બંચાવવા અને દુનિયાનાં લોકોની જાણમાં લાવવા માટે આ મંડળી કોશેશ કરેછે, તેજ દેશીઓમાંનાં કેટલાકો, થીઓસોફીની નેમને બરોબર નહી સમજવાથી, માત્ર મંડળી સ્થાપનારા ઉપર અંગીત હુમલા કરીને અટકયા નહી, પણ થીઓસોફી (બ્રહ્મજ્ઞાન) ની સામે પણ હીંદી-ઇંગ્રેજી વતમાનપત્રોની સાથે મલી લખાણો કરવા લાગા! એટલુંજ નહી, પણ મંડલીની સાથે જોડાયલા કેટલાક મેમબરો પોતાની કોઇ માની લીધેલી મતલબ પાર ન પડવાથી તેઓ પણ મંડળીના કામમાં હરકત નાખવા લાગા. એ અને એવીજ બીજી મુશકેલીઓ છતાં મેડમ બ્લાવાટસ્કી અને કરનલ આલકટની ખંતથી મંડળીનો વધારો ધીમે પણ મકમપણે કેવી રીતે આગલ વધતા રહયો, તે નીચે જણાવેલી મંડળીની શાખાઓની સંખ્યા ઉપરથી માલમ પડશે:—

સને ૧૮૭૬ માં એ મંડળીની શાખા માત્ર ૧ હતી; સને ૧૮૭૯–૮૦ માં તે વધી માત્ર ૨ થઈ; પણ ૧૮૮૧ માં એકદમ તે વધીને ૨૭ થઈ; બીજે વરસે, એટલે ૧૮૮૨ માં, શાખાઓની સંખયા ૫૧ થઈ; સને ૧૮૮૪માં તેથી વધીને ૧૦૪ થઈ; ૧૮૮૫ માં ૧૨૧ થઈ; અને સને ૧૮૯૦ માં ૨૩૧ શાખાઓ આ મંડળીની હતી. સને ૧૮૯૧ની શરૂઆતમાં એ મંડલીનાં જુદે જુદે વખતને આંતરે નવ ચોપાન્યાં બાહેર પડતાં હતાં.

આ મંડલીની કોશેશથી બ્રહ્મજ્ઞાનનો જેટલો વધારો આ સદીમાં થયો એટલો બીજો કોઇપણ જમાનામાં ભાગ્યેજ થયો હશેઃ કારણકે અસલ જ્યારે એવી કોશેશો કરવામાં આવતી હતી ત્યારે તે એક દેશ કે પ્રજામાં એવા વિચાર ફેલાવી તેટલીજ હદમાં સમાઈ રેહેતી હતી; પણ થીઓસોફીકલ સોસાયટીની મદદથી આજે એશીયાખંડના ધરમપુસ્તકો જેવાં કે વેદ, ઉપનીશદ, ભાગવત ગીતા, અવસ્તા, દસાતીર, કબાલા (યાહુદીઓનું ધર્મપુસ્તક), સુફીઓના લખાણો, ધર્મપદ, વગેરે પૃથ્વિના સુધરેલા ભાગોમાં વંચાયછે અને અભ્યાસ થાયછે. એટલુંજ નહી, પણ કેટલીક વાર તો એક એશીયાટીક ન માને એવી રીતે આ ધર્મપુસ્તકો તરફ તે અભ્યાસીઓ ભકતીભાવ રાખતા માલમ પડયાછે. થીઓસોફીકલ મંડળીની કોશેશથી ખોદાસનાશીના વિચારે આ પ્રમાણે આજે ઇંગ્લંડ, સ્કોટલંડ, આયરલંડ, જરમની, ફ્રાન્સ, અને ગ્રીસના યુરોપીયન દેશોમાંજ નહી, પણ આફ્રીકા, અમેરીકા, જેપાન અને ઓસ્ટ્રેલીયામાં પણ પગ પેસારો કીધોછે. અમેરીકા ખંડ "છુટાપણાની ભૂમી" ગણાયછે, ત્યાં આ વિદ્યાનાં કેટલાંક સાધાંતો, જેવાં કે "કર્મ" નું અનુમાન અને આત્મા જુદાજુદા અવતાર લઈ શકે કે નહી, વે વિશની ચરચા મંડળીની બાહારના પત્રો સુધાં ચલાવવા લાગાં, અને પરીણામ એ આવ્યું કે

☞ 'થીઓસોફી' (ચાલુ.)
મંડળીની બાહાર પણ ઘણાક લોકો "કરણીનો બદલો" અને "અવતાર" ની જરૂર સવીકારવા લાગાં—અને આ સઘલું વિદ્વતા ભરેલી સહમજ સાથે. અમેરીકામાં "પાથ" અને એવાંજ બીજાં માસીક ચોપાન્યાંઓ થીઓસોફીનાં જ્ઞાનનો ફેલાવો કરવાને બાહાર પાડવામાં આવેછે.

હાલની થીઓસોફીકલ સોસાયટીની મુખ્ય નેમ એછે કે—

૧ લી—ન્યાત, જાત, રંગ, પંથ, કે નાના મોટાનો તફાવત રાખયા વગર જગતમાં બાલેસ ભાઇબંધી વધારવી;

૨જી—આરયન અને બીજી પૂર્વ તરફના દેશોની ફીલસુફી, ધર્મો અને વિદ્યાનો અભ્યાસ વધારવો; અને

૩જી—જે માત્ર મંડળીના મેમબરોનો એક ભાગ બજા લાવેછે, તે એકે માણસની આત્મીક શકિત જેને હીંદુઓ સિદ્ધી કહેછે તેને લગતી અને કુદરતની ભેદી શકતીઓને લગતી શોધો કરવી.

કોઇપણ મેમબર જ્યારે મંડળીમાં જોડાય ત્યારે તેનું ધર્મ સંબંધી મત શુંછે તે જેમ તેને પુછવામાં આવતું નથી, તેમ તેને બીજાઓ માટે પુછવા દેવામાં આવતું નથી. પણ જે કાંઇ બંધન અને ફરજ નાખવામાં આવેછે તે એકે મંડળીમાં દાખલ થવા આગમચ તેણે વચન આપવો જોઇએ કે જેવું માન તે પોતાને માટે ધરાવે. તેવુંજ માન બીજાને માટે રાખવાને તેણે તૈયાર રેહેવું

આ ઉપરથી જણાશે કે આ મંડલીની નેમોમાં જોકે સર્વે ધર્મો અને સર્વે વિદ્યાનો અભ્યાસ કરવાનો સમાવેસ થાયછે, તોપણ કોઇના ધર્મ સંબંધી આચાર વિચાર ઉપર દબાન કે આગવગ ચલાવવાની જરા પણ છુટ નથી; તે છતાં કેટલાક લોકો, તેની અંદરખાનેની મતલબ બરોબર સમજ્યા વગર કે થીઓસોફીનો થોડો ઘણોબી અભ્યાસ કરયા વગર, મંડળીની ઉપર તરેહવાર તોહોમતો મુકવા લાગા. બીજાં સાહીત્યો કરતાં સંસકૃતમાં અખુટ જથ્થો જલવાઇ રહેવાથી, અને વિદ્યા સંબંધી શોધોમાં તે ભાષા અગત કરી વધારે ઉપયોગી હોવાથી, મંડળીને તેના તરજુમાઓ અને શબ્દોની જરૂર સ્વભાવીક રીતે જણાઇ, તેથી કેટલાક ક્રીસ્ચીયનો કેહેવા લાગા કે એતો "મૂર્તિ પુજા" શીખવેછે. વળી સંસકૃતમાં પણ ઘણેક ઠેકાણે ભેદી લખાણો હોવાથી જ્યારે બુધ ધરમનાં ભેદ વગરનાં લખાણોની મદદ લેવામાં આવી, ત્યારે હીંદુઓ તોહોમત મુકવા લાગા કે એતો બુદ્ધ ધરમ શીખવેછે. બુદ્ધિષ્ટો વળી એમ જણાવા લાગા કે એતો ક્રીસ્ચીયાનીટીનો ફેલાવો કરેછે. અને પારસીઓ કેહેવા લાગા કે એતો "ધંતર મંતર" શીખવેછે! કેટલાક લોકોતો એટલા સુધી આગલ વધયા કે મંડળી નાસ્તીકછે!

આ સઘળાં દ્વેષભાવી બળની સાંમે કામ લેવાને મંડળીના મેમબરોને, અને તેમાં મુખ્ય કરી તેના બે સ્થાપનારાંઓને, બહુ મુસીબતો નડી. તોપણ આ મંડલીની અથાગ મેહેનતથી ધીમે ધીમે "થીઓસોફી" ની અગત પૃથ્વિના સર્વે સુધરેલા દેશોમાં વિદ્વાંનો કબુલ રાખતા જાયછે.

થીઓસોફી જેઓ પોતાની ચાલ સુધારી લાયક થયલા હોય તેઓનેજ અસલ શીખવવામાં આવતી હતી, અને સાધારણ લોકો માટે તેઓથી પાલી શકાય એટલાજ કાનુનો જુદા જુદાં પેગમ્બરોના ચેલાઓ મારફતે બાહાર આપવામાં આવતા હતા. જરથોશત, બુધ, પીથાગોરાસ, કનફ્રુશીયસ, ઓરફ્યુઝ, સોક્રેટીસ, અને જીસસે સુધાં પોતાને હાથે કોઇ ધર્મ પુસ્તકો લખયાં નથી, પણ તેઓના ચેલાઓએ લખી રાખવાથી તેઓ આજે જલવાઇ રહયાં છે. લોકો જેટલા પ્રમાણમાં લાયક થયલાં હોય તેટલી હદ સુધી સાધારણ લોકો માટે એ વિદ્યા બાહાર આપવાનું સાજ્ઞેકો વાજબી ધારેછે: કારણ કે જો વધારે આપવામાં આવે તો એ વિદ્યાનો બીજી વિદ્યા માફક ગેરઉપયોગ થવાનો સંભવ રહે. બીજી વિદ્યાનો ગેરઉપયોગ ઘડીભર ચલાવી લે-

'થીઓસોફી' (ચાલુ)

વાય, પણ આ વિદ્યાનો ગેરઉપયોગ થવાથી દુનીયામાં મોટી ખરાબી થાય. એટલા માટે હજી પણ એવું કેહેવાય છે કે હીંદુઓનુ અખંડ સંસકૃત સાહીત્ય જેટલું આપણે જાણીએછે તે પણ માત્ર નવમો કે દસમો ભાગછે, અને બાકીનું પાહાડોની ગુફામાં, જ્યાં મ્હાત્માઓ વસેછે, અને જ્યાં કોઇપણ સાધારણ આદમજાત કે કોઇપણ દેખઇતી ભલતી ચીજનો પગદંડો નહી હોય ત્યાં, જાલવી રાખવામાં આવ્યુંછે. એવી જગ્યાઓ હીંદુસ્તાન. ઇરાન અને મધ્ય એશીયા તરફછે, કે જ્યાં એ વિદ્યાની કદર ચાજબી પીછાણવામાં આવેછે. વળી જે કાંઇ બાહાર આપવામાં આવ્યુંછે, તે પણ એટલું ભેદીછે કે સાધારણ માણસ ભાયેગેજ તે સમજી શકે. પારસીઓના અવસ્તાનું ઘણુંખરૂં લખાણ જેમ ભેદી ગણાયછે તેમજ વેદનુ પણ કેટલુંક લખાણ ભેદી કેહેવાયછે,—જેની ચાવી થીઓસોફીછે. જ્યાં સુધી એ વિદ્યાઓનો અભીયાસ કરવામાં આવે નહી, ત્યાં સુધી બીકટ ધર્મ પુસ્તકોના ભેદો સમજી શકાય નહી

જેમ આજના તેમજ અસલના થીઓસોફીશટોનું કેહેવું એવું છે કે જે કાંઇ finite (અંતવાન) છે તેની મારફતે infinite (અનંત) નો ખેયાલ કદી જાણી શકાય નહી; પણ દરેક માણસમાં જે ખોદાઇ અંશ છે, તેની એક ચોકસ હાલતમાં ખોદાના પ્રકાશ સાથ વેહેવાર રાખી શકાય અથવા તેને પીછાની શકાય. આ હાલત કાંઇ રસાયન સંજોગથી કે હીપનોટીઝમ અથવા મેસમેરીઝમ (જુઓ 'મેસમેરીઝમ') થી થતી નથી, પણ મનની સંપુર્ણ અશોઇ અથવા પવિત્રાઇથી થાયછે. પારસી લોકોના અવસતામાં એ વિશે એવું જણાવવામાં આવયુંછે કે—

અષ વહિશ્ત અષ શ્રેશ્ત દરેસામ થવા
પઇરિ થ્વા જમ્યામ હમેમ થ્વા હખ્મ.
(યજશને, હા ૬૦—૧૧-૧૨.)

"સર્વથી શોભઇતી અશોઇએ કરીને, સર્વથી શ્રેષ્ટ અશોઇએ કરીને, [ઓ અહુરમજદ] તુને અમો જોઇએ, તારામાં મળી જઇએ, હંમેશગીને પોંહોચીએ." જ્યાં સુધી એ હાલતમાં જવાતું નથી ત્યાં સુધી ઇંગ્રેજીમાં જેને "ઇવોલ્યુશન" (પ્રગટીકરણ) કહેછે તેના કાયદાને વારંવાર તાબે થવું પડેછે, અને હીંદુઓનાં શબ્દમાં લઇએ તો જનમ મરણને આધીન થવું પડેછે. પણ ઉપલી હાલતે પોંહોચેલું માણસ ઇવોલ્યુશનના નીયમને પોતાના તાબામાં રાખી શકેછે. સરવે ધરમોની નેમ છેવટે માણસ જાતને ઉપલી હાલતમાં લાવી મુકવાનીછે; પણ દેશો, જમાના, લોકમત, અને ભાષા બદલાવા સાથે ધીમે ધીમે ધરમો જુદાં જુદાં રૂપ પકડેછે, તો જોકે વધારે ઉડાનમાં જતાં સઘલું એકજ જણાયછે. વચલા જમાનામાં કેટલાંક કારણોને લીધે આ રીતે દુનયાના લગભગ સરવે ધરમોમાં ગુચવાડા ભરેલી થઇ પડી હતી, અને હજી પણછેઃ તેમાંથી બાહાર નીકલવાની થીઓસોફીસ્ટોની કોશેશછે, અને તે ઘણે દરજ્જે પાર પડતી જાયછે.

જેમ "કંપરેટીવ ફાઇલાલોજી" (ભાષાશાસ્ત્ર) ની મદદથી જુદી જુદી ભાષાની સપાટી ઉપરનું મલતાપણું પ્રગટ થાયછે, તેમ થીઓસોફીની મદદથી સરવે ધરમોના ભીતરનું મલતાપણું પગટ થાયછે. વચલા જમાનામાં એક ધરમના લોકો બીજા ધરમના લોકોના કદા શતરૂ ગણાતા હતા. તેવા શતરૂ ગણાતા લોકોનાં વીદ્વાંનો આજે એક બીજાની સાથે મલી જયારે આ મંડળીમાં પોતપોતાના ધરમોની નોંધ તપાસેછે, ત્યારે તેઓ પોતાને એકજ કુટુંબના બે ભાઇઓ તરીકે માને છે.

થીઓસોફીમાં સરવે વિદ્યાઓનો સમાવેશ થાયછે; કારણકે જે કાંઇ છે તે સઘલું ખોદામાં છે—ખોદાની બાહાર કાંઇ નથી—અને ખોદા વિશેની જે વીદ્યા તે સઘલી વિદ્યા—તેની બાહાર બીજી વિદ્યા હોય નહીં.

થીઓસોફી સાથ કોણે વેહેવાર રાખવો અને કોણે નહીં રાખવો એ કહેવું જોકે લગાર કઠણ છે—કારણકે જે ખોદાસનાસીને ચાહતો ન હોય તેજ થીઓસોફીની બાહારછે—તોપણ ચોકસ કારણોને લીધે, જેઓનો ખવાસ નીચે

☞ 'થીઓસોફી' (ચાલુ).

જણાવયા જેવા હોય તેઓએ, એ ચીજ સાથ સેડાં કહાડવાં નહીં:—

(૧) જેઓ એવું ધારતા હોય કે, કાલે મરી જવુંછે: માટે આ દુન્યામાં ખાઇ પીને મજાહ મારી લો.

(૨) જેઓ એવું ધારતા હોય કે, દુન્યાનું ગમે તે થાઓ: મારે તો મારૂં કે મારાં કુટુંબનું સુખ જોવું જોઇએ.

(૩) જેઓ એવું ધારતા હોય કે, મારોજ (માની લીધેલો) ધરમ ખરો (અથવા મારૂંજ મત ખરૂ ), અને બીજા સઘલા ખોટા.

(૪) જેઓની ખરૂં ખોટું પારખવાની શકતી ખરેખર સ્વચ્છ ન હોય.

(૫) જેઓને બીજાંનાં દુઃખ વીશે દયા ન હોય.

(૬) જેઓ માત્ર આ દુન્યાની મોજ મજાહમાં ખરૂં સુખ માનતા હોય.

(૭) જેઓને પવીત્ર માણસોમાં વીસ્વાસ ન હોય, અથવા તેઓનું નામ સાંભલી જેઓ સુગાતા હોય.

(૮)જેઓ ખોદાને પીછાનવાનું કામ **તકદીર**-ને સોંપી, દોલત (પઇસો) એકઠો કરવા પાછલ **તદબીર** વાપડતા હોય.

હવે થીઓસોફી સાથે કોણે વેહેવારમાં પડવું, તે નીચે પ્રમાણે:—

(૧) જેઓ એવું ધારતા હોય કે આપણી ફરજ માત્ર ખાવા પીવા માટે જીવવું એવીજ હોય તો હેવાન કરતાં આપણ વધારે નથી, તેથી હેવાનીયત ખવાસ છોડી, માનસાઇ અને તેની પેલી મેર ફરેસતાઇ ખવાસના થવું, એ પોતાની ફરજ ધારતા હોય.

(૨) જેઓ જગતનાં સરવે માણસોજ નહીં પણ પ્રાણીઓ સુધાંને એકજ મુળમાંથી પેદા થયલાં ગણી તેઓને પોતાનાજ જેવાં ગણતા હોય.

(૩) જેઓને એવું માનવાને કારણ હોય કે સરવે ધરમોનું મૂળ એકછે, સરવે ધરમોમાં સચાઇછે; પણ આપસ્વારથ અને અજ્ઞાનપણાએ તેઓને જુદાજ આકારમાં લાવી મેલ્યાછે; વળી આપણું જ્ઞાન ગમે એટલું હોવા છતાં તે અધુરૂં છે: અને તે વધારવાની આપની ફરજછે.

(૪) જેઓ ખરૂં શું અને ખોટું શું, સત શું અને અસત શું, અમર શું અને ફાની શું, ઇત્યાદી સમજવાની સ્વચ્છ શકતી ધરાવતા હોય.

(૫) જેઓ બીજાનું દુઃખ તે પોતાનું દુઃખ સમજી તેને પોતાના વીચારથી, બોલથી, અને કામથી બની આવે એટલી મદદ કરવાની પોતાની ફરજ સમજતા હોય.

(૬) જેઓ આજે હસાવે અને કાલે રડાવે એવી આ દુન્યાની મોજ મજાહોને ક્ષણ ભંગુર ગણી, વધારે અમર સુખમાં વીસવાસ ધરાવતા હોય.

(૭) હેવાનીયત અને માણસાઇની હદ કુદાવી ગયલા ફરેસતાઇ ખસલતના આદમીઓમાં જેઓને વીસવાસ હોય, અને તેવા પોતે થવા ઇછતા હોય.

(૮) જેઓ ખોદાને પીછાનવાની **તદબીર** માં રાત દીવસ રહી, પોતાની અને પોતાની આસપાસનાઓની જીંદગીનો નીભાવ કરવાનું કામ **તકદીર** (પ્રમાણીકપણે ઉદયોગ કરવાથી જે ફળ મલે તે) ઉપર રાખવું વાજબી વીચારતા હોય.

N.

## ડ, દ.

**દરાખના વેલાને થતો સડો અટકાવવાનો ઉપાય**—પારા (Quick-Silver)ને માટી સાથે મેળવી તે દ્રાક્ષના વેલના મુલમાં નાખવાથી સડો લાગુ પડતો નથી.જુઓ ' બાગાયત '.

**દરાખના વેલાતી અચાર**—દરાખ(Grapes) ને જુમખામાં છુટી પાડી, જે ખરાબ હોય તે કાહાડી નાખો, અને સોજીને બાટલીઓમાં ભરી, તે ડુબે ત્યાં સુધી સરકો નામી, બાટલીઓના મોંહ કુકકાથી બાંધી લેવો, અને તમને થંડી પણ સુકકી જગામાં મુકો. એક મહીના પછી ઉપયોગમાં લેવી.

**દરાજ**—દાધર, યા ગજકરણ. યા Ring Worm એક જાતનું ચામડીનું દરદછે, જે શરીરના કોઇપણ ભાગ ઉપર કુંડાળ નાં આકારમાં થાયછે. પાણીથી ભરેલા ઝીણા ઝીણા દાણાઓ ચામડી પર થઇ તેમાં ઘણીજ ચીડ લાગેછે, અને જો તરત ઉપાય ન કીધોતો આસપાસના ભાગો પર ઉતાવળથી ફેલાઇ જાયછે. ઉપાયો નીચે મુજબ:— જો માથાંની ખોપરી પર દરાજ થઇ હોય તો દરદના ભાગ પરના બાલો કાઢી નખાવવા, અને તે ભાગ ગરમ પાણીથી થોડો વખત વેર ભીંજવી. તેની પર એક પીછીથી (૧) સોલ્યુશન ઓવ સલફ્યુરસ એસીડ (Sulphurous Acid) લગાડવી, અથવા તો (૨) કારબોલીક એસીડ Carbolic Acid) લગાડવી, અથવા તો (૩) ગ્લીશરીન (Glycerine) લગાડવું, અથવા તો (૪) ક્રીયોસોત-મલમ (Creosote Ointment) લગાડવો, અથવા તો (૫) ગંધકનો મલમ (Sulphur Ointment) લગાડવોઃ દહાડામાં ઓછામાં ઓછું બે વખત લગાડવું. જો શરીરના ભાગો પર દરાજ થઇ હોય તો પીછીથી દરદવાળા ભાગ પર (૬) સલફેત ઓવ આયરન (Sulphate of Iron)નું સોલ્યુશન લગાડવું, અથવા તો (૭) જલ્લદ એસેતીક એસીડ (Strong Acetic Acid) લગાડવી, અથવા તો (૮) જલ્લદ બોરેસીક એસીડ (Boracic Acid) લગાડવી, અથવા તો (૯) કારબોલીક એસીડ (Carbolic Acid) લગાડવી. (૧૦) જલ્લદ સરકામાં કપડું બોળી દરાઝ ઉપર લગાડવું. (૧૧) ાા આઉંસ કોકમનું તેલ, ાા આઉંસ જમાલગોટાનું તેલ અને ાા આઉંસ મીણ લઇ સઘળાંને એકરસ કરી, લાકડી જેવી બનાવી, તે દરાઝવાલા ભાગ પર ઘસવી. (૧૨) જો જાંગનાં કાતરામાં યા પીસાબની જગા ઉપર થઇ હોય તો ૧ આઉંસ પાણીમાં ૧ દ્રામ ટંકણખાર પીગલાવી દરાજપર લગાડો.

**દરાજ, ઘોડાને થતી**—ચામડીની ઉપર ગોલ ગોલ ચકરડાં રૂપી સોજા થાયછે, જેની ઝીનારી તપાસતાં તે પર બારીક ફોફઇયા ઉઠેલા જણાયછે, અને તે ભણી બાળો ખરી જાયછે. દરદી જાનવર આખો વખત ખવડીયા કરેછે. એનો ઉપાય આ નીચલો મલમ વાપરવાથી છે:—૮ આઉંસ સાદા મલમ સાથે ૪ દ્રામ્સ ક્રીયોસોત અને ૪ દ્રામ્સ સ્ત્રોંગ એસેતીક એસીડ મીશ્ર કરવી.

**દરોઇંગ પેપર**—દરેક જાતના Drawing Paper ની લંબાઇ પોહોલાઇનો નીચે પ્રમાણે માપ આવેછેઃ—

| | ઇંચો. |
|---|---|
| દેમી | ૨૦×૧૫ |
| મીડયમ | ૨૨×૧૭ |
| રોયલ | ૨૪×૧૯ |
| ઇમપીરીયલ | ૩૧×૨૧ |
| એલીફંત | ૨૭×૨૩ |
| કોલમબીયર | ૩૪×૨૩ |
| એટલાસ | ૩૩×૨૬ |
| દબલ એલીફંત | ૪૦×૨૬ |
| એનતીકવેરીયમ | ૫૨×૨૯ |
| એમપરર | ૬૮×૪૮ |

**ડરોઇન્ગ ફ્રેમ**—'કારડીંગ એનજીન્સ'માંથી નીકળેલા છ 'સ્લીવરો'ને આ સાંચામાં મુકેછે, એટલે બીજી ગમથી 'સ્લીવર' વધારે ઠીક બની એકજ સ્લીવરમાં બાહેર નીકળેછે. વધુ વર્ણન માટે જુઓ 'સ્પીનીંગ, કોટન'.

**દલપત**—અમદાવાદનો આ નાગર બ્રાહ્મણ કવી અઢારમી સદીમાં હઇઆત હતો. ગુજરાતીમાં કેટલાક ગરબા રચ્યા ઉપરાંત એણે હીંદુસ્થાનીમાં 'દલપત વીલાસ' નામનો ગ્રંથ રચ્યોછે.

**દલપતરામ ડાહ્યાભાઇ**—એક પ્રખ્યાત કવી. 'કવીતા વીલાસ' તથા 'કવીતા સંગ્રહ' ઇત્યાદી પ્રસીધ્ધ કીધાંછે.

**દવા આપવાનો કોઠોઃ**—

| | | | |
|---|---|---|---|
| ૧લાં વરસનાને ઉમરે પુગેલાંનો દવાઇનો ૧૨ મો ભાગ | | | |
| ૨ જાં | ,, | ,, | ૮ મો ભાગ |
| ૩ જાં | ,, | ,, | ૬ ઠો ભાગ |
| ૪ઠાં | ,, | ,, | ૪ ઠો ભાગ |
| ૭ માં | ,, | ,, | ૩ જો ભાગ |
| ૧૪ | ,, | ,, | ાા ભાગ. |
| ૨૦ | ,, | ,, | ૨/૩ ભાગ. |

૨૧ „ „ આખો ભાગ.
૧૫ „ „ ૧ ૧/૧૨ ભાગ.
૧૬ „ „ ૧ ૧/૮ ભાગ.
અને એ પ્રમાણે ઉલટા પ્રમાણમાં વધારતા જવું.

દસ્તાવેજો જુના—જુઓ 'શાઈ, જુના દસ્તાવેજોની, અસલ હાલતમાં લાવવાની રીત'

દસ્તીંગ-ઓન પ્રોસેસ—(૧) ૫ ડ્રામ્સ સેચ્યુરેટેડ સોલ્યુશન ઓવ બાઈક્રોમેટ ઓવ એમોનીયા, ૩ ડ્રામ્સ મધ, અને ૩ ડ્રામ્સ ઈંડાંની સફેતી (Albumen) લઈને એ સઘળાંને ૨૦ થી ૩૦ ડ્રામ્સ ડીસતીલ્ડ વોતરમાં પીગલાવો. (૨) ૬ ભાગ ગુંદર Gum Arabic), ૨॥ ભાગ બાઈક્રોમેટ ઓવ પોતાશ, અને ૪ ગ્રેપ સુગર Grape Sugar) લઈને ૭૨ ભાગ પાણીમાં પીગલાવો.

દસ્તીંગ પાઉદર–૧ ભાગ ઓક્સાઈડ ઓવ ઝીંકને ૨ ભાગ પાઉદરડ સ્તાર્ચ (Powdered Starch) સાથે ભેળો. ફકત લગાડવા માટે એ વપડાયછે.

દસ્તુરજી, જામાસ્પ આસાજીના—ધર્મ સંબંધી લખાણ કરનાર. 'જરથોસ્તી ધર્મબોધ' તથા 'પાશોબે નીરંગે જવોતદીનાન' ઈત્યાદીના કર્તા. જુઓ 'પારસી'

દસ્તુરજી, પેસોતન બેહેરામજી—ધર્મ સંબંધી લખાણ કરનાર. 'નીરંગે ઝવોતદીનાન' તથા 'દીનકર્દ' ઈ૦ ના કર્તા. જુઓ 'પારસી'

દસ્તુરજી,ફરામજી મીનોચેહેરજી—ધર્મ સંબંધી લખાણ કરનાર. 'જંદ શીક્ષક' ઈત્યાદીના કર્તા.

ડબલ બીજમાં ગોસ્ત—'કવરા બીજમાં ગોસ્ત' ની રીત પ્રમાણે કરવું ; ફરક એટલોજ કે કવરા બીજના દાણાને બદલે ડબલબીજના દાણા રાંધવા.

દમ અથવા હાંફણ—દમ યા હાંફણના મરજવાલા સખસો તેના હુમલાની નીસાણીઓ અગાડીથી જાણી શકેછે. હુમલો થવાની એક રાત અગાડી અથવા વધુ વખત અગાઉથી કેટલાંકોની આંખ્યો મીંચાયા કરેછે, અને કસીપણ મેહેનત કીધી ન હોય તોપણ ઠાકી ગયલાં હોય તેમ સુસ્ત થાયછે. કેટલાંકોને જરાએ ઉંઘ આવતી નથી કેટલીક વેલા ભુખ મરી જાયછે, અજીરણ થાયછે, ઝાડો બંધ અથવા કબજ થાયછે. અને પેટમાં કાંઈ ઓર તરેહનું દુ:ખ થાયછે. હુમલો થવાની સેજ વખત અગાડી ધાકકા પીલા રંગની લગભગ પાણી જેવી પીસાબ મોટા જડઠામાં થાય છે. કેટલીક વેલા હુમલો અકાએક થાયછે, અને ઘણી વેલા તેનું જોર ઘણું હોયછે. હુમલો ૧૦ મીનીટથી તે ૩ યા ૪ કલાક સુધી રહે છે. ઈંગ્રેજીમાં Asthma કહેછે. આ રોગ વંસ પરંપરાર ઉતરી આવેછે દમ અથવા હાંફણના મરજ પર જાતજાતના ઉપાયો અજમાવવામાં આવેછે : કારણ કે કોઈને એક જાતનો ઉપાય કારગત લાગેછે, તો બીજાને તેથી જરાએ ફાયદો થતો નથી, તેથી આ ચોપડીમાં એને માટે પુસ્કલ ઉપાયો વીષે વર્ણન આપવાનું દરૂસ્ત ધાર્યુંછે. ઉપાયો નીચે પ્રમાણેછે:—(૧)હાંફણવાલા શખસે એક ઓરડામાં બેસી અથવા સુઈ નાઈતર-પેપર (Nitre-paper) બાળવું, જેથી દમનું જોસ તરતજ નરમ પડી જાયછે. આ નાઈતર પેપર બનાવવાની રીત ઘણી સેહેલછે. થોડું પાણી લઈ તેમાં જેટલો (Nitre) સુરોખાર પીગળી શકે એટલો પીગલાવવો. ત્યાર પછી શાઈ ચુસવાના કાગલો (બ્લોટીંગ-પેપર) લઈ તે પાણીમાં બોળી તેને તર કરો. અને પછી સુકાવા દેવા. આ કાગલો ઘણાં પાટલાં લેવાં નહી, તેમ છેક જાડાં પણ લેવાં નહી. આ પ્રમાણે બનાવેલાં નાઇતર-પેપર લાંબો વખત સુધી રહી શકેછે. પણ જો તે હવાઈ જાય તો થોડીક મીનીટ સુધી તડકામાં અથવા ચુલા આગલ મુકવાં; પછી આ કાગલને, જ્યારે દરદનું જોશ થવાની નીશાણ જણાય ત્યારે, એક બંધ્યાર ઓરડામાં બેસી અથવા સુઈ બાળવાં. (૨)આ ઉપાય નાઈતર-તેબ્લેટ(Nitre-tablet)બાળવાનોછે. આ નાઇટર-તેબ્લેટ માટે જુઓ તે મઠાલાં હેથલની બાબદ.(૩) તંબાકુ અથવા સીગાર લીધાથી દમ અથવા હાંફણ નીકળી જાયછે. સીગાર

કરતાં તંબાકુ ચુંગી (Pipe) વાટે પીવાથી વધારે ફાયદો થયલો જણાયોછે. બર્ડસ આઇ (Bird's eye) નામનો તંબાકુ ઘણો સારોછે, પણ તે સોજી જાતનો હોવો જોઇએ. સ્ત્રીઓ અને બાળકો માટે નરમ સીગારેટ (Cigarette) ઘણી ખરી અકસીરછે. તંબાકુથી ફાયદો ન થાય તો નુસખો 'હાંફણવાળા સખસો માટે ઉપાયો' અજમાવો. (૪) જ્યાં સુધી શ્વાસ બરાબર ચાલે ત્યાં સુધી દર ૧૦ અથવા ૧૫ મીનીટ સુધી ૧૦ ટીપાં સાદા ટીંકચર ઓવ લોબેલ્યા ઇનફલેટા (Lobelia Inflata) ને પાણીમાં નાખી પીવાં. કોઇને ૧૦ ટીપાં માફક આવેછે, તો કોઇને તેથી ઓછાં, તેથી દરદીને ૨, ૪ વખત હેર ફેર આપી ચોક્કસ કરવાં. બીજો ઉપાય (૫) ઘણો અકસીરછે, પણ માથ ભાયગે તે ઘણો લલચાવનારોછે. તે કોઇજ નહી પણ શરાબ યાને દારૂછે. જેઓને મ્હોંને એ લાગે છે, તેઓ કદી છોડતા નથી. વીસ્કી, બ્રાંડી, અથવા જીન દારૂ ૨ ભાગ લઇ તેમાં ૧ ભાગ ઘણુંજ ગરમ પાણી નાખી ગરમ ગરમ પીવું. ☞ એક ગ્રહસ્થને દમનો મરજ હતો, તેને ખબર પડી કે દારૂ ઘણો અકસીરછે, તેથી તેણે તે પોતા પર અજમાવ્યો, અને તેથી થયલી અસરથી એટલો તો ખુશી થયો કે પેહેલા ૨૪ કલાકમાં તે ૧૧ બા લી બ્રેંડીની પી ગયો. આ રીત તેને ચાલુ રાખી. હવે શરાબ તેનો જીવેજાનનો એટલો તો દોસ્ત થયો કે ફકત ૨ મહીનામાં તેણે ૧૦ બ્રેંડીની બાટલીના માથાં ફોડયાં! 'સરાબ તારૂં સત્યાનાશ' એ કેહેવત આ ગ્રહસ્થના બાબમાં ખરી પડેલી જોઇએ છીએ. (૬) હાંફણ જોરમાં થાય ત્યારે ૧ ચમચો રાઇ ગરમ પાણીમાં દોહવીને તે પી જવું. (૭) ૧ ચમચો નીમક ગરમ પાણીમાં પીગલાવી પીવું (૮) ઘણી જલ્લદ કાફી પીવી. (૯) કાળા ધતુરાનાં છુકકાં પાંદડાં ચા કરવાની કીતલીમાં નાખી તેમાં ઘણુંજ ખખળતું પાણી નાખી, તેનો બાફ શ્વાસમાં લેવો. (૧૦) ૧ દ્રામ કાળાં મરી, ૧ દ્રામ સુંઠ અને ૦ાા દ્રામ કસ્તુરી લઇ સઘળાંને એકરસ કરી, ૫ ગ્રેન્સની અકેકી ગોળીઓ બનાવી, ૨ થી ૪ ગોળીઓ ત્રણ ત્રણ કલાકે પાણી સાથે ગળવી. (૧૧) ૦ાા દ્રામ ધતુરાના બીજ અને તેટલાંજ પીપલ લઇ બન્નેનો બારીક ભુકો કરી સારી પેઠે એકરસ કરવો, અને તેમાંથી ૪ ગ્રેન્સ જેટલો, દર ત્રણ કલાકે, દહાડામાં ત્રણ વાર, પાણી સાથે ફાકવો.

**દંમીયલો. માટે નવો સોધી કાહડેલો ઉપાય**—દહાડામાં ૩ અથવા ૪ વખત ૧ વાઇન ગ્લાસ ભરીને પાણીમાં ૨૦ અથવા ૩૦ ટીપાં લીકવીડ એક્ષટ્રેકટ ઓવ ગ્રીનડેલ્યા (Grindelia) ના નામાને દવા પી જવી. દરદના હુમલાની વખતે એક યા બે ડોઝ વધારે લેવા.

**દયારામ**—સાહોદરો નાગર બ્રાહમણ કવી. (૧૭૭૭–૧૮૫૨) ગુજરાતીમાં તેમજ હીન્દુસ્થાનીમાં એણે કવીતાઓ રચીછે. ગુજરાતીમાં 'દાણ લીલા' તથા 'બાળ લીલા' તથા 'રાસ લીલા' તથા 'ભકતી પોષણ' અને વ્રજ ભાષામાં 'સતસાઇ' અને બીજી પરચુટણ બાબદો પર એણે કવીતાઓ રચેલીછે.

***દહન યા દાગ યા દાહ**—ઇંગલંડમાં તેમજ યુરોપ ખંડના બીજા દેશોમાં મરણ પામેલાંઓની લાશને બાળવાના કામ (cremation) યા દહનમાં દન પર દન વધારો થતો જાય છે. જેમ બાળવાની લાશોની સંખ્યામાં વધારો થાય છે, તેમ તેમની સંઘમાં અમીર ઉમરાવો અને ભણેલા પુરૂષો પણ આવતા જાય છે, એ અકસર કરીને નોંધી લેવા જોગ છે. ઇંગલંડનાં એક વરતમાન પત્રમાં જણાવે છે કે થોડા વખતના અરસામાં ત્યાં બા-

* મુંબઇમાં પ્રગટ થતાં જાણીતાં વર્તમાન પત્ર "મુંબઇ સમાચાર"ના કેટલાક અંકોમાં લાશોને સુધરેલી રીતે બાળવાને લગતા ઘણા સરસ વીષયો ચીત્ર સાથે પ્રગટ થયા હતા; જે અમને ઘણા પસંદ પડવાથી તે પત્રના માલેક તેમજ અધીપતી મીં૰ માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીના પાસેથી તે વીષયો આ "સાઇકલોપીડયા"માં છાપવા માટે પરવાનગી માંગી હતી, જે તેઓએ આપવાથી "દહન" નો આ વીષય અમોએ મુંબઇ "સમાચાર"ના અંકો પરથી ઉતારી લીધો છે.—રચનારાઓ, સુ૰ સા૰

'દહન' ચાલુ

બળવામાં આવેલી લાશોમાં એક નામીચા ધારા શાસ્ત્રીની, બીજી તેવાજ મખ્યાત જાહેર લખનારની, અને ત્રીજી એક વીખયાતી પામેલા વીદવાનની હતી. હીન્દ-ખેરખાહ સવરગવાસી ચારલ્સ બ્રેડલો (૧૮૩૩—૧૮૯૧) ની લાશ પણ બાળવામાં આવી હતી. તે લખનાર તે ઉપરથી એવું સીધ કરવા માંગેછે કે, કેળવણી પામેલા જુદા વરગના પુરૂશો લાશ બાળવાનાં કામ તરફ પસંદગી બતાવે છે.

ગુજરેલાંઓની લાશને અગનીથી બાળીને ઠેકાણે પાડવાની હીંદુઓની રીતને યુરોપ તથા અમેરીકાના કેટલાક વીદવાનો સંપુરણતાની હદ ઉપર લઇ ગયા છે.

તેમજ યુરોપયન અને અમેરીકન વીદવાનોની રીતનો મુળ નીયમ એકસરખો હોવા છતાં, તેને અમલમાં મુકવાના સંબંધમાં તેઓ બહુ જુદા પડી જાય છે. હીંદુઓ સમશાન જેવી ખુલ્લી જગાઓમાં પોતાના ગુજરેલાંઓની લાશને ખુલી મુંકી તેને દહન કરે છે, જેમાં વખત વધારે જવા સાથે જીવતાં માણુસોને કેટલીક પ્રકારનુ નુકશાન થાય છે. ખુલ્લી હવામાં અગની નળગાવયાથી તેનું ઘણુ જોર ધુમાડાના આકારમા વયરથ જાય છે, અને તેથી વધુ બળતણુ, નાણું તથા વખત ખોહવાની જરૂર પડે છે. લાશ બાળવાની યુરોપયન ભઠી તદન બધયાર હોવાથી, એવું પરીણામ નીપજતું નથી. તમાં મુકેલી લાશ અગનીના પુર બળની વચ્ચે દહન થઇ, બહુ થોડા ખરચથી, કલાકથી દોડ્ડ કલાકના વખતમાં શુધ સફેદ રાખોડી થઇ પડે છે. ભઠીનો બીજો ફાયદો વળી આ છે કે, મુરદાં જેવી વસ્તુ બળતી વખતે શરીરનાં તરેહવાર તતવો છુટાં પડતાં તેમાંથી જે નાપસંદ વાસ નીકળવો જોઇયે, તે બાહેરની હવામાં બીલકુલ જવા ન પામે અને જીવતાંઓની તન્દરોસ્તીને તેથી બીલકુલ ઇજા ન પહોંચે, તેની ખુબ સંભાળ રાખવામાં આવે છે. હીંદુઓની લાશ બાળવાની રીતથી આ અગતની નેમો બીલકુલ સાચવી શકાતી નથી. તેમની રીત તથા સુધરેલી યુરોપયન રીત વચ્ચેનો બીજો બહુ અગતનો તફાવત આ છે કે, યુરોપયન રીત મુજબ લાશ બાળવાનું કામ, જીવતાંઓની નજરથી દુર, એકાંત રીતે, અને ગુપચુપ જેમ ચાલયું જાય છે, તેમ હીંદુ રીત મુજબ થતું નથી. યુરોપયન રીત મુજબ વળી લાશ બાળવાની ક્રીયામાં જે પ્રકારનું શાંતપણું તથા ગંભીરાઇ જાળવવામાં આવે છે, તેવાં હીંદુ રીતથી જળવાતાં નથી.

પણ સામટી રીતે, લાશને જમીનમાં દાટવાની રીત કરતાં હીંદુ રીતે ઘણી વધારે ચહડતી છે, એમાં શક નથી. વખતને બેસતો તેમાં સુધારો કરવામાં આવયો નથી, એટલીજ તેની ખામી છે. આગલા વખતમાં યુનાની તથા રોમન પ્રજાઓમાં પણ લાશને બાળવાનો રેવાજ ચાલતો હતો," અને આજે જેમ હીંદુઓ ખુલી હવામાં લાશ દહન કરે છે, તેજ પ્રમાણે તે પ્રજાઓ પણ કરતી હતી. પણ તે પ્રજાઓના હમણાના વંશજોએ તે રીતને પાછી સજીવન કરી વીદયાના ઉતમ કાનુનો બેસતી તેને બનાવી છે, ત્યારે હીંદુઓએ આગલી રીતમાં કાંઇ પણ ફેરફાર કીધો નથી. અસલી રોમન લોકોમાં લાશ બાળવાની રીતને લગતી જે હકીકત ઇતીહાસમા નોધાઇ છે, તે ઉપરથી જણાય છે કે, રોમ શેહેરની દીવાલોની બાહેર રોમન લોકો માટે સમશાનભુમી રાખવામાં આવતી હતી. કોઇ રોમનનું મરણ થતાં તે ભુમી ઉપર ચીતા ખડકવામાં આવતી, અને લાશને તે ઉપર ગોઠવયા પછી આસપાસ સુગંધ છાંટી પ્યારની છેલ્લી ઇધાની તરીકે ફુલના ગજરા લાશને પેહેરાવવામાં આવતા. તે પછી મરનારનો સઉથી નજદીકનો ખેશી આંખ ફેરવી નાખી ચીતા સળગાવી મુકતો, અને તરતજ આસપાસ ઉભેલાં સગાંઓની કલાપીટ તથા રણસીંગડાં અને વાંસળીઓના અવાજ વચ્ચે, બળતાંના ભભુકા નીકળવા માંડતા. સઘળું બળી રહયા પછી મુરદાંની રાખ એકઠી કરી તેને વાઇન દારૂ વડે બુજાવી નાખવામાં આવતી.

પુરાતમ રોમન લોકોની આ રીતને વખતના અરસામાં, તરેહવાર કારણોને લીધે, છોડી

☛ 'દહન' ચાલુ.

દેવામાં આવી હતી. એક અગતનું કારણ ગરીબાઇનું હતું, જેને લીધે આગલા વખતમાં રોમનોમાં પણ ગરીબોની લાશને દાટવી પડતી હતી. બીજું કારણ ખરીસતી ધરમના દાટવાના રેવાજનું ગણી શકાશે, જે પણ જેવું તેવું સબળ ન હતું. પણ લાશ દાટવાથી જીવતાંઓને થતા ભંયકર નુકશાન વીશે હાલના સુધારાના વખતમાં પ્રજાઓની નજર ઉઘડવીજ જોઇયે; અને તેમ થતાં, તે નુકશાનને નીરમુળ કરવાના અનેક ઉપાયો પણ યોજવામાં આવયા છે. તેમાં સઉથી ઊતમ લાશને ભઠીમાં બાળવાનો છે, અને તે બીજી પ્રજાઓ જોડે ઇટલીની પ્રજાએ પણ કેટલેક દરજજે સ્વીકારયો છે.

હાલના ઇટાલીયનો આગલા રોમનોના વંશજો છે; અને તેઓ માંહેલા કેટલાકેએ લાશને બાળવાની રીત પકડવામાં પોતાના વડવાઓની એક ઉતમ રીતને સજીવન માત્ર કીધી છે. તે બીના વીશેશ જાણવા જોગ એટલાં માટે થઇ પડે છે કે, ઇટલીના લોકો રોમન કેઠલીક પંથના બહુજ ધરમચુસ્ત ખરીસ્તીઓ છે, અને તે છતાં તેમના વચ્ચે લાશ બાળવાની રીત કેટલીક મજબુતી સાથ ફેલાવા લાગી છે. એટલુંજ નહી, પણ તેમના કેટલાક પાદરીઓ વટીક તે રીતને પસંદ કરવા લાગ્યાછે.

મીલન શેહેરની લાશ બાળવાની ભઠીની હકીકત ઉપર અમે હવે આવીશું. મીલનનું આ ક્રીમેટોરીયન યા સમશાન બહુજ મનોહર જગામાં આવેલું છે. સુંદર કારીગરીવાલાં તથા લેખ સાથનાં માણસોનાં પુતલાં તથા મીનારાઓથી ભરાઇ ગયલી, તે એકાંત જગો છે. તેની મુલાકાતે જનાર માણસ પોતાની આસપાસ ગુજરેલાંઓની સીકલની યાદ આપનારાં મુંગાં બહાવલાં જોઇ, શાંતપણે અને ગંભીરાઇથી તેમને નીહાલે છે. તે ગંભીર અને ચુપકીદી જગામાં દાખલ થતાં, દરવાજાથી છસો વારને છેટે ખરીસ્તી દેવલની સુંદર ઇમારત નજરે પડે છે. ભઠીમાં લાશને દહન કરવાની ક્રીયા થતી વેલા, મરનારનાં સગાં વહાલાંઓ તેને લગતી ધરમની ક્રીયા એ દેવલમાં કરે છે. એ સુંદર મંદીર તેમજ ઉપર જણાવેલાં 'ક્રીમેટોરીયન' યાને લાશ બાળવાની ભઠીનો સથાપક આલબરટો કેલર નામે મીલન શેહેરનો તવંગર વેપારી હતો. ૧૮૨૦નાં વરસમાં રોમ શેહેરમાં તેનો જનમ થયો હતો, અને ૧૮૭૪માં તે જયારે મરણ પામ્યો, ત્યારે પોતાનાં વસીયતનામામાં એવું ફરમાવી ગયો કે, મારી દોલતમાંથી ચોકસ રકમ લઇ તેમાંથી એક સમશાન ઉભું કરવું અને મારૂં મુરદું ત્યાં બાલવું. પણ તન્દરોસતી ખાતાંને લગતા તે વખતના કાયદાને લીધે, કેલરની ઇછા એકદમ પાર પાડી શકાઇ નહી. તેની લાશને તરત વેલા દાટવામાં આવી હતી. બે વરસ પછી ઉપલું સુંદર મંદીર અને તેની પડોસમાં લાશ બાલવાની ભઠી સુખશાંતીના ઉંચા નીયમોને અનુસરી ઉભા કરવામાં આવયાં હતાં. તે તઇયાર થતાંજ તેમના સ્થાપક કેલરની લાશને જમીનમાંથી પાછી કહાડી ઘટતી ક્રીયા સાથ બાળવામાં આવી એ રીતે સેંકડો વરસો પછી ઇટલી દેશમાં મુરદાં બાલવાની રીતને પાછી સજીવન કરવામાં આવી. તા૦ ૨૨ મી જુન ૧૮૭૬ નો દીવસ, તે કારણને લીધે, ઇટલીના ઇતીહાસમાં યાદગાર રહી જશે. તે દીવસે કેલરની લાશને ધામધુમથી દહન કરવા લઇ જતાં, નામીચા વીદવાનો, રાજદવારીઓ, કારાગરો, તથા આસપાસના ભાગોમાંથી બીજા સંખયાબંધ લોકો પાયદસતમાં સામેલ થયા હતા.

લાશ બાલવાની ત્રણ જુદી જુદી રીતો કેલરનાં મરણ પછીનાં દશ વરસોમાં યોજવામાં આવી હતી. જે બે વરસો સુધી તેની લાશ જમીનમાં દટાઇ પડેલી હતી. તે દરમાયન, પ્રોફેસર પોલી અને પ્રોફેસર કલેરીસેટી નામે ઇટાલીયન વીદવાનોએ લાશને અગનીદાહ કરવાની રીત નક્કી કરી તેને અનુસરતા નીયમો ઘડી કહાડયા હતા. પણ તે પછી સાત વરસ પસાર થયાં બાદ તેમની રીતને છોડી દઇ ગોરીની નામે બીજા વીદવાનની રીતને પસંદ કરવામાં આવી હતી,

☛'દહન' ચાલુ.

અને તે આજ લુગીક ચાલુ રહી છે. તેની મદદથી આગલના જેટલાજ ખરચે પણ ઓછા વખતમાં લાશ બલી રહે છે. ગોરીની આ શોધ માટે તેનાં માનમાં મીલનનાં ક્રીમેટોરીયન આગલ તેનું એક બાવલું ઉભું કીધું છે.

લાશ બાળવા માટે મુખ્ય બે રીતો મીલન શેહેરમાં કામે લગાડવામાં આવે છે. એક રીત મુજબ, લાશને લાકડાં તથા કોલસાથી ઘેરી લીધેલી એક ભઠીમાં મુંદી બાળવામાં આવે છે; અને બીજી રીત મુજબ ભઠીની મધળી બાજુએ જડી લેવામાં આવેલી ગાસની નલીઓ મારફતે ગાસના ભડકાંથી ભઠી ગરમ કરવામાં આવેછે, અને તે ગરમીથી મુરદું બળીને ભસ્મ થાયછે. લાકડાં તથા કોલસાથી લાશને બાળવા માટે એક ખાંડી લાકડાં અને ચાર મણ કોલસાનો ખપ પડે છે. અને તે રીતે બળી રહેતાં બે કલાકનો વખત લાગે છે. પણ ગાસની મારફતે લાશ બાળવાની રીતથી એ કામ પચાસ મીનીટ કરતાં પણ ઓછા વખતમાં પાર ઉતરે છે. અને તે બીના ગાસથી બાળવાની રીતની તરફેણમાં જતા જેવો તેવો પુરાવો નથી.

લાશ બળી રહયા પછી તેની રાખ ઠેકાણે પાડવાની રીત જાણવાજોગ છે. જો કોઈ માણસ સાધારણ મોતે મરણ પામેલો હોય છે તો તેની લાશ કફન સાથે અથવા તે વીના બાળવા દેવામાં આવે છે. પણ ઉડતા રોગથી પીડાઇને મરણ પામેલાં માણસની લાશ કફન સાથેજ બાળી નાખવામાં આવે છે. લાશ બળી રહયા પછી, હાડકાંનો ભુકો તથા રાખ જે બાકી રહે છે. તે વજનમાં સમારે સાડા પાંચ શેર જેટલી થાય છે. રંગમાં તે શુધ સફેત હોય છે, અને કોઈ ઠેકાણે તેમાં બજુકદાર રાતા રંગની છાંટો જોવામાં આવે છે આ રાખને કોઈનેબી હાથ લગાડવા દેવામાં આવતો નથી, પણ ભુકો થઈ પડેલાં હાડકાંને રૂપાંના ચીપયા વડે અને રાખને રૂપાંના પાવડા વડે માનસહીત બાહેર કહાડવામાં આવે છે. હાડકાંના ભુકાને ચંબુના ઘાટના એક વાસણમાં મેલી, દેવલના એક વીશાળ ઓરડામાં મેલવામાં આવે છે. રાખને જુદા જુદા ગાલામાં સાચવી રાખવામાં આવે છે, અને તે ગાલા ઉપર મરનારના સંબંધમાં ચોકસ લેખ લખવામાં આવે છે.

ભઠીમાં લાશ બાળવા માટેનો લવાજમ એકે લાશને બાળવાની હીમાયત કરનારી ઇટલી મધેની મંડળીને લગતો કોઈ સભાસદ મરણ પામે તો તેની લાશને અગયાર રૂપ્યાને લવાજમે ભઠીમાં બાળવામાં આવે છે. પણ બીજાં માણસોની લાસ બાળવાનો લવાજમ બાવીસ રૂપ્યાનો લેવામાં આવે છે. પણ નીરધન હાલતમાં મરણ પામેલો કોઈ માણસ પોતાની લાશને બાળીને ઠેકાણે પાડવાની જો ખાહેશ બતાવી ગયો હોય છે, તો તેને મુફત અગનીદાહ કરવાની ગોઠવણ મંડળી તરફથી કરવામાં આવી છે. તે ગોઠવણ એવીછે કે, ભઠીમાં લાશ બળતી જોવા આવનારા દરેક જણ પાસે બે રૂપયાનો લવાજમ લઈ તેમાંથી ભેગી થતી આવકને ગરીબ લોકોની લાશ બાળવાના ખરચ તરીકે કામે લગાડવામાં આવે છે. એક બે દેશોમાં સુધરેલી રીતે બાલવા માટે દર લાશ દોઢ ૩થી ૪ રૂપ્યા લેવામાં આવેછે.

ઇટલી શીવાય બીજા દેશોના લોકોની લાશ પણ આ ભઠીમાં બાળવાની છુટ મેલવામાં આવી છે, એવું મીલનના આ "ક્રીમેટોરીયમ" માં સાચવી રાખેલી રાખને લગતા લેખો ઉપરથી જણાય છે.

મરનારે ઇચ્છા બતાવી હોય તો તેની લાશને અગનીદાહ કરવાને ફરજ પાડવામા આવેછે.

મીલનની ઉપર જણાવેલી મંડલીનો એક સભાસદ ડાકટર ગામયારે બેલકરેડી થોડા વખત ઉપર મરણ પામ્યો હતો, અને તેણે પોતાની લાશને બાળી નાખવાને ફરમાવેલું હોવા છતાં, તેના સગાંઓએ તેમ કરવા દેવા ના પાડી હતી. તે ઉપરથી એ મંડળીએ બરગેમો ખાતેની કોરટમાં ફરયાદી માંડી મરનારની લાશને પોતાના કબજામાં મેલવવાનો દાવો કરયો હતો. કોરટે તે ઉપરથી ફરયાદીનુંજ સાંભળીને હુકમનામું કરી આપી લાશ મંડળીને હસતક સોંપી હતી, અને તે માટે એવું કારણ રજુ

કરયું હતું કે, મરનારની ઇચ્છાને જીવતાંઓએ માન આપવાની જરૂર છે. આ હુકમ મુજબ મંડળીએ તે લાશ પોતાને હસતક લઇ તેને અગનીદાહ કરવાની ક્રીયા કરાવી હતી

એક વેળા દટાઇ ચુકેલી લાશો પાછી ખોદી કહાડી બાળવાનો રેવાજ પણ ઇટલીમાં ચાલતો જણાય છે, અને તેના સંબધાબંધ દાખલાઓ બાહેર આવ્યા છે. ક્રીમેટોરીયમને લગતી મંડલીના કેટલાક સભાસદો મરતી વખતે પોતાની લાશને બાલવાનુ ફરમાવી જવા ઉપરાંત પોતાની આગમજ મરણ પામેલાં પોતાનાં વહાલાઓની લાશોને પણ જમીનમાંથી પાછી ખોદા કહાડી તેમને અગનીદાહ કરવાની તાકીદ કરે છે.

લાશને બાલવાના સંબંધમાં ઇટલીની સરકારે એવો કાયદો બાંધ્યો છે કે, તેને "ક્રીમેટોરયમ"માંજ એટલે ભઠીમાંજ બાલવી જોઇએ; કારણ કે તે સાવાય બીજી કોઇ રીતે તેણે બાળયાથી સુખશાંતીને લગતા નીયમો જલવાતા નથી. વલી શક ભરેલાં મરણોના સંબંધમાં, લાશોને બાલવા આગમચ ચોવીસ કલાક જેટલો વખત વચ્ચે કહાડવો પડે છે, તે ઉપરાંત ઇટિલીના એક કાયદા મુજબ લાશને બાલી નાખવા આગમચ એક સરકારી તબીબ તેને તપાસે છે, અને મરણના કારણ વગેરેની તેણે સરટીફીકેટ આપ્યા પછીજ, તેને "ક્રામેટોરાયમ"માં અગનીદાહ કરવામાં આવે છે. ત્યાં લાશને લઇ જતી વેલા, તેમજ તેને બાલતી વેલા ધારા મુજબની સઘલી ધરમની ક્રીયા કરવામાં આવે છે. બીજો એક એવો કાયદો છે કે, લાશની સાથે જેબી ચીજો "ક્રીમેટોરીયમ"માં દાખલ થાય, તેમને લાશની સાથે અથવા જુદી બાલીને ભસમ કરવી જોઇયે. બલેલી લાશની રાખ માટે મરનારનાં લાગતાં વલગતાંઓ અરજ કરે નહી ત્યાં સુધી, ઘટતા લેખ સાથે ક્રીમેટોરીયમને લગતાં મંદીરમાંજ તેને જાલવી રાખવામાં આવે છે. વધુ વીગત માટે "લાશો સુધરેલી રીતે બાલવાની યુરોપ્યન રીતો"વાલી બાબદ.

**દહીંની કઢી**—થોડું ઘી એક તપીલીમાં નાખી તેમાં કાંદાની કાતરીઓ તળી, લાલ થવા આવે કે તેમાં ૦। તોલો જીરૂં નાખી ઉતારવું. પછી એક તપીલીમાં ૧॥ શેર દહીં લઇ તેમાં કોથમીરની કાપેલી એક ઝુરી, લણેક કાપેલાં મરચાં, આદુ લશનનો પીસેલો મસાલો, ૦। તોલો નીમક, સેજ હલદ, ૦। તોલો દલેલાં મરી અને સેજ ધાનાજીરાંનો મસાલો નાખી સઘળું એકરસ કરી પેલી કાંદાના વઘારવાલી તપીલીમાં નાખો, અને ચુલા પર મુકી કકરો પડે કે ઉતારો.

**ડંખ. નાના જાનવરનો**—જે ભાગ પર ડંખ હોય તે ભાગ પર કાંદાનો રસ ચોપડવો.

**ડંખ, વીછુંનો**—જે ભાગ પર વીંછુએ ડંખ માર્યો હોય તે ભાગ પર ડહાડેમના ઝાડનાં પાંદડાંને છુંદીને લગાડવાં.

**ડાઇનેમીત**—Dynamite માં ૭૫ ટકા નાઇત્રો-ગ્લીશરાઇન (Nitro-glycerine) ના અને ૨૫ ટકા બારીક રેતીના ભુકાના આવે છે.

**ડાઇલ્યુટ વ્હાઇત પ્રેસીપીતેટ ઓઇન્ટમેંન્ટ**—૫ ગ્રેન્સ વ્હાઇટ પ્રેસીપીતેટ (White Precepitate) ને ૧ આંઉંસ ડુક્કરની ચરબી (Lard) માં ભેલો.

**ડાઇલેન્થેસાઇ છોડ**—૬ તસુના ઘેરાવાના એ પર ફુલો ઉગેછે. ઉંડાણ ખેડેલી બાગની જમીનમાં એ હલવે હલવે ઉગેછે. જ્યારે નાના હોય ત્યારે નીયમસર પાણી સીંચ્યા કરવું. છાંયડામાં ઉંગાડયાથી છોડ ઘણો સરસ ઉગેછે, અને પાંદડાં મોટાં અને સુંદર થાયછે. બીયાંથી એ ઉગતાં હોવાથી જુઓ 'બીયાં વાવવાં'.

**દાએરીયા મીક્ષ્ચર**—૨ ડ્રામ્સ ડાઇલ્યુટ સલફયુરીક એસીડ, ૧ ડ્રામ ટીંકચર ઓવ ઓપીયમ, અને ૧॥ ડ્રામ સ્પીરીટ ઓવ કલોરોફોરમ લઇને ૮ આંઉંસ પાણીમાં મીશ્ર કરો. ચચાર કલાકે ઉમરે પુગેલાંઓએ બબે ચમચા પીવી.

**ડાકટર કોક** (Koch)—જુઓ 'ક્ષય રોગ.

**ડાકતર લીબીક**—જુઓ 'ક્ષય રોગ.'

**ડાકતર, ખરશેદબાઇ પેસતનજી**—'લોર્ડ ચેસ્તરફીલ્ડની નસીહતો' નો ગુજરાતીમાં તરજુમો કરનાર.

**ડાકતર, સોરાબશા દાવરજી**—'હુનરના અર્ક ના સઘલા ભાગો, વગેરેના કર્તા. એવણની ઘણી રસીલી કવીતાઓ અતી વખણાયછે, જે સઘળી ફકત 'ગુલ અફશાન' ચોપાનીયાંમાં પ્રગટ થયલીછે. એજ ચોપાનીયાના અંકોમાં 'મેદાનો બહાદાર' તથા 'શાહજાદાનો કીસ્સો' નામની રસીક વાતાઓ એવણે લખી હતી. ૧૮૬૧ માં જનમ્યા.

**દાદાભાઇ નવરોજજી**—જુઓ 'પારસી.'

**દાધા, છરીપરના કાઢવાની રીત**—દાધાવાલી છરીથી બટાટાની બે ચીર કરી એક ચીર ઇંટરડીનાં ભુકામાં બોલી, તે ચીર છરીનાં પાના પર ઘસો.

**દાધા, તેબલ પરના કહાડવાની રીત**—પેહેલાં સાલીડ તેલ એક નરમ કપડાં પર લઇ દાધા પર સારા પેહે ઘસવું, અને પછી 'સ્પીરીત ઓવ વાઇન' (Spirit of wine) તે દાધા પર નામવું, અને બીજા કપડાંથી લુછી નાખવું.

**દામોદર રતનસી**—'મૃચ્છ કટીક,' 'સીતા હરણ,' 'કામનંદ રસીકા,' 'ગોપીચંદ' ઇ૦ નાટકોના કર્તા.

**દાઢ દુખતી અટકાવવાનો ઉપાય**—કારબોલીક એસીડ (Carbolic Acid) માં એક જુણી પીછી બોલી તે દુઃખતી જગાએજ ફેરવવી.

**દાધરના ઇલાજો**—(૧) મુરદાર સીંગને ગુલાબના પાણીમાં ઘસી દાધર પર લગાડવી. (૨) કપુર, કાથો, ગંધક અને ફટકડી સરખે ભાગે લઇ તેને ખાટાં લીંબુનાં રસમાં મેલવી તે દાધરવાલા ભાગ પર લગાડો. (૩) એરંડીયાનાં બીયાં, એલીઓ, અને સાજી ખાર, સરખે ભાગે લઇ ખાટાં લીંબુનાં રસમાં મેલવી તે દાધરવાલા ભાગ પર લગાડો. (૪) જુઓ 'દરાજ'.

**ડાયમંદ ઇન્ક (શાઇ) બનાવવાની રીત**—ત્રણ ભાગ બેરીયમ સલફેત (Barium Sulphate) સાથે એક ભાગ એમોનીયમ ફલુઓરાઇડ (Fluoride) ને એક સીસાંની રકાબીમાં એકરસ કરીને મેલવણીને લાહી જેવું કરવા માટે તેમાં પુરતી સલફયુરીક એસીડ નાખો, અને પછી તેને સીસાંની યા ગતાપરચાની સીસીમાં પેક કરો. આ મેલવણીને Diamond Ink કહેછે.

**ડાયોન્સ ચારકોલ પેસ્ત**—જુઓ 'દાંતનું મંજન, ડાય૦'

**ડારવીન, ચાર્લસ રોબર્ત**—ફીલસુફી લખનાર એક ઇંગ્રેજ. (૧૮૦૯—૧૮૮૨). એને ઘણા પુસ્તકો રચ્યાંછે, જેમાં 'ઓરીજીન ઓવ સ્પીસીસ' તથા 'ડીસેન્ત ઓવ મેન' તથા 'નેચ્યુરેલીસ્ટ ઓન ધી બીગલ' ઘણી વખણાયછે. આ છેલ્લી ચોપડી હાલ મલી શકતી નથી.

**દારૂડયાને ઓકારી થાય**—(૧) સવારના ઓકારી થતી હોય તો દહાડામાં ૩ વખત અકેક નાની ચમચી ભરી આરસેનીક મીક્ષચર (જુઓ નુસખો) ની લેવી. પેહેલો 'ડોઝ' સવારના પહોરમાં લેવો. (૨) દહાડામાં ત્રણ વખત અકેક ચમચો ટોનીક કવીનાઇન મીક્ષચર જુઓ નુસખો) નો લેવો.(૩) જુઓ 'મધુપાન'-

**દારૂ પીવાથી અથવા ઘણું ખાધાથી થતી પીતના ઉપાય**—ભારી ખોરાક ખાધાથી અથવા પુશકલ દારૂ પીધાથી ઘણી વેલા પીત થાયછે. તે વેલા ઘેરા લાલ રંગની પીસાબ સાથે કબજીયત થાયછે, તે માટે 'નક્ષ વોમીકા મીક્ષચર' પીવું.

**દાવર, કાવસજી માણેકજી**—(૧૮૧૪-૧૮૭૩). હીન્દુસ્તાનની મીલોના આ પીતા દાવર ખાનદાનના તવંગર મા બાપને ત્યાં જનમેલા હોવાથી, તે વખતની રૂધી પ્રમાણે એવણની કેલવણી જુજ હતી. પણ એ જુજ કેલવણી છતાં મરનાર ઘણા ચંચલ મનના અને સાહસીક હોવાથી, હીન્દુસ્થાનમાં કાપડ સુતર બનાવવાનું એક કારખાનું સ્થાપી, એ નવો હુન્નરનો પાયો નાખનાર એ પારસી ગ્રહસ્થ હતા. જે કારણને લીધે એવણને 'હીંન્દી મીલોના પીતા'નું નામ વાજબી રીતે આપી શકાશે. ઇ૦ સ૦ ૧૮૫૧માં એવણે મુંબઇ ઇલાકામાં કાપડ

સુતર બનાવવા માટે એક મીલ (જુઓ 'સ્પીનીંગ, કોટન') કહાડવાનો વીચાર કીધો; પણ સાંચા ચલાવનારાં બીન અનુભવી કામદારો અને ખોટમાં જવાની ધાસ્તીને લીધે તેવણને પોતાનો વીચાર થોડોક વખત સુધી મુલતવી રાખવા ફરજ પડી. પણ સારાં નસીબે તેવણે પોતાની એ કલ્પના વીષે ઇંગ્લંડની ઓલ્ડહામ ખાતેની મેસરસ પ્લેટ બ્રધર્સ એન્ડ કંપની લીમીટેડ (જેની ઉદારતાથી મુંબઇની 'વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ' સતાવીશ હજાર રૂપ્યાની કીમ્મતના સાંચાઓ મફત મેલવવા શકતીવાન થઇ હતી તે)નું તે માટે મત પુછ્યું, અને તેની મદદ માંગી. મેસરસ પ્લેટ બ્રધર્સવાલાઓએ મરનારનો વીચાર ઘણો પસંદ કીધો, અને પોતાથી બની શકતી સઘલી મદદ આપવા કહી, અને પાછલથી મીલોને લગતા સરસ સાંચા બનાવનાર તરીકે જાણીતી થયલી એ કંપનીએ તેમ આપી પણ હતી. કેટલીક ઢીલ પછી વીશ હજાર સ્પીન્ડલો (Spindles) વાલી એક મીલ મુંબઇમાં ઉભી કરવામાં આવી. એ મીલની ઠાપણ પાંચ લાખ રૂપ્યાની હતી, અને તેનું નામ 'બોમ્બે સ્પીનીંગ એન્ડ વીવીંગ કંમ્પની' રાખવામાં આવ્યું હતું. જે નફો થાય, તે પર પાંચ ટકાનું કમીશન એજંત દાખલ મરનાર કાવસજીને મલે એવી ગોઠવણ કરવામાં આવી હતી. આખરે મીલ ઉભી થઈ. આખાં હીંદુસ્થાનમાં કાપડ સુતરની એ પેહલીજ મીલ અને તેથી યુરોપ્યન ઢપ પર હતી. થોડી વારમાં ખરાબ રૂ સફાઇદાર બનીને તેનું સુતર તેમજ કાપડ બને, એ તે વખતે લોકોને ઘણું નવાઇ જેવું લાગ્યું. દરરોજ લોકોના ધાડે ધાડાં એ મીલ જોવા જતાં. કેટલાંકો જાણે ઉજાણીએ જતાં હોય, તેમ ખાવાનું સાથે લઇ તેની મુલાકાતે જતાં. જ્યારે કેટલાંક અજ્ઞાન અને વેહેમીઓ એ મીલને યા તેમાનાં સાંચાને માનતા ચઢાવવા ચુકતાં નહી હતાં. આખરે મીલે ૧૮૫૮માં પુરાં થતાં છેલ્લા છ માસનું પોતાનું પેહેલું સરવૈયું જાહેર પાડ્યું, અને તેમાં પાંચ હજાર રૂપ્યાના દરેક શેર દીઠ પાંચસો રૂપ્યાની વેંહેંચણી જાહેર કીધી. આવો સારો નફો જોઇ, ત્યારપછી બીજી ઘણી મીલો ઉભી થઈ, જેને વીશે 'મીલો'ના મથાલાં હેઠલની બાબદમાં પુરતું ધ્યાન આપવામાં આવ્યું છે. મજકુર બોમ્બે સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ તા૦ ૬ ઠી મે ૧૮૮૭ માં આગથી બલી ભસમ થઇ હતી. ૫૯ વરસની ઉમ્મરે ઈ૦ સ૦ ૧૮૭૩ માં 'હીન્દી મીલોના પીતા' કાવસજી માણેકજી દાવર બેહેસ્તનશીન થયા હતા. એવણના ચેહેરાનું ચીત્ર મુંબઇમાં નીકલતાં 'ધી ઇન્ડયન ટેક્ષટાઇલ જરનલ'ના નવેમ્બર ૧૮૯૦ના અંકમાં આપવામાં આવ્યું છે. જુઓ 'સ્પીનીંગ, કોટન'

**દાળ**—વાલની દાળ અથવા ચણાની દાળ, અથવા મસુરની દાળ બનાવવી હોય તો 'દાળ, ધાન શાકની' અને 'દાળ, મસાલાની'ના મથાલાં હેથલ જે રીતો આપીછે, તે પ્રમાણેજ રાંધો; ફરક એટલોજ કે તુવરની દાળને બદલે ઉપલી દાળ લેવો.

**દાળ, ધાનશાકની**—અરધો રતલ ગોસ્તના કટકા કાપી ત્રણ ચાર વખત પાણીથી સાફ કરવા. પછી ચુલા પર એક તપીલીમાં નવટાંક જેટલું ઘી નાખી, તેમાં એક જીનો કાંદો કાપી, તળીને તેમાં પેલા ગોસ્તનાં કટકા નાખવા, અને ચમચ ફેરવી સવાએક કળશીયો પાણી રેડી ઢાંકણ બંધ કરો; કકરો પડે કે તેમાં બે ત્રણ વખત ધોએલી ટીપરી તુવરની દાળ નાખવી. અને તે સાથે તેમાં ૦૧ તોલો હલધ, ૦૧ તોલો નીમક, એક કોથમરીની ઝુરી, ૫, ૬, મરચાંની જીણી કાટરીઓ, થોડો કાંદાનો દાધ, ૦ા તોલો ધાનાજીરાંનો સોજો મસાલો, ૦ા તોલો હળેલાં મરી, થોડું કોહોરૂં, અને એકાદ વેંગણું નાખી, ઢાંકણ બંધ કરી, નીચેથી બલતું કરવું. ચરી રહે કે નીચે ઉતારી એક કરછીથી સઘળું ઘુંટવું. જો અળુના પાંદડાંની બનાવવી હોય તો દાળ નાખતી વેલા ગોસ્તમાં ૩, ૪ અળુનાં પાંદડાં કાપીને નાખવાં.

**દાળ, મસાલાની**—એક ટીપરી તુવરની દાળ લઇ, ત્રણ ચાર વખત પાણીથી ધોઇ, તેમાં

૨॥ કલચ્છો પાણી, થોડી હલધ અને પોણો તોલો નીમક નાખી ચુલા પર બલતાંમાં મુકવી; જેવી દાળ ચરી રહે કે તેમાં ૦॥ તોલો સોંજે ધાનાજીરાનો મસાલો, ૦॥ તોલો મરાની ભુકી, છુંદેલું થોડું આદુ અને લશન, કોથમરીની એક બે ચુરી, પાંચ છ કાપેલાં મરચાં, થોડોક કાંદાનો શાધ અને થોડું ઘી નાખી કરછીથી સારી પેઠે ઘુંટવું; પછી થોડું પાણી નાખી ચુલા-પર મુકી કકરા પડેને ઉતારવું. કેટલાકો ઘુંટયા પછી બે ત્રણ કાચી કેરીની છોલેલી ચીર અથવા અબુના ૪, ૫ પાંદડાં જીણા કાપી નાખેછે.

**દાળ, મોળી**—એક ટીપરી દાળ લઇ ત્રણ ચાર વખત પાણીથી ધોઇ તેમાં એક યા સવા કળશીયો પાણી, સેજ હલધ, અને પોણો તોલો નીમક નાખી ચુલા પર મુકી બલતું કરવું. દાળ ચરી રહે કે ઉતારી પાડી કરછીથી ઘુંટી તેમાં પોણોએક કળશીયો પાણી રેડી કકરા પડે કે ઉતારી પાડવી. જો કેરી નાખવી હોય તો ઉપર પ્રમાણે બનાવી કકરા પડે ત્યારે એક બે કાચી કેરીની છોલેલી ચીર નાખી, બે ત્રણ કકરા પડેને ઉતારવી. કેટલાંકો કેરીને બદલે કરવંદા નાખેછે.

**ડાહયાભાઇ પંડીત**—એક લખનાર. 'કવી ચરીત્ર' ઇત્યાદીના કર્તા.

**દાંતના પારાંમાથી લોહી નીકલે**—દાંતના પારા સુજી આવી પોચા થઇ, રંગ જાંબુઓ અથવા રાતો થાયછે. દાંતની આસપાસની જગ્યા બહાર નીકલી આવી તે પર જરા પણ દબાણ થવાથી લોહી નીકલે છે. દરદીનું મુખ ફીકકું થાયછે, અને તેને નબલાઇ થયાથી કામકાજ કરવા ગમતું નથી. છાતીનો ધબકારો જોસથી ચાલેછે, શ્વાસ વાસ મારેછે, અને પગો કોઇ વેલા સુજી આવી તે પર ચાડાં પડેછે. ઉપાયો:—(૧) એક બાટલી સોંજા સેરડીના સરકામાં ૩ આંઉંસ સુરોખાર નાખીને પીગ-લાવી, એક ચમચો ભરી, દહાડામાં ૩ વાર, પાણીમાં ભેળી પીવું. (૨) ૩ આંઉંસ ગુલા-બના ફુલોનો ઉકાલો કરી તેમાં ૧ દ્રામ મધ અને ૦॥ દ્રામ ફટકી નાખી સઘળાંને એકરસ કરી કોગળા કરવા. (૩) ૬ આંઉંસ પાણીમાં ૨ દ્રામ્સ ટંકણખાર પીગલાવીને તેના કોગળા કરવા.

**દાંતના પારા સુજે તેના ઇલાજો**—(૧) શરૂઆતથી 'એકોનાઇટ મીક્ષચર'ના નુસ-ખામાં જણાવ્યા પ્રમાણે એ દવા વાપડવી. (૨) દર બબે કલાકે સલ્ફાઇડ ઓવ કાલસ્યમ પાઇ-લ્યુલ્સ (જુઓ નુસખો) ની અકેક ગોળી લેવી. (૩) ફટકીનો બારીક ભુકો પાંથરવો. (૪) અંજીરને ખમાય એટલું ગરમ કરી પારા પર મુકવું.

**દાંતનાં મંજનો**—(૧) સરખે ભાગે અગર, કસ્તુરી અને લવીંગ લઇ સઘળાંનો બારીક ભુકો કરી એકરસ કરવો. (૨) ચાર આંઉંસ કોલસો, ૪ આંઉંસ સોંજે ચાક, અને ૧ આંઉંસ કપુર લઇ બારીક વાટી એકરસ કરવું, અને તેની અંદર ચારેક ટીપાં ગુલાબના અતરના નામવાં. (૩) ૬ દ્રામ્સ સોંજે ચાક, ૧ દ્રામ કાથો, ૧ દ્રામ હીરાબોલ અને ૦॥ દ્રામ કપુર લઇ સઘળાંનો બારીક ભુકો કરી મીશ્ર કરવો. (૪) ૧ આંઉંસ સોંજે ચાક, ૧ દ્રામ કપુર, ૧ દ્રામ જાવંત્રીનો ભુકો અને ૧ દ્રામ મસતકી લઇ સઘળાંનો બારીક ભુકો કરી એકરસ કરવું. (૫) નીચેના વાપડવાં જાતજાતના પેટંટ મંજનો.

**દાંતના મંજનો, સરસ**—(૧) ૨॥ આંઉંસ આરમીનીયન બોલ, ૨॥ આંઉંસ પ્રીપેર્ડ ચાક નો ભુકો, ૧ આંઉંસ પીરૂવીયન બાર્ક, ૪ દ્રામ્સ કટલ ફીશના હાડકાંનો ભુકો, અને ૨ દ્રામ્સ હીરાબોલનો ભુકો લઇ સઘળાંને છુંદી એકરસ કરો. (૨) ૨ આંઉંસ કટલ ફીશના હાડકાંનો બારીક ભુકો લઇ તેમાં ૨ દ્રામ્સ હીરાબોલનો ભુ-કો એકરસ કરો. (૩) ૨ આંઉંસ બારીક વાટેલા કોલસાને ૨ દ્રામ્સ હીરાબોલના ભુકા સાથે સારી પેઠે મીશ્ર કરો. (૪) ૩ આંઉંસ ચાકના બારીક ભુકાને ૨ દ્રામ્સ આલકોહોલ નાખી કાપેલા ક-પુરના ભુકાને એકરસ કરો.

**દાંતનું મંજન, અમેરીકન**—૮ દ્રામ્સ પરવાલાંનો ભુકો, ૮ દ્રામ્સ કટલફીશ માછલીના

કાંચનો ભુકો; ૮ ભાગ ડ્રેગન્સ બ્લડ, ૪ ડ્રામ્સ બાલેલી ફટકીનો ભુકો, ૪ ડ્રામ્સ લાલ સેનડરસનો ભુકો, ૮ ડ્રામ્સ ઓરીસ રૂતનો ભુકો, ૦॥ ડ્રામ લવીંગનો ભુકો, ૦॥ ડ્રામ તજ, ૧૧ ગ્રેન્સ વેનીલા, ૦॥ ડ્રામ રોઝ-ઉદ અને ૮ ડ્રામ્સ રોઝ-પીંક: એ સઘલી મેલવણીનો બારીક ભુકો કરી એકરસ કરી પછી ચાળી કાઢો, એટલે American Tooth Powder બનશે.

**દાંતનું મંજન, એસીયાટીક ડેન્તીફ્રીસ**—૮ રતલ આરટીફીશીયલ પર્લનો બારીક ભુકો, ૧॥ રતલ પ્યુમીસ સ્તોન, ૧॥ રતલ સોજો ચાક ૦॥ રતલ વીનીશીયન રેડ, અને થોડી ચીનાઈ કસ્તુરી:એ સઘલાંનો ભુકો કરીને એકરસ કરવો, એટલે Asiatic Dentifrice બનશે.

**દાંતનું મંજન, કપુરનું**—૧ રતલ સોજો ચાકનો ભુકો લઈ તેમાં ૧॥ ડ્રામ કપુરને સેજ સ્પીરીત ઓવ વાઈનમાં ભીંજવી તેને બારીક કરી મેલવી નાખો. એટલે Camphorated Dentifrice બનશે.

**દાંતનુ મંજન, કવીનાઇનનું સોજું**—Quinine Tooth Powder બનાવવું હોય તો ૧૨ ડ્રામ્સ પાણીમાં પલાલેલા સોજા ચાકનો ભુકો ભુકો, ૨ ડ્રામ્સ રોઝ પીંક, ૧ ડ્રામ કારબોનેટ ઓવ મેગનીસ્યા અને ૬ ગ્રેન્સ કવીનાઈન: એ સઘલી ચીજોનો બારીક ભુકો કરી એકરસ કરો.

**દાંતનું મંજન, કારબોન પેસ્ત**—મધ ૫ આંઉંસમાં ૨ આંઉંસ બ્લુ સ્તોન, ૧ ડ્રામ કીરમજ, એક ડ્રામ લવીંગ, અને સેજ કોલનવોતર મેલવી નાખો: એટલે Carbon Paste બનશે.

**દાંતનું મંજન, કેડેત્સ ડેન્તીફ્રીસ**—Cadet's Dentifrice બનાવવું હોય તો ૨ આંઉંસ કોલસાનો બારીક ભુકો, ૨ આંઉંસ ખાંડ, ૧ આંઉંસ પીરૂવીયન બાર્કનો ભુકો, ૦॥ આંઉંસ ક્રીમ ઓવ ટારટારનો ભુકો, અને ૧ ડ્રામ દાલચીનીનો ભુકો. મીશ્ર કરો

**દાંતનું મંજન, કોરલ પેસ્ત**—૮ આંઉંસ આરટીફીશીયલ પર્લ, ૪ આંઉંસ સમુદર ફીણ, ૨ આંઉંસ મસતકી, ૦। આંઉંસ કીરમજ, ૧ રતલ મધ, ૧ ડ્રામ એસેન્સ ઓવ એમ્બરગ્રીસ, ૦॥ ડ્રામ લવીંગનું તેલ, અને ૧ આંઉંસ સ્પીરીટ ઓવ વાઈન. મીશ્ર કરો: એથી Coral Paste બનેછે.

**દાંતનું મંજન, ગુલાબનું**—૮ આંઉંસ સોજો ચાક, ૫ આંઉંસ સમુદર ફીણ, ૪ આંઉંસ બાઈકારબોનેટ ઓવ સોડા, ૦। આંઉંસ રેડ-લેડ, અને ૦। વાઈન ગ્લાસ એસેન્સ ઓવ રોઝ: એ સઘળાંને છુંદી એકરસ કરવું, એટલે Rose Dentifrice બનશે.

**દાંતનું મંજન, ડાયન્સ ચારકોલ પેસ્ત**—Dyan's Charcoal Paste બનાવવું હોય તો ૧ આંઉંસ કુડણાના પાણીમાં ૧ ડ્રામ કલોરેટ ઓવ પોતાશ પીગલાવી, તેમાં ૧॥ આંઉંસ કોલસાની બારીક ભુકી ઉમેરો.

**દાંતનું મંજન, દીશેમ્સ આલકેલાઇન ડેન્તીફ્રીસ**—૨ આંઉંસ અબરક, ૦॥ આંઉંસ સોહાક્ષાર, ૨ ગ્રેન્સ કીરમજ અને ૬ ટીપાં કુડણાનું તેલ એકરસ કરવુ: એને Decham's Alkaline Dentifrice કહેછે.

**દાંતનું મંજન, ધીલા દાંત માટે**—૨ આંઉંસ આરમીનીયન બોલ, ૧ આંઉંસ પીરૂવીયન બાર્કની છાલનો ભુકો, ૨ ડ્રામ્સ હીરાબોલનો ભુકો, ૩ ડ્રામ્સ કીનો (Kino) નામના ઔષધનો બારીક ભુકો, અને ૨ ડ્રામ્સ કારબોનેટ ઓવ સોડાનો ભુકો. સઘળાંને મીશ્ર કરો.

**દાંતનું મંજન, પઉદરે ડેન્તીફ્રીસ**—Paudre Dentifrice માં નીચલી મેલવણી આવેછે:—૧॥ આંઉંસ આરતીફીસ્યલ પર્લ, ૧॥ આંઉંસ સમુદર ફીણ, ૧॥ આંઉંસ રેડ-બોલ, ૨॥ આંઉંસ બાઈતારત્રેટ ઓવ પોતાશ, ૦॥ આંઉંસ હીરાદખણ, ૦॥ આંઉંસ તજ, ૧ ડ્રામ કીરમજ, અને ૦॥ ડ્રામ લવીંગ લઈનેસઘળાંનો બારીક ભુકો કરી એકરસ કરો.

**દાંતનું મંજન, પર્લ ડેન્તીફ્રીસ**—૧ રતલ ચાકના ભુકામાં ૩ ડ્રામ્સ સ્મોલ્ટસ અને ૦॥ ડ્રામ એસેન્સ ડી પેટીટ ગ્રેનનું તેલ

ભેળી ભુકો કરી ગાળી કાઢો: એટલે Pearl Dentifrice બનશે.

**દાંતનું મંજન, પેલેતીયર્સ કવીનાઇન દેન્તીફ્રીસ**—૩ આંઉંસ આરતીફીસ્યલ પલ્પ, ૧ ડ્રામ હીરાબોલ અને ૧૪ ગ્રેન્સ કવીનાઇન. એનો બારીક ભુકો કરી સઘળાંને એકરસ કરવું. એટલે Pelletier's Quinine Dentifrice બનેછે.

**ડીવીડન્ડ, વરાલથી ચાલતા લુમનું, શોધવાની રીત.**—રેક વ્હીલ ( Rack-wheel ) બીમ વ્હીલ (Beam-wheel), અને કેરીઅર વ્હીલ (Carrier wheel )ના દાંતાની સંખ્યાઓનો ગુણાકાર કરો; પછી પીનીયન વ્હીલ (Pinion wheel) ના દાંતાની સંખ્યા સાથે ઇમરી બીમ યાને ઇમરી રોલર ( Emery beam or roller)ના ઘેરાવાની સંખ્યા ગુણી, જે ગુણાકારની રકમ આવે, તેનેથી પેહેલા ગુણાકારને ભાંજવી, અને પછી જે રકમ આવે તેમાં સાતથી આઠ સુધીની સંખ્યા બરાબર થવા સારૂ ઉમેરવી.

☞ જો રેક-વ્હીલના દાંતા ૫૦ હોય, બીમ વ્હીલના ૭૫ હોય, કેરીઅર-વ્હીલના ૧૨૦ હોય, પીનીયન વ્હીલના ૧૫ હોય, અને ઇમરી-બીમ યાને રોલરનો ઘેરાવો ૧૫ ઇંચનો હોય, તો વરાળથી ચાલતી સાળ (Power Loom) નું ડીવીડન્ડ (Dividend) યાને ભાગાકાર શું આવશે?

$$\frac{૫૦\times૭૫\times૧૨૦}{૧૫\times૧૦} = ૫૦૦$$ મેથેમેતીકલ ડીવીડન્ડ.

૭

---

૫૦૭ ખરો યાને પ્રેકતીકલ ડીવીડન્ડ.

**ડીવીડન્ડ, વેફ્ત માટેનું**—રીડ (Reed) માંના વોરપ (Warp) ની પોહોલાઈ સાથે દર ઇંચના પીક્ષ (picks) ની સંખ્યા અને કત (cut) ની લંબાઇ ગુણો; પછી તે ગુણાકારને આડસો ચાલીસે (૮૪૦ વાર=૧ હેન્ક) ભાંજી નાખો. કાઉંન્તસે (Counts) દીવી (Divy) ને ભાંજતાં વજણુ આવે છે.

**ડીવી ડન્ડ, જુદા જુદા સાંચાઓના**—જુઓ 'સ્પીનીંગ, કોટન' વાલી બાબદ.

**ડીવેલોપર**—જુઓ 'સબી સારૂ ડીવેલોપર'; 'સબી સારૂ અને કોલોડીયોન પો૦'; 'કોલોડીયન ત્રાનસ્ફર માટે.'

**ડીસ્ઇનફેક્ટીંગ લીક્વીડ.**—દરદી ઓરડાઓની હવા સવચ્છ કરવા માટે નીચે પ્રમાણે દવા ( Disinfecting Liquid ) બનાવી તેમાં એક વાદલીનો કટકો બોલી કહાડીને ખુલ્લી જગા અથવા ઓરડામાં મુકવાથી બગડેલી હવા સાફ થશે. આ મેલવણી નીચે પ્રમાણે બને છે:— પાંચ ભાગ ઓઇલ ઓવ રોઝમેરી (Oil of Rosemary), સવા ભાગ ઓઇલ ઓવ લવન્ડર (Lavendar,) સવા ભાગ ઓઇલ ઓવ ટાઇમ (Thyme), અને પોણો ભાગ નાઇત્રીક એસીડ (Nitric Acid) લઇને તે સઘલાંને બાસેટ ભાગ જેટલાં પાણીમાં મેલવી નાખી બાટલીમાં ભરો. ઉપયોગ કરતી વેલા બાટલી હલાવવી.

(૧) આઠ ગ્રેન્સ એક્ષતરેકત ઓવ હેનબેન સાથે એક ગ્રેન એક્ષતરેકત ઓવ બેલેડોના મેલવીને તેની ચાર ગોલીઓ બનાવવી. દર ત્રણ કલાકે અકેકી ગોલી પાણી સાથે ગલવી.

(૨) ૭ આંઉસ ઉકલતાં પાણીમાં ત્રણથી પાંચ આંઉંસ નાગકેસરને પીગલાવી, ઠંડું પડે કે તેના ત્રણ ભાગ કરવા. દહાડામાં ત્રણ વખત અકેકો ભાગ પીવો.

**દુખાવો, મોહના તતુંઓમાં થાય તેના ઇલાજો**—(૧) દહાડામાં ત્રણ વખત સલફેટ ઓવ આયરન પીલ્સ ( જુઓ નુસખો ) ની અકેક ગોલી લેવી. (૨) દહાડામાં ત્રણ વખત બબે ચમચા આયરન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. (૩) દર ચચાર કલાકે બબે ચમચા સ્ત્રોંગ કવીનાઇન મીક્ષચર (જુઓ નુસખો )ના લેવા. દર ત્રણ ત્રણ કલાકે એજ પાણીમાં પાંચ પાંચ ગ્રેન્સ કરોતન કલોરલ ( Croton Chloral)ના નાખી પીવું. આ ઉપાય માથાંઅને ગરદનની પછવાડે ઘણો દુખાવો હોય, તે

પર અકસીર છે. ☞ બીજા ઉપાયો માટે જુઓ 'ન્યુરેલજીઆના ઇલાજો.'

**દુ:ખી દુ:ખીને પ્રીત થતો હોય તેનો ઇલાજ**—દર કલાકે એકેક ચમચી 'ક્રીયોની મીક્ષચર' (જુઓ તે નામનો નુસખો)ની પીવી.

**દુધને વરસ સુધી તાજું રાખવાની ઘણી સેહેલી રીત.**—દુધને એક બાટલીમાં ભરી તે ઉંધાડા મોંહની બાટલીને એક વાસણમાં મુકવી. પછી બાટલીના ડોકા વેર ઠંડું પાણી વાસણમાં ભરી પા કલાક સુધી ચુહલા પર ઉકાલવું; પછી બાટલી સંભાલથી બાહેર કાહાડીને એક મજબુત બુચ દેવો.

**દુપ્લેક્ષ લેન્સ**—જુઓ 'ફોટોગ્રાફી.'

**ડુમા, એલેકઝાંડર (પેરી)**—પ્રખ્યાત વારતા લખનાર ફરેંચ. (૧૮૦૨—૧૮૭૦). એણે સેંકડો વારતાઓ લખેલી છે. પણ તેમાં સર્વથી પ્રખ્યાત 'કાઉંટ ઓવ મોંટે ક્રીસ્તો' છે. આ ઘણીજ રસીક વારતાનો લગભગ દરેક ભાષામાં તરજુમો થયો છે, અને દરેક ઠેકાણે એ વખણાય છે. એનો ગુજરાતીમાં તરજુમો મુંબઇનાં ઇંગ્રેજી-ગુજરાતી 'ગુલ અફશાન' નામનાં ચોપાન્યાંમાં અકટોબર ૧૮૮૭ના અંકથી ચાલુ થયલો હતો. તરજુમો કરનાર મી૰ માણેકજી એદલજી વાછા. જુઓ 'વાછા, માણેકજી એ૰'

**દુરગુ**—જુઓ 'વીજલી' વાલી બાબદ.

**દુરનવીસ**-જુઓ 'વીજલી'વાલી બાબદ.

**દુરબીન**—જુઓ 'રોશની'વાલી બાબદ.

**દે એન્ડ મારતીન્સ બ્લેકીંગ**—જુઓ 'બ્લાકીંગ, દે અને મારટીનનું.'

**દેકર, થોમ્સ**—નાટક લખનાર ઇંગ્રેજ (૧૫૭૦—૧૬૪૧). 'ફાઉન્તન' તથા 'ઓલ્ડ દીફોરચુનેતસ' તથા 'શુ મેકર્સ હોલી ડે' ઇત્યાદી નાટકો એણે લખ્યા હતા.

**દેદીકેશન્સ**—જુઓ 'પ્રીન્ટીંગ.'

**દેવચંદજી ચતુ મેહેતો.**—કાયસ્થ જ્ઞાતનો ગુજરાતી કવી (૧૫૮૨—૧૬૫૬) દેવચંદજી ન્હાનપણમાં ફારસી અને સીંધી શીખ્યો હતો. 'તારતમ્ય પ્રકાશ' એણે રચેલું છે.

**દેશ.**—જુઓ 'પ્રીન્ટીંગ.'

**દેશાઇ, ઇચ્છારામ સુરચરામ**—એક હીંદુ લખનાર. 'ગંગા: એક ગુર્જર વાર્તા' એ ગ્રહસ્થે લખી છે. 'બ્રહત કાવ્ય દોહન' તથા 'અરેબીયન નાઇટ્સ' એ ગ્રહસ્થે પ્રસીદ્ધ કીધી. આ 'અરેબીયન નાઇટ્સ' ના જેવી સરસ બીજી કોઇપણ ગુજરાતી આવૃતી છે નહી.

**દેસાઇ, અંબાલાલ સાકરલાલ.**—'અર્થ સાસ્ત્ર' ઇ૰ ના કર્તા.

**દેશાઈ, બરજોરજી પાલનજી તથા પાલનજી બરજોરજી**—જાહેર લખનારાઓ. 'તવારીખે હખામનીયાન, 'તવારીખે સાસાન્યાન' ઇત્યાદી પુસ્તકોના કર્તા.

**દેશી ( ગુજરાતી ) સાહીત્ય**—ગુજરાતી, સંસ્કૃતની એક પૌત્રી, ગુજરાત તથા કાઠીયાવાડમાં થોડીજ સદી થઇ ખેડાતી આવી છે. જે ભાષા આગલ માત્ર ખેડુતો, કે દુકાનદારોનેજ માટે પૂરતી હતી, તેને હમણા વધારે ખીલવવામાં આવે છે; પરંતુ નજદીક દોઢ કરોડ માનસની એ ભાષા તેના વધારાને ઉતેજન નહી મલવાથી હજી જોઇએ તેવી સ્થિતીમાં આવી નથી. ગુજરાતી ભાષાના વધારા માટે ખુદ હિંદુઓએ જે જે કર્યું છે, તેથી વધારે પારશીઓએ કરી બતાવ્યું છે. પણ અમને દલગીરી સાથે કબૂલ કરવું પડે છે, જે તેઓએ ( પારશીઓએ ) જોડણી વિગેરેમાં કેટલોક બીગાડો પણ કીધો છે. આજની હિંદુ ગુજરાતીની વલણ જેમ સંસ્કૃત ભણીછે, તેમ પારશી ગુજરાતીની વલણ ફારશી તથા ઇંગ્રેજી તરફ છે. પરંતુ જે લખાણોમાં બંધેનો વજનસર મીશ્ર છે, તે ભાષા વધારે ખીલી નીકલેછે. અલબત! પારશી ગુજરાતીની જોડણી માટે અમે દલગીર છેએ, પણ તેમાં એ હિંદુઓનો વાંક ઓછો નથી. તેઓ જોડણીના નિયમો એકસરખા રાખતા નથી. આગલા વખતની ગુજરાતીમાં માત્ર કવિતાજ ઠીક ખેડાયલી માલમ પડે છે. બાકી બીજા વિષયોમાં જે કંઇ વધારો થયો છે, તે છેલ્લાં પચીસ ત્રીસ વરસનોજ ગણાઇ શકાશે.

☞ દેશી સાહીત્ય (ચાલુ)

ભાષાનો વધારો છાપાથી છે, અને ગુજરાતી છાપાની શરૂઆત પશ્ચિમ હિંદુસ્થાનમાં પારસીઓથી થઈ છે.-"મુંબઈ સમાચાર", "ચાબુક" ને "વરતમાન" એ અસલના વખતના એટલે અરધી સદીની વાત પરના વર્તમાન પત્રો હતાં. રફતે રફતે તેમનો (છાપાનો) ફેલાવો ગુજરાત તથા કાઠીયાવાડમાં થતો ગયો. હલવે હલવે તેમની છપાઈ, ભાષા વગેરેમાં સુધારો થતો ગયો, અને હાલમાં કોઈ કોઈ હિંદુ પત્રો પારસી પત્રોની પેઠેજ સારી ઢબમાં પ્રગટ કીધામાં આવે છે. વલી "વિધ્યાશાર", "વિધ્યાસાગર" વગેરે આગલા વખતનાં માસિકો સાથ હાલના માસિકોનો મુકાબલો કરતાં આપણને ઘણો સંતોષ ઉપજે છે. જુઓ 'ન્યુસપેપરો.'

હિંદુ ગુજરાતીમાં ગધ્યનું લખાણ જે હમણા હમણા થવા લાગ્યું છે, તે બીજી ભાષાઓ સાથ સરખાવતાં ઘણું નિર્જીવ ગણાવું જોઈએ. આ વખતના તેમના ગધ્ય પધ્ય લખનારા, નર્મદાશંકર, કરસનદાસ, મનસુખરામ, દલપતરામ, રણછોડભાઈ તથા ઈચ્છારામ દેશાઈ મુખ્ય કેહેવાય છે. એ ગ્રહસ્થોએ ગુજરાતી સાહીત્યની ઠીક શેવા બજાવી છે. પરંતુ પારસી લખાણો તે ગુજરાતી સાહીત્યના દરેક વિષયમાં થયલાં જોઈએ છએ. ઇતિહાસમાં જમશેદજી કાપડીયા, બ૦ તથા પા૦ દેશાઈ, બમનજી પટેલ વગેરે. પ્રવાસોમાં અરદેશર મુસ, ફરામજી પીટીટ, જાંહાંગીર મરઝબાન વગેરે. શારિરીક વિધ્યામાં ડા૦ બરજોરજી, ડા૦ પેસ્તનજી, ડા૦ ફરામજી, તથા ડા૦ વીકાજીનાં ગ્રંથો છે.

હિંદુ ગુજરાતીમાં કવિતા ઠીક ખેડાયલી છે. તેમાં ઈશ્વર જ્ઞાન સંબંધી કવિતા ઘણી સારી લખાયલી છે. "ભોજો", 'નરશીંહ' અને 'ધીરો' એ પ્રકારની કવિતા ઘણી સારી લખી ગયા છે. વલી પ્રેમાનન્દ (ગુજરાતી 'મોલટન') તથા સામલભટ (ગુજરાતી 'પોપ') પણ રસીક તથા બોધકારક કવિતા આપણે માટે મુકી ગયા છે. દયારામ એમના જેટલો જાણીતો નથી. પરંતુ પારસી કવી કેટલા છે? એકજ. તે 'મનસુખ' છે. મનસુખની કવિતામાં ઠેકાણે ઠેકાણે કલ્પના ઉતમ પ્રકારની છે, પણ જોડણી વગેરેના તેમાં કશા નિયમ નથી પારસીઓ માટે હિંદુ કવિતા ન સમજાય તેવી છે. તેઓ પિંગલનો કાયદો નપાસીને કવિતા જોડી શકતા નથી, અને તેટલાજ માટે તેઓ તેમાં પછાત છે નાટકના લખાણોમાં પણ હિંદુઓએ હાલમાં ઠીક વધારો કીધો છે. તેમના કેટલાક નાટકો તખતા ઉપર ફતેહમંદીથી ભજી બતાવ્યામાં આવે છે. પારસી નાટકોમાં બેજન મનીજેહ, સ્યાવક્ષ, એરચ, હરૂન. રૂસ્તમ શોહરાબ, જમશેદ વગેરે મુલ લખાણો છે. તે રસિક તેમજ ચિતાકર્શક છે જ્યારે હિંદુ નાટકો રામાયણ વગેરેના તેમના અસલી ગ્રંથો ઉપર રચાયલા છે, ત્યારે પારસી નાટકો શાહનામા વગેરે પુસ્તકોને આધારે રચેલા હોય છે. જુઓ 'નાટક'.

પેહેલો ગુજરાતી કોષ એક પારસીએ રચ્યો હતો, અને પેહલું ગુજરાતી વ્યાકરણ એક ઈંગ્રેજે રચ્યું છે; એજ દેખાડે છે કે હિંદુઓને પોતાની ભાષાની દાઝ જોઈએ તેવી નથી.

હાલમાં પારશી ગુજરાતીમાં દર વરસે વારતાઓની મોટી સંખ્યા બાહેર પડે છે; પણ ઘણી ખરી તે ઈંગ્રેજી ઉપરથી લખેલી હોય છે. ઈંગ્રેજી વારતાઓના ચોકઠાંજ માત્ર હાલહવાલ ગુજરાતીમાં ઉતારી લીધાથી કંઇ સાહીત્યમાં સંગીન વધારો થનાર નથી. જો કે કેટલીક વાર્તા માળાઓ ઘણી રસીક તેમજ બોધકારક માલમ પડી છે, જેમાં મુખ્ય મેહ્યર્જી મરઝબાન, વાછા તથા કાબરાજીની છે. પારસી ગુજરાતીમાં પેહેલી વાર્તાઓ ફારસી ઉપરથી લીધામાં આવી હતી, જેમાં સઉથી પેહેલાં મી૦ કાવસા સનજાનાના બરજોરનામાં હતાં. જેની પછવાડે બમન નામું, કેરસાસ્પ નામું, જાંગીર નામું વગેરે છપાઈ બાહેર પડયાં હતા. પારસી ગુજરાતીમાં વાર્તાઓનો જથ્થો જે બાહેર પડતો રહે છે, તે વાંચનારાઓને માટે પૂરતો છે; પરંતુ તેની ભાષા વિચારો વગેરે પર વધારે ધ્યાન અપાવું જોઈએ છે. હિંદુ ગુજરાતીમાં વાર્તાઓના પુસ્તકો ઘણાં થોડાં છે, પરંતુ તે કથામાંથી ઉતારો કીધે-

☛ દેશી સાહીત્ય (ચાલુ).

લાં નથી. તે મૂલ (Original) લખાણો છે, અને તેમની ભાષા, અલંકારો, વર્ણનો વગેરે જોઇએ તેવાં છે. એવાં ઉતમ પુસ્તકોમાં "કરણ ઘેલો", 'વનરાજ ચાવડો', "રાણક દેવી", 'ગંગા' વગેરે છે.

ગુજરાતી ભાષામાં વિદ્વતા ભર્યા નિબંધો કે તકરાર વાલી ટીકાની ભારે ખુટ છે. 'મેકોલે' કે 'જેફ્રી'ની જેવી ટીકા; કે 'મીલ' કે "સ્પેનસર"ના જેવા વીદ્વતાવાલા નિબંધો આપણી ભાષામાં કયારે પ્રગત થશે? ખરેખર ! આપણી કેલવણી હજી શિરૂઆતની છે, માટે મૂલ વિચારના લખાણો કરવાનો હજી વખત આવ્યો નથી. ગુજરાતીમાં માનસીક તેમજ શારીરીક વિદ્યાઓનો વધારો થવો જોઇએ છે;—ત્યારેજ સુધારો થયો આમ કેહેવાશે.

ગુજરાતી ભાષાના પારશી પુંજારીઓને અમારી એજ વિનંતી છે, જે જેમ બને તેમ શુધ જોડણી પર ધ્યાન આપવું, તથા બીલકુલ ફારસી કે ઇંગ્રેજી શબ્દોનો હદ બાહેર ઉપયોગ કરતાં અટકવું. આમ કીધાથીજ પારસી ગુજરાતી એક ખીલતી ભાષા દાખલ ગણાશે.

P.

દેશી (ગુજરાતી) સાહીત્ય—ઇંગ્રેજી સારાં પુસ્તકોના નામો સફે ૨૫ તથા ૮૩માં આપ્યા ઉપરાંત ગ્રંથકારોના નામો હેયલ ઠેકાણે ઠેકાણે નોંધી લીધી છે. ગુજરાતી સારી વાર્તાઓની ચોપડીઓના થોડાંક નામો વીશે ૮૫મે સફે થોડોક ઇસારો કરી ગયા છીએ. ગુજરાતી ભાષામાં પ્રગટ થયલાં સારાં કહેવાતાં પુસ્તકોના નામોની ટીપ નીચે આપી છે. એ ટીપ 'ઇતીહાસ તથા ભુગોલ', 'કવીતા', 'કોષ યાને ડીક્ષનરી', 'ચરીત્ર', 'ધર્મ સંબંધી', 'નાટક', 'નીબંધ', 'પરચુટણ', 'મુસાફરી', અને 'વાર્તા' મલી દશ ભાગોમાં વેહેંચી નાખેલી જણાશે. પુસ્તકોના નીચલાં નામો એક હિન્દુ, એક મુસલમીન તથા બે પારસી ગ્રહસ્થોએ ચુંટી કહાડેલાં છે. વલી સેહેલાઇથી નામો મલી આવે માટે હરેક ભાગમાં મુંકેલી ચોપડીને મુળાક્ષરના અનુક્રમે ગોઠવેલાં છે. હરેક પુસ્તકના નામ ઉપરાંત તેના બનાવનારનું ખરૂં નામ આપવાની કોશેશ કીધી છે. ☞ વધુ માટે જુઓ 'સાહીત્ય, ગુજરાતી.'

## ઇતીહાસ તથા ભુગોલ.

ઇંગ્લાંડનો ઇતીહાસ—મહીપતરામ રૂપરામ નીલકંઠ.
કાઠીયાવાડ સર્વ સંગ્રહ—કવી નર્મદાશંકર લા૦
ગુજરાત સર્વ સંગ્રહ— કવી નર્મદાશંકર.
જગતના ઇતીહાસનો સંક્ષેપ—મહીપતરામ રૂપરામ.
તવારીખે કદીમ ઇરાન—જમશેદજી પા૦ કાપડયા.
તવારીખે સાસાન્યાન—બ૦ પા૦ તથા પા૦ બ૦ દેશાઇ.
તવારીખે હખામન્યાન— „ „ „ „
નક્ષે કદીમ ઇરાન—કાવસજી દી૦ કીઆશા.
પારસી પ્રકાશ—બમનજી બે૦ પટેલ.
ફ્રાન્સ અને જરમનો વચ્ચેની સને ૧૮૭૦-૭૧ની લડાઇની તવારીખ—એદલજી જ૦ ખોરી.
ફરાન્સની ઉલટપાલટ—ખુ૦ બા૦ મોદી.
બ્રીટીશ હીંદુસ્તાન—ચી૦ હ૦ સેતલવડ.
ભરતખંડનો ઇતીહાસ તથા ભુગોલ—લ૦ લા૦ વ્યાસ.
ભાટીઆ કુલોત્પતી ગ્રંથ—ચ૦ વા૦ નેરાણીઆ.
મુંબઇનો બાહાર—રતનજી ફ૦ વાછા.
રસ્યા અને ટરકી વચ્ચના લડાઇ—એ૦ જ૦ ખોરી.
રાજપુતાણા—કા૦ દે૦ પંડયા.
રાજ્ય રંગ—કવી નર્મદાશંકર લાલશંકર.
રાસમાલા—રણછોડભાઇ ઉદયરામ.
હીંદુસ્તાનનો ઇતીહાસ—છોટાલાલ સેવકરામ.

## કવીતા.

અખાની વાણી—કવી અખો ભકત.
અભીમન્યુ આખ્યાન—કવી પ્રેમાનંદ.
ઇંદર સભા—ઉસ્તાદ અમાનત અલ્લી.
ઓખા હરણ—કવી પ્રેમાનંદ.
કચ્છ ગરબાવલી—કવી દલપતરામ ડાહયાભાઇ.
કવીતા વીલાસ—કવી દલપતરામ ડા૦
કવી સામળભટના છપ્પા—કવી સામળભટ.
કાવ્ય કૌસ્તુભ—કવી ખુ૦ ચ૦ દવીવેદી.
કાવ્ય દોહન—મ૦ રૂ૦ નીલકંઠ.
કાવ્ય સંગ્રહ— કવી દયારામ.
કુસુમમાળા—નરસીંહરાવ ભોલાનાથ.
ગજલસ્તાન—ન૦ દે૦ દુરબીન.
ગજલસ્તાન—મા૦ બ૦ માનોચેહેર હોમજીના.
ગંજનામું—મ૦ કા૦ લંગડાના 'મનસુખ'.
ગુજરાતી ગાયન સંગ્રહ—ને૦ બે૦ કરાણી.
ચન્દ્રહાસ આખ્યાન—કવી પ્રેમાનંદ.

દેશી શાહીત્ય. (ચાલુ)

ફુલની વાર્તા—ફકીરભાઇ કાસીદાસ.
દલપત કાવ્ય—દલપત દુલ્લભ.
નરસીંહ મેહેતાનાં પ્રભાતીયાં.—કવી પ્રેમાનંદ.
નરસીંહ મેહેતાની હુંડી તથા મોશાળું—કવી પ્રેમાનંદ.
નરસીંહવાણી વીલાસ—શ્રી નૃસીંહા ચાર્યજી.
નર્મકવીતા—કવી નર્મદાશંકર લાલશંકર.
નળાખ્યાન—કવી પ્રેમાનંદ.
નીતી વીનોદ—બેરામજી મેં૦ મલબારી.
પદ્માવતીની વાર્તા—કવી સામળ ભટ.
પ્રલ્હાદ આખ્યાન—કવી કાળીદાસ.
પ્રાચીન કાવ્ય—હરગોવીંદ દ્વ૦ તથા શાસ્ત્રી નાથાશંકર.
પ્રેમ જીવન—મ૦ ન૦ દ્વીવેદી.
ફીરોજી ગાયન સંગ્રહ—ફી૦ મે૦ બાટલીવાલા.
બત્રીસ પુતળીઓની વાર્તા—કવી સામળ ભટ.
બરાસ કસ્તુરી—કવી સામળ ભટ.
બ્રહત કાવ્ય દોહન—ઇચ્છારામ સુ૦ દેશાઇ.
ભવાની કાવ્ય સુધા—કવી ભવાનીશંકર ન૦
મદન મોહનાની વાર્તા—કવી સામળ ભટ.
માંગળીક ગીતાવળી—કવી દલપતરામ ડા૦
માધવા નલની વાર્તા—કવી સામળ ભટ.
મદાલસા આખ્યાન—કવી પ્રેમાનંદ.
રણયજ્ઞ—કવી પ્રેમાનંદ.
રાગસ્તાન—જે૦ એ૦ કરાણી.
રાગસ્થાન પોથી—બે૦ ટે૦ ચીનાઇ.
રાગે દીલચમન—બારભાયા તથા મોદી.
રામાયણ—ગીરધર
રામાયણ—કવી શીવલાલ ધનેશ્વર.
વીક્રમ ચરીત્ર—કવી સામળ ભટ.
વીધ્યાવીલાસની વાર્તા—કવી સામળ ભટ.
વીલ્સન વીરહ—બેરામજી મે૦ મલબારી.
વેન ચરીત્ર—કવી દલપતરામ ડા૦
સમશ્યા—કવી સામળભટ.
સંગીત નાટક સંગ્રહ—દામોદર રતનસી.
સંપ અને લક્ષ્મી—કવી દલપતરામ ડા૦
શાહ નામું—"મનસુખ."
શાહાનામું—ફ૦ દો૦ જામાસ્પઆશાના.
શ્રી દેવી માહાત્મ્ય.—વી૦ વી૦ ગોવીંદજી.
સ્ત્રી ચરીત્રની વારતા—કવી સામળ ભટ.
સ્ત્રી મન મનોરંજક ગરબાવળી—કવી દલપતરામ.
સ્યાવક્ષનામું—રૂ૦ પે૦ હમજીઆર.
સુદામા ચરીત્ર—કવી પ્રેમાનંદ.
હરીચંદ્ર આખ્યાન.
હીંદુસ્તાની ગાયન સંગ્રહ—જે૦ એ૦ કરાણી.
હોરી સમુદ્રય—મા૦ બ૦ મીનોચેર હોમજીના.

## કોષ યાને ડીક્ષનરી.

અંગ્રેજી અને ગુજરાતી કોષ—રોબર્ટ મોન્ટગોમરી, અં૦ સા૦ દેસાઇ, તથા મણીધરપ્રસાદ તાપીપ્રસાદ.
ગુજરાતી અને ઇંગ્રેજી કોષ—અરદેશર ફ્૦ મુસ તથા નાનાભાઇ રૂ૦ રાણીના.
ગુજરાતીઅને ઇંગ્રેજી કોષ—કરસનદાસ મુળજી.
ગુજરાતી તથા ઇંગ્રેજી કોષ—લોકરક્ષી નવરોજજી ફરદુનજી તથા મીરજાં મ૦ કાશમ.
ગુજરાતી તથા ઇંગ્રેજી કોષ—શાપુરજી એદલજી.
નર્મ કથા કોષ—કવી નર્મદાશંકર લાલશંકર.
નર્મ કોષ—કવી નર્મદાશંકર લાલશંકર.
વીદયાર્થીઓ માટે ઇંગ્રેજી અને ગુજરાતી ડીક્ષનરી—મોતીરામ ત્રીકમદાશ તથા જ૦ ઘે૦ દેશાઇ, વગેરે.
સંસાર કોષ—ડો૦ હો૦ બામજી.
સંસ્કૃત તથા ગુજરાતી કોષ—કવી શંકરલાલ માધેશ્વર.
હીતોપદેશ શબ્દાર્થ—રણછોડભાઇ ઉદયરામ અને શાસ્ત્રી વ્રજલાલ.

## ચરીત્ર.

અકબર ચરીત્ર—મહીપતરામ રૂપરામ નીલકંઠ.
કરસનદાસ મુળજી ચરીત્ર—મ૦ રૂ૦ નીલકંઠ.
કવી ચરીત્ર—ડા૦ ઘે૦ પંડીત.
કવી ચરીત્ર—બાપાલાલ મોતીલાલ.
કારનામે અરદેશર બાબેગાન—પે૦ બે૦ સંજાણા.
ગુર્જર અગ્રેસરોની ચીત્ર માળા—કેસવલાલ હરી૦
કૈરસાશપ નામું—ન૦ કા૦ સુખાબેહરાના.
જરજનામાં—દસ્તુર મુલ્લાં ફીરોજ.
તજકર તોલ હોકમા—ડો૦ શો૦ મુનશી.
પ્રસીધ પેગમબરો—રૂસ્તમજી હો૦ જાલભાઇ.
પરાક્રમ નામું—રૂસ્તમજી હો૦ બ૦
પાર્વતી કુંવર આખ્યાન—મહીપતરામ રૂ૦ નીલકંઠ.
પેગમબર અશો જરથોસ્તના જનમારાનો હેવાલ—ખરશેદજી રૂ૦ કામા.
પોરટ્રેટ ગેલેરી—રૂસ્તમજી હો૦ જાલભાઇ.
ફ્રામરોજ નામું—પે૦ ફ્૦ દાકટર.
ફાર્બસ જીવન ચરીત્ર—મનસુખરામ સુર્યરામ.
મહારાણીનું યશ વર્ણન—કે૦ ન૦ કાબરાજી.
મહારાણી શ્રી વીકટોરીયાનું જીવન ચરીત્ર—ઇછારામ સુ૦ દેસાઇ.
મેહેતાજી દુર્ગારામ મંછારામ—મ૦ રૂ૦ નીલકંઠ.
વીરમંડળ—નારાયણ હેમચંદ્ર.
વીલાયતના કવીશ્વરો—કા૦ ન૦ વેસુવાલા.
સદગુણી સ્ત્રીઓ—બે૦ બ૦ ગાંધી.
સર જમશેદજી જીજીભાઇ બારોનેટ—'મનસુખ.'
સીકંદર નામું—સુનીલાલ બા૦ મોદી.

દેશી સાહીત્ય (ચાલુ).

હીંદુ દેવતાઓની ચીત્રમાળા.
હીંદુસ્તાનના સ્વદેશાભીમાનીઓની ચીત્રમાળા— માણેકજી બ૦ મીનોચેર હોમજીના.
હેવાલે ફીરદોસી—બમનજી બે૦ પટેલ.

## ધર્મ સબંધી.

અરદાએ વીરાફનામું—રૂસ્તમજી સોરાબજી.
અરદાએ વીરાફનામું—જે૦ બે૦ કરાંણી.
અશો ફ્રોહર—જી૦ જ૦ મોદી.
આદરબાદ મારાસપંદનામું—શે૦ દા૦ ભરૂચા.
આવાંયસ્ત બા માએની-એ૦ દા૦ જામાસ્પ-આશાના.
ઇજશનેનો તરજુમો.
ખોરદેહ અવસ્તા—(જુઓ 'પારસી'વાલી બાબદ.)
ખોરદેહ અવસ્તા બા માએની—કા૦ એ૦ કાંગા.
જરથોસ્તી ધર્મનીતી: ભાગ ૧ લો—હો૦ ન૦ સોરડ.
જરથોસ્તી ધર્મ નીતી: ૨ તથા ૩ ભાગો—શેહેરયારજી દા૦ ભરૂચા.
જરથોસ્તી ધરમની મોતેબરી—દા૦ બ૦ દારડી.
જરથોસ્તી ધરમ પુસ્તકો—સો૦ શા૦ બંગાલી.
જામાસપી—નો૦ન૦ મુકાદમ.
દબેશતાનનો પેહેલો ભાગ—ફરદુનજી મરઝબાનજી.
દસાતીર—કે૦ મી૦ મુલ્લાંફીરોજ.
દસાતીર—પા૦ જી૦ હાતરીયા.
દીનકરદ—દસ્તુરજી પે૦ બે૦ સંજાણા.
નામ સેતાએશને—"મનસુખ."
નીગમ પ્રકાશ.
પુરાણાર્થ પ્રકાશ.
ખુનદેહસ્ત—એ૦ દા૦ જામાસ્પઆશાના.
ભગવતી ભાગવત ભાષાન્તર.
ભગવતગીતા—૨૦ સી૦ પંડીત.
ભગવતગીતા ભાષાન્તર—હ૦ ક૦ શાસ્ત્રી.
ભાગવત ભાષાન્તર.
ભારતાર્થ પ્રકાશ.—સદધરમ શોધક મંડળી.
ભારતાર્થ પ્રકાશ—વીધ્યા મીત્ર મંડળ.
ભારતાર્થ પ્રકાશ—મ૦ મ૦ ભટ.
મનુસ્મૃતી—ઝવેરીલાલ ઉ૦ યાજ્ઞીક.
મુકતશાસ્ત્ર—પંડીત કાળીદાસ.
યમસ્મૃતી—ઇ૦ સુ૦ દેશાઇ,
રામાયણ—રૂ૦ જ૦ વ્યાસ.
વીષ્ણુ પુરાણ—કવી રણછોડલાલ ગ૦
વેદ ધરમ—કરસનદાસ મુળજી.
વેદશાસ્ત્રાદી વીધ્યાસાર—મથુરાંદાસ લવજી.
વૈષ્ણવોના નીત્ય નીયમ—હરગોવનદાસ હ૦
વંદીદાદ—કા૦ એ૦ કાંગા.

સત્યનારાયણની કથા—હરગોવીનદાસ પટેલ.
સદ્ધર્મ વચન સંગ્રહ—નારાયણ હેમચંદ્ર.
સપ્તસતી—બી૦ જી૦ શરાફ.
શીવગીતા ભાષાંતર—છો૦ ન૦ ભટ.
શીવપુરાણ ભાષાંતર—ન૦ એ૦ ભટ.
શીવપુરાણ ભાષાંતર—આર્ય શો૦ મંડલી.

## નાટક. (જુઓ 'નાટક').

અભીજ્ઞાન શાકુન્તલ—ઝ૦ ઉ૦ યાજ્ઞીક.
અસલાજી—અરદેશર બે૦ પટેલ.
ઉતરરામ ચરીત્ર—મ૦ ન૦ દ્વીવેદી.
કાકા મામા કહેવાના—અ૦ બે૦ પટેલ.
કાન્તા—મ૦ ન૦ દ્વીવેદી
કામસેન અને રસીકા—દામોદર રતનસી.
કૃષ્ણા કુમારી—કવી નર્મદાશંકર લા૦
ખોદાબક્ષ—એ૦ જ૦ ખોરી.
ગામરેની ગોરી—બમનજી ન૦ કાબરાજી.
ગોપીચંદ—દામોદર રતનસી.
ચાંપરાજ હાડો—વા૦ આ૦ ઓઝા.
ચીત્રસેન ગંધર્વ—સોકર બાપુજી લીલાકેકર.
જમશેદ—કે૦ ન૦કાબરાજી.*
જયકુમારી વીજય—રણછોડભાઇ ઉદયરામ.
જાલમજોર—એદલજી જ૦ ખોરી.
જાહાંગીર—એ૦ જ૦ ખોરી.
દ્રોપદી દર્શન—કવી નર્મદા શંકર લાલશંકર.
નળ દમયંતી—રણછોડભાઇ ઉદયરામ.
નીંદાખાનું—કે૦ ન૦ કાબરાજી.*
નુરજેહાંન—એ૦ જ૦ ખોરી.
નંદ બતરીસી—કે૦ ન૦ કાબરાજી*.
પ્રેમરાય અને ચારૂમતી—રણછોડભાઇ ઉદયરામ.
ફરેદુન—કે૦ ન૦ કાબરાજી.*
બકાવલી—એ૦ જ૦ ખોરી.
બાણાસુર મદમર્દન—રણછોડભાઇ ઉ૦
બાળકૃષ્ણ વીજય—કવી નર્મદાશંકર લા૦
બેજન અને મનીજેહ—કે૦ ન૦ કાબરાજી.*
ભર્તૃહરી—વા૦ આ૦ ઓઝા.
માલતીમાધવ—મ૦ ન૦ દ્વીવેદી.
માલવીકાગ્ની મીત્ર—રણછોડભાઇ ઉદયરામ.
માલીની—સોકર બાપુજી લીલાકેકર.
મૃચ્છકટીક—દામોદર રતનસી સોમાણી.
રાજસીંહ ને વીમળદેવી—વા૦ આ૦ ઓઝા.
લક્ષમી—કવી દલપતરામ ડાહયાભાઇ.

---

* એવણના જનમ વર્ષ માટે ૩૩માં પાના પર '૧૮૪૭માં જનમ્યા' કરી છપાયું છે, પણ તે ભુલ છે. '૧૮૪૧માં જનમ્યા' વાંચવું.

☛ દેશી સાહીત્ય (ચાલુ).

લલીતા દુઃખદર્શક—રણછોડભાઇ ઉદયરામ.
લવજી લક્ષાપતી—'અરમ."
વીક્રમ વેશી નાટક—રણછોડભાઇ ઉ૦
વીનાશ કાળે વીપરીત બુધ્ધી—કે૦ ન૦ કાબરાજી.
શની માહાત્મ્ય—સોકર બાપુજી ત્રીલોકેકર.
સંસાર દુઃખ દર્શક—ભાઇશંકર નાહાનાભાઇ.
સાવીત્રી—નાનાભાઇ રૂ૦ રાણીના.
સાકુંતલ—ઝવેરીલાલ ઉ૦ યાજ્ઞીક.
શાહજાદો શીઆવક્ષ—ખ૦ બ૦ ફરામરોજ.
સીતા હરણ—દામોદર રતનસી.
સીતમે હસરત—એ૦ ફ૦ ઢોંડી.
સુદામા ચરીત્ર—ભવાનીશંકર નરસીંહરામ.
સુડી વચ્ચે સોપારી—કે૦ ન૦ કાબરાજી.
હરીચંદ્ર—રણછોડભાઇ ઉદયરામ.
હરૂન—પેસ્તનજી કાવસજી સંજાણા.
હોમલો હાઉ—નાનાભાઇ રૂ૦ રાણીના.

## નીબંધ.

અવસ્તાનો જમાનો—મેરજીભાઇ પા૦ માડણ.
અસ્તોદય—મનસુખરામ સુ૦ ત્રીપાઠી.
આકાશ તત્વ—"સન્યાસી."
આંખ—મે૦ રૂ૦ શેઠના.
આંખ અને ચશમા—હો૦ ડા૦ પેસીકાકા.
કેતાબે ખેશતાબ—ડો૦ સો૦ મુનશી.
કેળવણી—ખુ૦ ગં૦ દેશાઇ.
ખોલાશાએ પંચાત—સર જ૦ જી૦ બેરોનેટ.
જમશેદ, હોમ અને આતશ—જી૦ જ૦ મોદી.
જમશેદી નવરોજ—અરદેશર સો૦ કામદીના.
જમશેદી નવરોજ—"મનસુખ"
જરથોસ્તી સને—બે૦ ભી૦ કાંગા.
જીંદગી ભોગવવાની જુગતી—ડા૦ ફ૦ રાંદેરીઆ.
જોહરે જીંદેહગાંની—સર જ૦ જીજીભાઇ.
દાનેશ નામેએ જેહાંન—ફરદુનજી મરઝબાન.
દેશી રાજ્ય—મનસુખરામ સુર્યરામ.
દ્રવ્ય—ન૦ હી૦ પટેલ.
ધર્મ વીચાર—કવી નર્મદાશંકર લાલશંકર.
ધર્મ વીષેનાં ભાષણ—બેરામજી મે૦ મલબારી તથા ન૦ મં૦ મોબેદજીના.
નીતીબોધક નીબંધ—અરદેશર ફ૦ મુસ.
નીતી વચન—કરસનદાસ મુળજી.
પારસી પ્રાર્થનાની ખુબીઓ—ખુ૦ એ૦ પાવડી.
પ્રાણી વર્ણન—બ૦ મ૦ મેહતા.
પ્રાણી સંગ્રહ—એ૦ જ૦ ખોરી.
પુનરવીવાહ પ્રબંધ—ગુજરાત વ૦ સોસાયટી.
પુરાતમ આતશખાના—દા૦ ખ૦ ઢેરડી.
બાળ વીવાહ નીબંધ—કવી દલપતરામ ડા૦
ભુત નીબંધ—કવી દલપતરામ ડાહયાભાઇ.
મધુપાન—હો૦ ડો૦ પેસીકાકા.
મા અને છોકરાં—નારાયણ હેમચંદ્ર.
માહરૂં સ્વપ્નું—જે૦ અ૦ તાલયારખાં.
મુકતા—મુકતાબાઇ.
મુંબઇના શેર સટાની તવારીખ.
યોગ વીદયા—રૂ૦ મ૦ મોબેદજીના.
રસાયન શાસ્ત્ર—કે૦ રૂ૦ વીકાજી.
વીવેક વાણી—ફરેદુન બે૦ મરઝબાન.
શરીર વીધ્યા—હો૦ ન૦ કેપર.
શરીર શાંતી—ફરદુનજી મરઝબાન.
શીઆપુશ કાકરો—જમશેદજી પા૦ કાપડયા.
શેર ને સટાબાજી—"મનસુખ."
સંતોષ સુરતરૂ—રણછોડભાઇ ઉદયરામ.
હાદેસા નામું—ફ૦ અ૦ રબાડી.
હીંદુ દેવતાઓની ચીત્રમાળા—માણેકજી બ૦ મીનોચેર હોમજીના.

## પરચુટણ.

અર્થ શાસ્ત્ર—અં૦ સા૦ દેસાઇ.
અર્થ શાસ્ત્રના મુળ તત્વો—ચી૦ હ૦ સેતાલવાડ.
અર્થ શાસ્ત્રની વાતો—ચી૦ હ૦ સેતાલવાડ.
અક્ષર ગણીતના મુળ તત્વો—જ૦ અ૦ દલાલ.
ઇ ડયન લા રીપોર્ટ—ગો૦ બ૦ વકીલ.
એન્જીન્યરનો મદદગાર—હો૦ એ૦ એલચીદાના.
કઉતક સંગ્રહ—જે૦ બે૦ મરઝબાન
કેળવણી પ્રકાર—મહીપતરામ રૂપરામ નીલકંઠ.
ખગોલ વીધ્યા—મહીપતરામ રૂપરામ ,,
ખુલાસે જાદુ—જે૦ બે૦ કરાણી.
ગાયકવાડી કાયદાનો સંગ્રહ—સાંકળચંદ મ૦
ગુજરાતવાસી ન્યાતોના રીવાજ—સર મંગળદાસ નથુભાઇ.
ગુજરાતી ઇસપનીતી—મા૦ બ૦ મીનોચેહેર હોમજીના.
ગુજરાતી ડીરેકટરી—મા૦ બ૦ મીનોચેહેર હોમજીના.
ગુજરાતી પીંગળ—કવી દલપતરામ ડાહ્યાભાઇ.
ગુજરાતી ભાષાનું નવું વ્યાકરણ—મ૦ રૂ૦ નીલકંઠ.
ગુજરાતી ભાષાનું (મોટું) વ્યાકરણ—રેવરંડ ટેલર.
ગુજરાતી ભાષાનું વ્યાકરણ—ટી૦ સી૦ હોપ.
ગુલઝારે હાલ—મુલ્લાં રૂસ્તમ.
ઘોડાની માવજત—બ૦ સં૦ સંતોક.
સુંતી કહાડેલાં લખાણો—સોરાબજી શા૦ બંગાલી.
જન રમુજ વારતા સંગ્રહ—રૂસતમ ઇરાની.
જાદુ કપટ પ્રકારો—ઇ૦ અ૦ વ્યાસ.

☞ દેશી સાહીત્ય. (ચાલુ).

ઓરાસટરીઅન કાલેન્ડર.
ટરનર અને ફીટરનો મદદગાર—એ૦ બે૦ રાજા.
ટોચકા સંગ્રહ—જે૦ બે૦ મરઝબાન.
દીવાની કાયદાનો સંગ્રહ—ખુલાખીદાસ ગ૦
દુઃખ નીવારણ—પે૦ ન૦ ડાકતર.
નર્મ ગધ્ય—કવી નર્મદાશંકર લાલશંકર.
પદાર્થ વીજ્ઞાન—મહીપતરામ રૂપરામ.
પારસીઓનું લીસ્ટ—મ૦ હો૦ જાગોસ.
પારસી મરતબક—બમનજી બે૦ પટેલ.
પંદનામે મુલ્લાંફીરોજ—ફરદુનજી મરઝબાન.
ફોજદારી કાયદાનો સંગ્રહ—સાંકળચંદ મહા૦
બોરાહાંને કાતેહ—ફરદુનજી મરઝબાન.
બોસતાન કેતાબ—ફરદુનજી મરઝબાન.
ભુતળ વીધ્યા—મહીપતરામ રૂપરામ.
માપ કરણનું પુસ્તક.
મુંબઇની હાઇ કોરટના ફેંસલા.
મુસલમાની વારસા સંગ્રહ—આ૦ હ૦ મોલવી.
મુસલમાની સરેહ—બો૦ ના૦ વકીલ.
મેઘદુત—ભીમરાવ ભોલાનાથ.
રમુજી ફકરા સંગ્રહ—જે૦ બે૦ મરઝબાન.
રસાયન વીધ્યા—મહીપતરામ રૂપરામ.
રાજ્યના રીપુ—કા૦ કે૦ પટેલ.
લોરડ ચેસ્તરફીલ્ડની નશીહતો—ખરસેદબાઇ પે૦ ડાકતર.
વાગભટ વૈદક ગ્રંથ—બેહેચેરલાલ નથુરામ.
વીચાર સાગર—મ૦ સુ૦ ત્રીપાઠી.
વ્યુત્પતી પ્રકાશ—મહીપતરામ રૂપરામ.
સ્તીમ એનજીનનું વરણન—દી૦ શા૦ કાપડયા.
સ્થાનીક સ્વરાજ્ય—ઝ૦ ઉ૦ યાજ્ઞીક.
સદ્વર્તન—શાસ્ત્રી ગો૦ બાપટ.
સ્ત્રી ધરમ નીતી—મુ૦ ની૦ મેહેતા.
સર્વોપયોગી નુસખા સંગ્રહ.
શીરીન મડમ—"કાકા કાહાણ."
સુંદરી ગુણમંદીર—મહાસુખરામ હ૦
સુબોધ પત્રીકા—નો૦ ઉ૦ ત્રીવેદી.
સુભાષીત સંગ્રહ—પુ૦ મ૦ પંડયા.
સુરત રાયટ કેસ.
હીંદ અને બ્રીટાન્યા—ઇ૦ સુ૦ દેશાઇ.
હુનરનો અરક—સો૦ કા૦ દાકતર.

## મુસાફરી.

ઇંગલંડમાં પ્રવાસ—કરસનદાસ મુલજી.
ઇંગલંડમાં પ્રવાસ—શેખ યુસુફઅલી.
ઇરાનમાં મુસાફરી—કા૦ દી૦ કેઆશના.
ગરેટ બરીટન ખાતેની મુસાફરી—ડૉ૦ ફ૦ કરાકા.
ગલીવરની મુસાફરીઓ—ફરદુનજી બે૦ મરઝબાન.
ચીનની મુસાફરી—દામોદર ઇશવરદાસ.
ચીનનો હેવાલ—કા૦ સો૦ પટેલ.
દક્ષીણ હીંદુસ્થાનમાં મુસાફરી—દીનશા અ૦ તાલેયારખાં.
મહારાણી વીકટોરીયાએ હાયલન્ડસમાં ગુજારેલી જીંદગી—પુતલીબાઇ ધ૦ વાડયા.
મુંબઇથી કાશમીર—જે૦ બે૦ મરઝબાન.
મુંબઇથી યુરોપ—ફરામજી દીનશાજી પીટીટ.
મુસાફરીનું વરણન—ધીરજરામ જગજીવનદાસ.
યુરોપ, અમેરીકા, જાપાન અને ચીન—ફ૦ દી૦ પીટીટ.
હીંદુસ્થાનમાં મુસાફરી—અરદેશર ફ૦ મુસ.

## વાર્તા.

અક્કલના સમુદર—જેહાંગીર બે૦ મરઝબાન.
અંધેરી નગરીનો ગર્વસેન—હ૦ દ્વા૦ કાંટાવાલા.
અરેબ્યન ટેલ્સ—બ૦ બ૦ સંજાના.
અરેબ્યન નાઇટસ—ઇ૦ સુ૦ દેશાઇ.
અરેબ્યન નાઇટસ—બી૦ એસ૦ માડન.
એરેબ્યન નાઇટસ—ત્રણ પારસી વીદ્યારથીઓ.
અરેબ્યન નાઇટસ—જે૦ બે૦ કરાણી.
અસલી વારતાઓ—ફરામજી ખરસેદજી.
ઇરાન અને તુરાન દેશની વારતાઓ.
ઇરાવતી—છ૦ ઠા૦ મોદી૦
એક પથ્થરના પ્રતાપ—બ૦ ન૦ કાબરાજી.
એદલ કાકા—માણેકજી એ૦ વાછા.
કમલા કુમારી—ભવાનીશંકર નરસીંહરામ.
કરણ ઘેલો—નંદશંકર તુલજાશંકર.
કરણી તેવી પાર ઉતરની—જમશેદજી ખ૦
કવેન્ટીન ડરવાડ—કે૦ ર૦ નાનજીઆણી.
કાદમ્બરી—છ૦ હ૦ પંડયા.
કામનાથ અને રૂપસુંદરી—ભાઇશંકર નાનાભાઇ.
કાવલાની કાહાણી—બ૦ ન૦ કાબરાજી.
કેનેથ—ધ૦ ન૦ પટેલ.
ખંડેરાવ ગાયકવાડ—'ગુલફામ'.
ખુશરો શીરીનનો કીસ્સો—બેજનજી રૂ૦
ગામડની ગલાલવહુ—માણેકજી બ૦ મીનોચેહેર હોમજીના.
ગુજરાત તથા કાઠીઆવાડની વારતાઓ—ફરામજી બ૦
ગુલેસ્તાન—કા૦ દી૦ કેઆસના.
ગુલ શીરીના—રૂસ્તમ ઇરાની.
ગુલી ગરીબ—કે૦ ન૦ કાબરાજી.
ગોલ્ડન ગુલ—મા૦ એ૦ વાછા.
ગંગા—ઇ૦ સુ૦ દેશાઇ.
ગંગા ગોવીંદસીંહ—ઇ૦ સુ૦ દેશાઇ.

**દોધીમાં ગોસ્ત**—'ખારૂં ગોસ્ત' રાંધી તેમાં થોડો કાંદાનો દાધ નાખવો. પછી પેહેલાં દોધીને છાલ છોલી કાપવું, અને જરા કાચુંજ ચાખી જોવું કે તે કવડું છે કે નહીં. જો કવડું હોય તો ફેંકી દેવું. પછી પેલા મીઠાં દોધીના કટકા કરી, તેમાંથી બીયાં કાહાડી નાખી, પેલી ગોસ્તની તપીલીમાં નાખવા, અને ચુલા પર મુકવું. ચમચથી ઉઠલ પાઠલ કરી ઢાંકણુ ઢાંકી દેવું, અને તે ઢાંકણ પર પાણી રેડો. ચરી રહે અને પાણી બલી જવા આવે કે ઇંગાર પર મુકો. કેટલાકો અંદર ખાંડ નાખે છે.

**દોરડાંને કોહી જતું અટકાવવાનો ઉપાય**—ચાલીસ ગ્રામ્સ મોરથુથુ (Sulphate of Copper)ને ત્રણ પિંટ પાણીમાં પીગલાવી તેમાં ચાર દહાડા સુધી દોરડું ભીજવી રાખીને પછી પાંચમે દીવસે તેને સુકવવું.

**દોરડું, પાણીમાંનું**—જુઓ 'પાણીમાં રહેતાં દોરડાંને મજબુત બનાવવાની કલા.'

**દોરા યાને તાંતણા રંગવા.**—કપડાં રંગવાની જે જે રીતો આપી છે, તે પ્રમાણેજ કરવું. જે રંગ જોઇતો હોય તેના પેહેલા અક્ષર પરના નુસખાઓ જુઓ.

**ડોવર્સ પાઉડર બનાવવાની રીત**—Dover's Powder સંધીવા, જલંદર અને બીજાં દરદોમાં દરદીને ઉંઘ લાવવા માટે અને દરદનું ઝેહેર કાહાડી નાખવાની નેમથી આપવામાં આવે છે. એ પાઉડર યાને ભુકી નીચે પ્રમાણે બને છે:—એક ભાગ ઇપીકાકુઆનહેની ભુકી અને એક ભાગ સોજું અફીમ લઇને આઠ ભાગ સલ્ફેટ ઓવ પોટાશમાં ખુબ ઘુંટવી. દર વખતે બેથી ચાર ગ્રેન્સ જેટલી ભુકી લેવી, જેથી પરસેવાને રસ્તે ઝેહેર નીકલી જઇ ઉંઘ આવે છે. ભુકી સેજ પાણીમાં નાખી પીવી. તેની પછવાડે ઘણું પાણી પીવું નહીં.

**ધબકારા, દીલના, ના ઇલાજો**—(૧) દહાડામાં ત્રણ વખત બબે ચમચા બ્રોમાઇડ ઓવ પોતાશીયમ મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા (૨) એક અઠવાડયું સુધી દહાડામાં ત્રણ વખત બબે ચમચા આયરન મીક્ષચર (જુઓ નુસખો) ના પીવા. દર વખતે ઉપલી બબે ચમચા દવામાં દશ ટીપાં ટીંકચર ઓવ ડીજીતેલીસ (Tinc. Digitalis) ના ઉમેરવાં (૩) દહાડામાં ત્રણ વખત બબે ચમચા જેન્સીયન એન્ડ સોડા મીક્ષચર (જુઓ નુસખો) ના ત્રણ ટીપાં ટીંકચર ઓવ એકોનાઇટ (Tincture Aconite) સાથે પીવાં. (૪) જો નબલાઇથી થતા હોય તો દશ આઉંસ સાકર, દશ દ્રામ્સ આવજુબાન, પાંચ દ્રામ્સ ગુલે ગાઉજ, અને ત્રણ દ્રામ્સ બાદરંજ બોયા લઇને સઘળાંનો બારીક ભુકો કરી દશ આઉંસ પાણીમાં નાખી આસરે દશ આંઉસ જેટલો શીરો થાય ત્યાં સુધી ઉકાલવું. એકથી દહોડ આંઉસ જેટલો લઇને પાણી સાથે ભેલી દહાડામાં ત્રણ વાર પીવું. (૫) જો અજીરણથી અથવા બીજાં કોઈ કારણથી થતા હોય તો (ક) એક રતલ પાણીમાં એક આંઉસ નીમરાની છાલ, દહોડ દ્રામ્સ પીપલ, અને એક દ્રામ લવીંગ નાખી ઉકાલવું. આ દવામાંથી બે આંઉસ જેટલી લઇ ત્રણ ત્રણ કલાકે પીવી. (ખ) ત્રણ દ્રામ્સ અફસનતાઇન રૂમી, બે દ્રામ્સ કરફસ, બે દ્રામ્સ સોમણુલનાં મુલીયાં, અડધો દ્રામ કસ્તુરી, અને અડધો દ્રામ જુદબેદસતર લઇ સઘળાંનો બારીક ભુકો કરી વીસથી પાંતરીશ ગ્રેન્સ જેટલો દહાડામાં ત્રણ વાર પાણી સાથે ફાકવો.

**ધંધાને લગતી કેલવણી**—જુઓ 'હુંનરને લગતી કેલવણી'વાલી લંબાન બાબદ.

**ધનુરવા.**—જ્યારે કોઇને આંચકી યા Tetanus થાય છે, ત્યારે દરદીના પેટ, બરડો, હાથ, પગ, ઇત્યાદી માંસના લોચાઓમાં સખ્ત ખેંચતાણ અને આંકરા આવવા ચાલુ રહે છે. ઉપાયોઃ—(૧) ત્રણ દ્રામ્સ કાળાં મરી, ત્રણ દ્રામ્સ પીપલ, ત્રણ દ્રામ્સ ગંધકના ફુલ, પોણો દ્રામ લવીંગ અને અડધો દ્રામ વચ્છનાગ લઇ સઘળાંનો બારીક ભુકો કરી એકરસ કરી, અને ત્રણ ત્રણ કલાકે ત્રણ ગ્રેન્સ જેટલો ઉપલો ભુકો લઇ પાણી સાથે દરદીને ફકાડવો. (૨) જુઓ 'આંચકીના' ઇલાજો.

**ધર્મ**—જુઓ 'પારસી' તથા 'હીન્દુ' તથા 'મુસલમીન' તથા 'પૃથ્વી'વાલી લંબાન બાબદો.

**દ્રીવેદી, પ્રોફેસર મણીલાલ નભુભાઇ**—જાહેર લખનાર 'પ્રાણ વીનીમય' તથા 'સીધ્ધાંત સાર' તથા 'ઉતર રામ ચરીત્ર' તથા 'કાન્તા' ઇત્યાદી પુસ્તકો પ્રસીધ્ધ કરેલાં છે.

**ધાતુ, ઉંચાં ઘડીયાલોના ચંગ માટે**—Pendules યાને પેરીસના ઉંચી કારીગરીનાં ઘડીયાલોના કુલીયાં માટે નીચલી મેલવણી વપડાય છેઃ—૭૨ ભાગ તાંબું, ૨૬. ૫૬ ભાગ કલાઇ, અને ૧.૪૪ ભાગ લોખંડ.

**ધાતુઓ**—જુઓ (૧) બ્રીટેનીયા ધાતુ, (૨) એરીંગતન ધાતુ, (૩) પીંચ બેક, (૪) લોરેન્સીસ મેટલ, (૫) ક્વીન્સ મેટલ, (૬) સ્પેકયુલમ, (૭) લાઇનીંગ, (૮) બ્રોંઝ, (૯) તોમ્બેક, (૧૦) સ્તીરીયો ટાઇપ, (૧૧) કોક મેટલ, (૧૨) વગેરે, વગેરે.

**ધાતુ, જલદીથી પીગલે એવી**—(૧) આઠ ભાગ બીસમઠ, પાંચ ભાગ સીસું અને ત્રણ ભાગ કલાઇ લઇ સઘલાંને પીગલાવો. (૨) બે ભાગ બીસમઠ, પાંચ ભાગ સીસું, અને ત્રણ ભાગ કલાઇ લઇ સઘલાંને પીગલાવો; આ ધાતુગરમ ખલખલતાં પાણીમાં પણ પીગલી જાય છે. (૩) ત્રણ ભાગ સીસું, બે ભાગ કલાઇ, અને પાંચ ભાગ બીસમઠ, લઇ સઘલાંને પીગલાવો. ☞આ ધાતુઓ સ્તીરીયો તાઇપમાં પણ વપડાય છે. બચ્ચાંઓને રમવાના ચાહે કપ પણ એજ ધાતુના બનાવે છેઃ જેથી ગરમ પાણીમાં બોળતાં પીગલી જવાથી છોકરાંઓ અજબ થાય છે.

**ધાતુ, ઝાંઝ, છમછમીયા માટે.**—(૧) ઇહોતેર ભાગ તાંબું, અને બાવીસ ભાગ કલાઇ લેવો. (૨) એંસી ભાગ તાંબું અને વીસ ભાગ કલાઇ લેવો. નરમ કરતી વખતે વારંવાર ટીપવું. (૩) સો ભાગ તાંબું અને પ-

ચીમ ભાગ કલાઈ લેવો. જો મોટો અવાજ કાઢનારી કરવા માંગતા હોવો તો ઓટી કાહાડયા પછી તે જણુસને ખુબ લાલચોલ તપાવવી, અને પછી તેને તરતજ થંડાં પાણીમાં બોળી દેવી.

**ધાતુ, સ્પેક્યુલમ.**—દુરબીન ઇત્યાદી ચીજો માટે Speculum Metal નામની જે ધાતુ વપડાય છે, તે બનાવવા માટે એકસો સાડી છવીસ ભાગ ત્રાંબું અને ઓગણસાઠ ભાગ કલાઇને તાવી એકરસ કરો.

**ધાતુ, સફેદ.**—(૧) જો કઠણ જોઇએ તો બત્રીશ આંઉસ પીતલના પત્રાં, બે આંઉંસ સીસું, બે આંઉંસ કલાઇ, અને એક આંઉંસ જસત. (૨) જો નરમ જોઇએ તો બેયાસી ભાગ કલાઇ, અઢાર ભાગ સીસું, પાંચ ભાગ સુરમાની ધાતુ, એક ભાગ જસત, અને ચાર ભાગ તાંબું.

**ધાતુ સાથે કાચ વલગાવનારી મેલવણી.**—ત્રણ ભાગ રાળ (Resin), એક ભાગ કોસ્તીક સોડા (Caustic Soda) અને પાંચ ભાગ પાણીના લઇ તેમને સઘળાંને ઉકાળવું, જેથી એક જાતનો સાબુ થશે. પછી તે સઘળાંને તોળી જોઇ તેના અડધા વજણ જેટલું પ્લાસ્તર ઓવ પેરીસ (Plaster of Paris) નાખવું. આ જાતના ચુંદર પર પાણી યા સરકાની અસર થતી નથી.

**ધારવાર રૂ**—ધારવાર, વગેરે જીલ્લાઓમાં એ રૂ ઉગાડવામાં આવે છે. ધારવાર જીલ્લો મુંબઇ ઇલાકાના દક્ષીણ ભાગમાં આવેલો છે, અને તે ઇંગ્રેજ સરકારને તાબે છે. એ તાલુકો ૪,૩૫ ચોરસ માઇલ છે, અને તેમાં સાડી નવ લાખ માણસની વસ્તીછે. એ ઇલાકાની જમીનને આપણે ત્રણ ભાગોમાં વેંહેચી નાખીશું (૧) લાલ; (૨) કાળી; અને (૩) તપખીરીઆ રંગની ભગરી માટી. એમાં જે કાળી મટોડી છે, તેને રેગર યાને રૂની માટી તરીકે સાધારણ રીતે ઓલખવામાં આવે છે. આ કાળી જમીન પરજ ધારવારની ઉપજ અને વેપાર લટકેલો છે, એમ જણાવીશું, તો તે ખોટું કહેવાશે નહી. એ કાળી માટી બે થી વીશ ફીટ ઉંડી હોય છે. ત્યાંની બીજી જાતની જમીનને જયારે વરસમાં બેથી ત્રણ વખત ખેડીને ખાતર પુરવામાં આવેછે, ત્યારે આ કાળી જમીનને વરસમાં ફકત એક વખત ખેડવામાં આવે છે, અને તેમાં કડાચ્મજ ખાતર (જુઓ 'બાગાયત') પુરવાની કાલજી લેવાય છે; જેમ થવું જોઇતું નથી. જો ત્યાં સંભાલથી રૂની વાવણી કરવામાં આવે તો એજ ધારવાર રૂમાંથી ૫૦ થી ૬૦ નંબરનું સુતર (જુઓ 'સ્પીનીંગ, કોટન') કહાડી શકાય, એવું અનુભવીઓનું મત છે. ધારવારમાં કેવી રીતે રૂની વાવણી કરવામાં આવે છે, તથા ત્યાં બીજા દેશોના રૂના બીયાં વાવી, જે અખ્તરાઓ કરવામાં આવ્યા છે, તે વીષે અમે 'રૂ' ના મઠાલાં હેથલ આપેલી બાબદમાં પુરતું બોલ્યા છીએ. તોપણ હીન્દુસ્થાનમાં ધારવાર, બંગાલ, મદરાસ, વગેરે ઠેકાણે રૂની વાવણી કયા માસમાં કરવામાં આવે છે, ઝાડો પર ફુલ કયારે આવે છે, રૂનો પાક કયા માસમાં નીકલે છે, વગેરે દરશાવનારો કોઠો (૧ લો) આપ્યોછે (જુઓ પાનું ૧૪૩મું).

એ કોઠા (૧ લા) પરથી જુદી જુદી જાતના હીન્દી રૂ કયા માસોમાં ઉગાડવામાં આવેછે, તે તરત જણાઇ આવેછે. ૧૪૮માં સફા પર જાત જાતનો હીન્દી રૂ હીન્દુસ્થાનના કયા ઇલાકાઓમાં ઉગાડવામાં આવે છે, તે જણાય છે.

દર પોના બે વીઘા (એક એકર) જેટલી જમીનપર હીન્દુસ્થાનના જુદા જુદા ઇલાકાઓમાં ઉગાડવામાં આવતા રૂ પછવાડે કેટલો ખરચ બેસે છે, તે ૧૪૩ માં સફા પર છાપેલો કોઠો (૨જો) દેખાડે છે. (જુવો કોઠો ૨ જો.)

રૂનો પાક ઉગાડવા માટે દર પોનાબે વીઘા (એક એકર) દીઠ જે ખરચ થાય છે, તે આપણે ૨ જા કોઠા પરથી જોયું છે. ત્રીજો (૩જો) કોઠો હીન્દુસ્થાનનાં જુદાં જુદાં મઠકે કેટલા વીસ્તારમાં સરાસરી રૂની વાવણી કરવામાં આવે છે તે, તથા દર પોના બે વીઘા જેટલી રૂની ખેતીની પેદાશ દેખાડેછે. જુઓ ૧૪૪ મો સફો.

## રૂની વાવણી ઈ૦ ના વખતનો કોઠો.—કોઠો ૧ લો.

| રૂ. | ખેતી માટે જમીન તઈયાર કરવાનો માસ. | બી રોપવાનો વખત. | કયારે ફુલ આવે છે. | કયા માસમાં રૂ એકઠો કરવામાં આવે છે? | કયા માસમાં નવો પાક નીકાશ થાય છે. |
|---|---|---|---|---|---|
| ઉમરાવતી. | જુન. | જુન—જુલાઈ. | ઓગસ્ટ. | ઓકટો-નવેમ. | નવેમ-ડીસેમ. |
| કોમ્પતા.. | ઓગસ્ટ. | ઓગસ્ટ. | ડીસેમ્બર. | ફેબ્રુ-મારચ. | એપ્રીલ-મે. |
| જલગામ. | જુન. | જુન—જુલાઈ. | ઓગસ્ટ. | ઓકટો-નવેમ. | નવેમ-ડીસેમ. |
| ધારવાર.. | ઓગસ્ટ. | ઓગસ્ટ. | ડીસેમ્બર. | ફેબ્રુ-મારચ .. | એપ્રીલ-મે. |
| ધોલેરા ... | જુનની આખેરી. | જુલાઇ. | સ્પતે-ઓકટો. | જાને-ફેબ્રુ. | મારચ. |
| બંગાલ. . | મે-જુન. | જુલાઈ-ઓગસ્ટ | સ્પતમ્બર. | ઓકટો-નવેમ. | નવેમ-ડીસેમ. |
| ભરૂચ .... | જુન. | જુન-જુલાઈ. | ઓકટો-નવેમ. | જાન્યુઆરી. | ફેબ્રુઆરી. |
| ભાવનગર | જુનની આખેરી. | જુલાઇ. | સપતે-ઓકટો. | જાન્યુઆરી. | ફેબ્રુઆરી. |
| વેસ્તરન... | જુન-જુલાઈ. | ઓગસ્ટ-સપતે. | જાન્યુ-ફેબ્રુ. | એપ્રીલ. | મે-જુન. |
| હીંગનઘાટ | જુન. | જુન-જુલાઈ. | ઓગસ્ટ. | ઓકટોબર. | નવેમબર. |

## દર એકર (૧ાાા વીઘા) જમીન પર રૂની વાવણી ઈ૦ નો ખરચ.—કોઠો ૨ જો.

| બાબદ. | મદરાશ ઈલાકો. | આઉદ... | વાવ્ય પ્રાંતો. | મુંબઈ ઈલાકો. |
|---|---|---|---|---|
| | રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. |
| હોળ ફેરવવો | ૧- ૮ | ૩- ૦ | ૩- ૦ | ૧-૧૨ |
| ઢેફાં ભાગવાં | .... .... | ૦- ૪ | ૦- ૪ | .... .... |
| ખાતર .... | .... .... | ૩- ૦ | ૩- ૦ | (કોઈ કદાચ) |
| બી .... .... | ૦- ૮ | ૦- ૨ | ૦- ૨ | ૦- ૪ |
| વાવણી .... | ૦- ૮ | ૦-૧૩ | ૦-૧૩ | ૦- ૮ |
| નકામા રોપા કાઢવા... | ૧- ૮ | ૩- ૦ | ૩- ૦ | ૧- ૮ |

| બાબદ. | મદરાશ ઈલાકો. | આઉદ... | વાવ્ય પ્રાંતો. | મુંબઈ ઈલાકો. |
|---|---|---|---|---|
| રૂ તોડવો.... | ૧- ૮ | ૪- ૦ | ૪- ૦ | ૧- ૮ |
| રૂ સાફ કરવો | .... .... | ૧-૧૪ | ૧-૧૪ | .... .... |
| જમીન ભાડુ | ૧- ૪ | ૬- ૮ | ૬- ૮ | ૨- ૦ |
| જુમલો... | ૬-૧૨ | ૨૨- ૯ | ૨૨- ૯ | ૭- ૮ |

☞ પંજાબમાં દર એકર જમીન રૂની ખેતી કરવાનો ખરચ રૂ૦ ૬—૧૦—૯થી રૂપયા ૨૫—૧૫—૬ નો બેસે છે. ત્યાં ખાતરનો ઉપયોગ કરવામાં આવે છે. બીરારમાં દર એકરે ૧૩થી૧૫ રૂપ્યા ખરચ થાય છે.

☞ ધારવાર રૂ (ચાલુ).

## હીન્દમાં રૂની ખેતીનો સરાસરી વીસ્તાર અને ઉપજનો કોઠો,—કોઠો ૩જો.

| પ્રાંત યા ઇલાકો. | સાધારણ વીસ્તાર. એકર. | ઉપજ ( સાફ રૂ ) રતલ. | દર એકર દીઠ ઉપજ. રતલ. |
|---|---|---|---|
| આસામ ... .... .... .... .... | ૩૯,૮૦૦ | ૫૯,૩૦,૨૦૦ | ૧૪૯ |
| નીઝામનું રાજ્ય... .... .... .... .... | ૧૦,૧૬,૦૦૦ | ૫,૩૨,૧૨,૦૦૦ | ૫૩ |
| પંજાબ.... .... .... .... .... .... | ૮,૮૯,૦૦૦ | ૫,૦૦,૦૦,૦૦૦ | ૫૭ |
| બીરાર .... .... .... .... .... .... | ૨૦,૩૩,૦૦૦ | ૧૭,૧૫,૦૦,૦૦૦ | ૮૪ |
| બંગાલ.... .... .... .... .... .... | ૨,૦૦,૦૦૦ | ૧,૬૦,૦૦,૦૦૦ | ૮૦ |
| મદરાસ... .... .... .... .... .... | ૧૬,૭૫,૦૦૦ | ૬,૨૦,૦૦,૦૦૦ | ૩૭ |
| મધ્ય પ્રાંતો .... .... .... .... .... | ૬,૫૦,૦૦૦ | ૨,૬૬,૫૦,૦૦૦ | ૪૧ |
| મધ્ય હીન્દુસ્થાન .... .... .... .... | ૨,૯૫,૦૦૦ | ૧,૫૦,૫૦,૦૦૦ | ૫૧ |
| મુંબઇ .... .... ... ... .... .... | ૨૫,૭૧,૦૦૦ | ૧૩,૧૧,૨૨,૦૦૦ | ૫૧ |
| મુંબઇ ઇલાકાના દેશી રાજ્યો .... .... | ૨૪,૪૨,૦૦૦ | ૧૨,૯૪,૨૫,૦૦૦ | ૫૩ |
| રજપુતાના .... .... .... .... .... | ૫,૩૬,૦૦૦ | ૩,૬૦,૦૦,૦૦૦ | ૬૭ |
| વાવ્ય પ્રાંતો અને આઉદ .... .... .... | ૧૬,૭૫,૦૦૦ | ૧૧,૪૦,૦૦,૦૦૦ | ૬૮ |
| સીંધ .... .... .... ... ... .... | ૮૦,૦૦૦ | ૧,૨૨,૦૦,૦૦૦ | ૧૫૨ |
| બીજા પ્રાંતો .... .... .... .... .... | ૩૭,૦૦૦ | ૨૪,૪૨,૦૦૦ | ૬૬ |

એ ૩જા કોઠા પરથી આપણે રૂ સરાસરી કેટલા વીસ્તારમાં હીન્દુસ્થાનનાં જુદા જુદા ભાગો પર રોપવામાં આવે છે, તે જોઇએ છીએ. ૧૮૯૦-૯૧ ના સરકારી વરસ (૧લી એપ્રીલ ૧૮૯૦ થી ૩૧ મી મારચ ૧૮૯૧ સુધી) માટે હીન્દુસ્થાનના ઇલાકાઓમાં કેટલા વીસ્તારમાં રૂની વાવણી કરવામાં આવી છે, તે વીષે વડી સરકારે પ્રગટ કીધેલા છેલ્લા (તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૯૧ ના) રીપોરટ પરથી નીચલી બીના જણાય છે:—

| | એકર. |
|---|---|
| પંજાબ.................... | ૮,૭૧,૦૦૦ |
| બીરાર .................... | ૨૪,૪૩,૦૦૦ |
| મદરાસ.................... | ૧૧,૭૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતો................ | ૭,૦૩,૦૦૦ |
| મુંબઈ .................... | ૫૭,૪૬,૦૦૦ |
| વાવ્ય પ્રાંતો ............ | ૧૫,૫૮,૦૦૦ |
| સીંધ .................... | ૧,૦૪,૦૦૦ |

☞ ધારવાર રૂ. (ચાલુ).

એ રીપોરટમાંજ પાક કેટલો ઉતરશે, તેનો અડસતો આપવામાં આવ્યો છે. દર વ-રસે મુંબઇની ચેમ્બર ઓવ કોમર્સના તથા સરકારી રીપોરટો રૂની વાવણી, પેદાશ આયાત તથા નીકાશ વીષે બાહેર પડે છે; પણ એ બન્નેના રીપોરટોમાં જણાવેલા આંકડાઓમાં લગભગ મોટો તફાવત રહે છે. એનો એક દાખલો અહીં ટાંકીશું. ઉપર જણાવેલાજ સરકારી રીપોરટમાં જણાવવામાં આવ્યું છે, કે ૧૮૯૦-૧૮૯૧ ની મોસમમાં રૂનો પાક

## ત્રણ મોસમના હીન્દી રૂના પાકનો કોઠો—કોઠો ૪ થો.

| કઇ જાતનો ? | ૧૮૮૭-૮૮ ની મોસમ. (પાકી ગાંસડી). | ૧૮૮૮-૮૯ની મોસમ. (પાકી ગાંસડી). | ૧૮૮૯-૯૦ની મોસમ. (પાકી ગાંસડી†). |
|---|---|---|---|
| ઇરાની .... .... .... .... | ૧૬,૬૮૮ | ૨૪,૯૫૨ | ૩૦,૨૪૭ |
| ખાનદેશ .... .... ... .... | ૨,૧૩,૫૪૯ | ૨,૯૫,૭૯૩ | ૨,૯૬,૧૧૬ |
| ધારવાર અને કોમ્પટા*.. .... | ૧,૨૭,૬૦૮ | ૧,૫૧,૨૩૫ | ૧,૩૭,૦૦૦ |
| ધોલેરા .... .... .... .... | ૩,૩૧,૯૬૫ | ૩,૦૩,૫૪૫ | ૪,૫૬,૨૫૦ |
| બારસી અને નગર .... .... | ૯૦,૪૩૮ | ૧,૭૦,૩૩૯ | ૧,૬૩,૮૬૨ |
| બીરાર .... .... .... .... | ૨,૦૩,૮૧૧ | ૪,૦૮,૩૧૭ | ૪,૨૪,૪૫૩ |
| બંગાલી .... .... .... .... | ૨,૧૯,૬૮૫ | ૨,૯૭,૭૯૯ | ૩,૮૨,૨૩૨ |
| ભરૂચી .... .... .... .... | ૨,૧૩,૫૪૯ | ૨,૯૫,૭૯૩ | ૨,૯૬,૧૧૬ |
| મદરાસ અને વેસટરન*.... .... | ૧૯,૭૦૪ | ૨૦,૩૦૦ | ૨૧,૮૦૦ |
| સીંધ .... .... .... .... | ૫૩,૩૨૫ | ૨૯,૧૦૦ | ૪૮,૯૩૬ |
| હીંગનઘાટ.... .... .... .... | ૧,૧૯૪ | ૨૫,૪૪૪ | ૨૭,૭૧૫ |
| બીજી જાતો .... .... .... | ૮૧૪ | ૮૧૦ | ૧,૩૨૭ |
| જુમલે .... .... | ૧૩,૮૩,૫૯૩ | ૧૮,૭૯,૬૨૭ | ૨૨,૩૦,૧૬૮ |



* ફક્ત દશ મહીના સુધી. † ૧ પાકી ગાંસડી=૧૪ મણ.

☛ ધારવાર રૂ. (ચાલુ).

૨૧, ૩૧,૮૦૮ પાકી ગાંસડીનો હીન્દુસ્થાનમાં ઉતર્યો હતો, જ્યારે તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૯૧ એ મુંબઈની ચેમ્બર ઓવ કોમર્સની મળેલી સભામાં જે રીપોરટ વંચાયો હતો, અને જે છાપી પ્રગટ કરવામાં આવ્યોછે, તેમાં ૧૮૮૯-૧૮૯૦ ના સરકારી વરસ (સરકારી વરસ તા૦ ૧ લી એપ્રીલથી ૩૧ મી માર્ચ સુધીનું ગણાય છે.) માટે ૨૨,૩૦,૧૬૮ રૂની પાકી ગાંસડીની ઉતર લખી છે. લગભગ નવાણું હજાર પાકી ગાંસડીનો તફાવત દેખાડે છે. દર પાકી ગાંસડી ચઉદ મણ યાને ૩૯૨ (કહોકે ૪૦૦) રતલ વજણની થાય છે.

**દર વરસે હીન્દના જુદા જુદા ભાગોમાં રૂ કેટલો ખપે છે તે, અને ત્યાંના દર માણસ દીઠ ખપનો અડસટો દરશાવનારો કોઠો.—કોઠો ૫મો.**

| ઇલાકો યા પ્રાંત. | રૂનો વારસીક ખપઃ (રતલ) | દર રહેવાસી દીઠ વારસીક ખપઃ (રતલ.) |
|---|---|---|
| આસામ .... .... .... | ૩૬,૯૬,૦૦૦ | ૪/૫ |
| નીઝામનું રાજ .... .... | ૧,૪૬,૭૨,૦૦૦ | ૧ ૨/૫ |
| પંજાબ.... ... .... .... | ૬,૬૯,૭૬,૦૦૦ | ૨ ૯/૧૦ |
| બીરાર .... .... .... .... | ૬૧,૬૦,૦૦૦ | ૨ ૩/૧૦ |
| બંગાલ... .... .... .... | ૫,૦૪,૦૦,૦૦૦ | ૭/૧૦ |
| મદરાસ .... .... .... | ૧,૮૪,૮૦,૦૦૦ | ૩/૫ |
| મધ્ય પ્રાંતો .... .... .... | ૧,૦૩,૬૦,૦૦૦ | ૯/૧૦ |
| મધ્ય હીન્દુસ્થાન .... .... | ૬૮,૩૨,૦૦૦ | ૭/૧૦ |
| * મુંબઈ .... .... .... | ૧૫,૨૪,૩૨,૦૦૦ | ૬ ૧/૨ |
| રજપુતાના ... .... .... | ૨,૮૫,૬૦,૦૦૦ | ૨ ૪/૫ |
| વાય્વ્ય પ્રાંતો અને આઉદ ..... | ૩,૩૬,૦૦,૦૦૦ | ૭/૧૦ |
| બીજા પ્રાંતો .... .... .... | ૨૮,૦૦,૦૦૦ | ૨/૫ |

* કચ્છ, જબલપોર અને ગોવા વચ્ચેનો જે ત્રીકોણાકાર જમીનનો મોટો કકડો છે, તેને મુંબઈ ઇલાકો કહે છે. એમાં મધ્ય હીંદુસ્તાન, મધ્ય પ્રાંતો, બીરાર અને નીઝામ હઇદરાબાદના ચોકસ ભાગો આવ્યા ઉપરાંત મુંબઈ, ધારવાર, સાવંતવારી, કાઠીયાવાર અને કચ્છ પણ સમાઈ ગયાં છે.

☞ ધારવાર રૂ. (ચાલુ).

તોપણ હીન્દી સરકાર તથા ઉપર જણાવેલી ચેમ્બર ઓવ કોમર્સના રીપોરટો ઉપરાંત અમેરીકાની જાણીતી મેસરસ નીલ બ્રધરસની પેહેડી દર વરશે રૂના પાકના અડસતાઓ પ્રગટ કરે છે. એ પેહેડી રૂની પકી માહીતગારી ધરાવવા માટે જાણીતી થયલી છે, અને તેમના અડસતાઓ લગભગ બરાબર ઉતરે છે. એ પેહેડીના તા૦ ૨૦મી જાનેવારી ૧૮૯૧ ના સરકયુલરમાં ૧૮૯૦-૯૧ની મોસમના હીન્દી રૂના પાકનો અડસટો પચીસ લાખ ગાંસડીનો કરવામાં આવ્યો છે, જ્યારે બીજા હાથ પર તા૦ ૩૧મી જાનેવારી ૧૮૯૧ના વડી સરકારે પ્રગટ કીધેલા રીપોરટમાં હીન્દુસ્તાનમાં ૧૮૯૦-૯૧ની મોસમ માટે રૂના પાકનો અડસટો એકવીસ લાખનો કીધો છે. એ પરથી જણાય છે કે મેસરસ નીલ બ્રધરસની પેહેડી ચાર લાખ ગાંસડી વધુ ઉતરવા જણાવે છે; પણ આગલાં વરસોનો અનુભવ જણાવે છે કે મેસરસ નીલ બ્રધરસ પેહેડીનો અડસટો ખરો પડશે.

અમે ૧૮૯૧માં બાહેર પડેલા ચેમ્બર ઓવ કોમર્સના રીપોરટ પરથી હીન્દુસ્થાનમાં ગઇ ત્રણ મોસમોમાં હીન્દુસ્થાનનાં જુદા જુદા ભાગોમાં ઉપજેલા રૂના પાકનો કોઠો (કોઠો ૪ થો) ૧૪૫માં સફાપર ઉતાર્યો છે.

એવી ગણતરી કાઢવામાં આવી છે કે હીન્દુસ્થાનમાં ઉગાડેલા રૂની એકંદર સંખ્યામાંથી ૬,૩૬,૨૩૪ પાકી ગાંસડીઓ (૨૪,૯૪,૦૩,૭૨૪ રતલ) દર વરસે હીન્દુસ્થાનમાંજ વપરાય છે, અને બાકીનો રૂ યુરોપ, વગેરે ઠેકાણે નીકાશ કરવામાં આવે છે. હીન્દુસ્થાનનાં જુદા જુદા ભાગોમાં દર વરસે કેટલો રૂ વપરાય છે, તે ૧૪૬માં સફા પર છાપેલા કોઠા (કોઠો ૫ મો) પરથી તરતજ જણાઇ આવે છે.

હવે અમે ખુદ ધારવાર રૂની બાબદ પર આવ્યે. એ રૂ હીન્દી રૂ (જુઓ 'રૂ') ની જાતોમાં 'હીંગનઘાટ' 'ભરૂચી' તથા 'તીનેવેલી'થી સારૂં સુતર કાઢવાના બાબમાં ઉતરતો ગણાય છે. સાધારણ રીતે ધારવાર રૂ સાફ યાને કચરાના ભેલ વગરનો બજારમાં આવે છેઃ જોકે 'જીનીંગ મેશીન' (જુઓ 'સ્પીનીંગ, કોટન' વાલો લંબાન વીષય) ની મદદથી રેસાને બીયાં સાથે છુટાં બેદરકારપણે પાડવાથી સાધારણ રીતે રેસાઓ તુટેલા આવે છેઃ જો રેસા લંબાઇમાં ઘણા કમી થાય છે, તો સુતર વણવાના કામમાં તે વપરાઈ શકાતા નહી હોવાથી તેને રદ્દી રૂ તરીકે કહાડી નાખવામાં આવે છે, જેથી મીલને તેટલી કીમ્મતની ખોટ જાય છે. પણ 'ધારવાર રૂ' ની ગાંસડીઓમાંના રેસા સરાસરી ૧તસુની લંબાઇના આવતા હોવાથી મીલોના સંચાઓમાં તે વપરાઈ શકાય છે.

જેમ રૂ ચઢતાં નંબરનું સુતર કહાડે, તેમ તે સારી જાતનો કહેવાય છે, અને તેની કીમ્મત પણ વધુ ઉપજે છે. ૧૪૮માં સફા પર છાપેલા કોઠા (કોઠો ૬ ઠો) પરથી દરેક વાંચનાર જુદી જુદી જાતના હીન્દી રૂની ખાસ્યત, વગેરેથી વાકેફગાર થશે. એ કોઠા પરથી જણાશે કે ફકટ ધારવાર રૂ વાપરવાથી ચોવીશ નંબર સુધીનું સુતર હાલ તરત કહાડી શકાય છે. અમે 'હાલ તરત' શબ્દો વાપરયા છેઃ તેનું કારણ એ જે મુંબઇમાં પ્રસીધ્ધ થતાં The Indian Textile Journal ના અકટોબર ૧૮૯૦ ના અંકમાં તેના અનુભવી અધીપતી અને 'Structure of the Cotton Fibre' ના કર્તા મી૦ હયુ મોની વાજબી રીતે લખે છે, કે જો રૂ ઉગાડવા, વગેરેમાં જોઇતી મેહેનત લેવામાં આવે, અને હાલના સાચાઓમાં સેજ ફેરફાર કરવામાં આવે તો એજ હીન્દી રૂમાંથી ૪૦ થી ૫૦ નંબરનું સુતર કહાડી શકાશે. અમે આગલ વધી જણાવ્યે છીએ કે ૬૦ નંબરનું પણ કહાડી શકાશે.

સારી જાતના રૂના રેસા હમેસાં લાંબા, ઘણો થોડો ઘેરાવો, રેસા હાથમાં પકડતાં સુંવાલા રેશમ જેવા અને એકસરખા, અને કમાનની ખાસ્યત ધરાવનારા, મજબુત તથા સફેદ રંગના હોવા જોઇએ. એ સઘલી ખાસ્યતો 'સા

☛ ધારવાર રૂ. (ચાલુ).

## જુદી જુદી જાતનો હીન્દી રૂ.—કોઠો ૬ ઠો.

| રૂનું વેપારી નામ. | રેસાની લંબાઇ. તસુ. | રેસાનો ઘેરાવો. તસુ. | કેટલા નંબરનું સુતર કાઢી શકે. | સુતરની જાત. ત્વીસ્ત=કપડાં માંનું ઉભું સુતર. | રૂનું ટુંક બ્યાન. |
|---|---|---|---|---|---|
| ઉમરાવતી | ૩/૪ થી ૧ ૧/૧૬ | .૦૦૦૮૪૭ | ૨૦ સુધી. | ત્વીસ્ત(કઠણ) તથા વેફ્ત (નરમ) | હમેસાં થોડો ઘણો કચરા સાથનો. મુખ્ય કરી હલકી જાતમાં કચરો વધારે. રંગ ક્રીમ (Creamy) યાને મલાઇ જેવો. રેસો ઘણો મજબુત અને સરખો. |
| કોમ્પટાહ (સુરત) | ૩/૪ થી ૧ | .૦૦૦૮૪૭ | ૧૫ સુધી. | વેફ્ત (નરમ) | પાદડાં, ઇ૦ બારીક કચરાનો મોટો જથ્થો ભેલાયલો હોય છે. રંગમાં ઝાંખો બદામી યાને ભુરો યાને તપખીરીયા. રેસા જરા નબલા. |
| તીનેવેલી | ૧૧/૧૬ થી ૧ ૧/૧૬ | .૦૦૦૮૨૬ | ૨૬ સુધી. | ત્વીસ્ત(કઠણ) | વજણસર મજબુત. ઝાંખો ક્રીમ યાને મલાઇ જેવા રંગનો. અતી સ્થીતીસ્થાપક (Elastic) ગુણ ધરાવનારો. મધ્યમ રીતે સાફ. |
| ધારવાર | ૬/૧૬ થી ૧ ૧/૫ | .૦૦૦૮૨૬ | ૨૪ સુધી. | ત્વીસ્ત અને વેફ્ત. | સાધારણ રીતે કચરા વગરનો. કેટલીક વેલા ગાંસડીઓમાં રેસા તુટેલા આવે છે. બીજા ગુણો 'ભરૂચી' રૂ પેઠે. |
| ધોલેરા | ૧૩/૧૬ થી ૧ ૧/૧૬ | .૦૦૦૮૪૭ | ૨૦ સુધી. | વેફ્ત. | ઘણો કચરાથી ભરેલો. રંગ ધોળાસપર. મજબુતીમાં રેસા જરાક નબળા. |
| ભરૂચી (સુરત) | ૧૧/૧૬ થી ૧ | .૦૦૦૮૩૩ | ૨૮ સુધી. | ત્વીસ્ત અને વેફ્ત. | ઘણા ઝાંખા સોનેરી રંગનો. સાફ. રેસાઓ મધ્યમ મજબુતીના. |
| મદરાસ (વેસ્ટરન) | ૩/૪ થી ૧ | .૦૦૦૮૩૩ | ૨૦ સુધી. | ત્વીસ્ત. | ઘણોજ કચરાથી ભરપુર હોવાથી વાપરતાં બગાડ ઘણો થાય છે. ઉમરાવતી કરતાં વધુ ઘેરા રંગનો. રેસા મજબુત. |
| બંગાલી | ૩/૪ થી ૧ | .૦૦૦૮૯૯ | ૧૫ સુધી. | ત્વીસ્ત. | કચરાથી ભરપૂર. રેસો સુવાળો નહી છતાં મજબુત. ઝાંખા સોનેરી રંગનો. |
| હીંગનઘાટ | ૭/૮ થી ૧ ૩/૧૬ | .૦૦૦૮૩૩ | ૪૦ સુધી. | (મુખ્ય કરી ત્વીસ્ત.) | હીન્દી રૂમાં સઉથી સરસ જાતનો. રેસા ઘણાજ ઝાંખા સોનેરી રંગનાં મજબુત. કેટલીક વેલા કચરાનો ભેલ. |

ધારવાર ૩. (ચાલુ).

## દુન્યાંના જુદા જુદા ભાગોમાં ઉગાડવામાં આવતા કેટલીક જાતના રૂનો કોઠો—કોઠો ૭ મો.

| ક્યાં ઉગે છે ? | રૂનું વેપારી નામ. | રેસાની લંબાઈ. તસુ. | કેટલા નંબરનુ સુતર કાઢી શકે. | રૂનું ટુંક બ્યાન. |
|---|---|---|---|---|
| અમેરીકા .... | અપલેન્ડ .... | ૯/૧૦ થી ૧ ૧/૪ | ૧૨૦ સુધી. | રેસા નરમ અને લંબાઈમાં સેજસાજ કમતી; એ રૂ હમેશાં સાફ અને વેફ્ત (નરમ) સુતર માટે ઘણું સરસ છે. |
| આફ્રીકા .... | આફ્રીકન.... | ૯/૧૦ થી ૧ ૧/૪ | ૧૬ સુધી. | રેસા સુંવાળા નહી. રંગ પણ તેજસ્વી નહી. |
| ઈજીપ્ત .... | ઈજીપસ્યન.... | ૧ ૧/૪ થી ૧ ૩/૪ | ૧૩૦ સુધી. | ભુરાં યાને બ્રાઉન રંગના રૂના રેસા નરમ અને રેશમ જેવા, પણ સફેદ રંગના રેસા હમેશાં કઠણ તથા કઠોર હોવાથી ૬૦ નંબર સુધીનું સુતર કાઢવા લાયક ગણાય છે. |
| અમેરીકા .... | ઓરલ્યન્સ... | ૧ થી ૧ ૧/૪ | ૬૦ સુધી. | સઘલા અમેરીકન રૂમાં સરસ અને રેસા એક સરખા. જે સફેદ રંગના રૂની ગાંસડીઓ આવે છે, તેમાં પાંદડાંનો ભેલ હોય છે; પણ જે મલાઈ યાને ક્રીમી રંગનો હોય છે, તે સાફ આવે છે. |
| ઓસ્ત્રેલ્યા... | ઓસ્ત્રેલ્યન. | ૧ ૩/૧૦ થી ૨ | ૨૦૦ સુધી. | 'સી આયલંડ'ને મલતો. |
| અમેરીકા .... | તેક્ષાસ ...... | ૭/૧૦ થી ૧ ૧/૪ | ૬૦ સુધી. | અપલેન્ડ રૂ કરતાં રેસા વધારે મજબુત; પણ પાંદડાંનો ઘણો ભેલ ઉપરાંત દેખાવમાં ઓછો ચલકાતવાલો. |
| અમેરીકા ... | બ્રેઝીલ્યન્સ... | ૯/૧૦ થી ૧ ૧/૨ | ૫૦ સુધી. | સાધારણ રીતે રેસા સુવાલા નહી. એ રેસાના સુતરને હાથ લગાડતાં તે તારના જેવું લાગે છે. સુરતી રૂ સાથે ભેલ કરવા લાયક. |
| અમેરીકા .... | વેસ્ત ઈન્ડયન | ૯/૧૦ થી ૧ ૩/૪ | ૪૦ સુધી. | રેસો ઠીક; પણ દર પાકે રંગ જુદો. |
| અમેરીકા .... | સી આયલન્ડ | ૧ ૩/૪ થી ૨ ૩/૪ | ૩૦૦ સુધી. | દુન્યાના સઘળા રૂમાં સઉથી સરસ જાતનો; રેશમ જેવો; સઘલી વાતે સારો; ઘણીક જાતોના રેસા એકસરખા. અમેરીકન જાત સઉથી સારી. |

☛ 'ધારવાર રૂ' (ચાલુ).
આયર્લન્ડ' અને ઘણુંખરૂં 'ઓસ્ટ્રેલ્યન' રૂ ધરાવતો હોવાથી તેમનામાંથી ૨૦૦ થી ૩૦૦ નંબરનું સુતર કહાડી શકાય છે.

૬ ઠા કોઠામાં હીન્દુસ્તાનના મુખ્ય ભાગોમાં ઉગતા રૂના મુખ્ય નામો આપ્યાં છે. ઘણી વાર એજ ભાગોમાં આવેલાં ગામોમાં ઉગાડવામાં આવતા રૂના નામો તે ગામના નામ પરથી આપવામાં આવે છે. પણ એક લતામાં, પણ જુદા જુદા ભાગોમાં, ઉગાડવામાં આવતો રૂ લગભગ એક બીજાને મલતો આવે છે, તેથી તેમનું દરેકનું ધ્યાન કરી અહીં જગ્યા રોકવા માંગતા નથી. એ પ્રમાણે ઉગાડવામાં આવતા રૂનાં નામો અને તેમને કયે ઠેકાણે ઉગાડવામાં આવે છે, તેની ફકટ ટીપ નીચે આપી છેઃ—

ઉમરાવતી—મધ્ય પ્રાંતો, બીરાર, રજપુતાના (ખાનદેશ, બીરાર, બારસી, અહમદનગર, વગેરે).

કોકોનાડા—ક્રીસ્ના નદીની નજદીકના ભાગો (મુંબઈ ઇલાકાનો તથા નીઝામ હઈદરાબાદનો દક્ષીણ ભાગ, અને મદરાસ ઇલાકામાં આવેલાં મસુલીપટમ તથા ગન્તુર, શેહેરોની નજદીકની જગ્યા.)

કોમ્પતા—મુંબઈ ઇલાકો (ધારવાર, બીજાપુર, બેલગામ, ગોકાક, સાંવતવારી, વગેરે.)

તીનેવેલી*—મદરાસ ઇલાકાનો દક્ષીણ ભાગ (તીનેવેલી*.)

ધારવાર—મુંબઈ ઇલાકો (ધારવાર, બીજાપુર, બેલગામ, મુધલ, ગોકાક, વગેરે.)

ધોલેરા—કાઠીયાવાર (ધોલેરા).

નોરધરન—મદરાસ ઇલાકો (કડાપા).

બંગાલ—મધ્ય હીન્દુસ્થાન, પંજાબ, વાવ્ય પ્રાંતો, આઉદ, અને રજપુતાના.

ભરૂચ—મુંબઈ ઇલાકો (ભરૂચ અને સુરત.)

ભાવનગર—ગુજરાત (કાઠીયાવારઃ ભાવનગર.)

વેસ્તરન—મદરાસ ઇલાકો, મુંબઈ ઇલાકો, અને હઈદરાબાદ. (બેલારી, ગુતી, આદોની, કરનુલ, શોલાપુર, વગેરે.)

સાલેમ યા કોઇમ્બેટોર—મદરાસ ઇલાકો (સાલેમ, કોઇમ્બેટોર, આરકોટ).

સીંધ—સીંધ તથા પંજાબ.

સુરત—મુંબઈ ઇલાકો (સુરત).

હીંગનઘાટ—મધ્ય પ્રાંતો અને બીરાર.

ઉપલી ટીપ પરથી જણાશે કે ધારવાર રૂ મુંબઈ ઇલાકાના ધારવાર, બીજાપુર, બેલ્ગામ વગેરે ઠેકાણે ઉગાડવામાં આવે છે. જો કે એક ઇલાકાના ચોક્કસ વીસતારવાલા પણ જુદા જુદા ભાગોમાં ઉગતો રૂ ઘણો ખરો મલતો આવે છે;

* હીન્દી રૂમાં ભેલસેલ કેમ થાય છે, તેનો એક દાખલો અહીં તાંકયે છીએ. થોડાંક વરસની વાટપર સરકારી અમલદાર મી૰ ફ્રીની (Mr. Finnie) પોતાના રીપોરટમાં તીનેવેલીથી લખે છે કે અહીં (તીનેવેલી) લગભગ સઘલા ખેડુતો કરજદાર છે. તેઓના સરાફો અતી ઘણા વ્યાજે નાણા ધીરે છે. અહીંના રૂનો સઘલો વેપાર લગભગ યુરોપ્યન આડત્યાઓને હાથ છે. એ યુરોપ્યન પેહેડીઓ સારી જાતનો રૂ ઉગાડવા માટે ખેડુતોને ઉત્તેજણ આપ્યાને બદલે ખરાબમાં ખરાબ માલ કહાડવા આડકતરી રીતે ફરજ પાડે છે. એ યુરોપ્યન પેહેડીઓ ઘણાજ હલકે દરે રૂ ખરીદવા અગાડીથી સરાફો સાથે સાટું કરે છે. સરાફ ખુલ્લું જોય છે કે એટલા ભાવમાં કદીબી સારો રૂ આપી શકાય નહી. છતાં, તેની પાસે યુકતીઓનો તોટો નથીઃ કે જે યુકતીઓ યુરોપ્યન પેહેડીઓએ શીખવી હતી. તે દલાલ સાથે ગોઠવણ કરે છે, કે જે દલાલને તે અગાડીથી બેઆનાના પઇસા આપે છે. દલાલ ખેડુતો પાસે હલકે ભાવે રૂ ખરીદે છે. ખેડુતોબી અનુભવથી જાણીતા થયલા હોય છે કે સારો રૂ ઉગાડવા મેહેનત લઇએ, તોપણ 'ઘોડા ને ઘધેડાંને એકજ લાકડીએ હાંકવા' જેવો દાખલો બનવાનો સંભવ રહે છે. વલી તેઓને ભારે વ્યાજ સાહુકારને ભરવાનું હોય છે, તે તો જુદું. ઠીક! દલાલ રૂ ખરીદે છે. ત્યાર પછી રૂને ચરકામાં સાફ કરવામાં આવે છે. પણ સારો રૂ નીકલ્યા પછી કોહી ગયલો રૂ બીયાં સાથે વલગીં રહે છે, જેથી તેને એક પથરા વાટે છુંદી રેસા બીયાંથી છુટા કરે છે. ત્યાર પછી ખરાબ રૂ સાથે સારા રૂને ઘણી સંભાલથી ભેલી નાખે છે. યુરોપ્યન પેહેડીઓને વધુ નફો મેલવવાની હોંસ હોવાથી તેઓ વલી દરેક ગાંસડીમાં બીયાં ભેલે છે. ત્યારપછી તે કારખાનાંઓ ખરીદે છે.

છતાં, ઘણી વેલા તેમની લંબાઇમાં જાણવા જેવો ફેરફાર હોય છે. દરેક રૂ નો વેપારી યા રૂ વીષે માહીતગાર સખસ જાણે છે કે સારા તરીકે ગણાતા રૂમાં બીજી ખુબીઓ રહેવા ઉપરાંત, જેમ તેની લંબાઈ મોટી હોય તેમ તે રૂ સારી જાતનો ગણાય છેઃ તેથી અમે અહીં હીન્દુસ્થાનના જુદા જુદા ભાગોમાં ઉગાડવામાં આવતા રૂની લંબાઈ સાથની ટીપ નીચે આપ્યે છીએ. એ ટીપ પરથી તરત માલમ પડશે કે ધારવાર રૂના રેસાની લંબાઇમાં પણ ઘણો ફેરફાર રહે છે; કોઈ કોઈ વેલા સારો નરસો પાક ઉતરે છે, ત્યારે પણ ફેરફાર થાય છે. ડોકતર વાતસન(Dr. Watson) નામના એક ગ્રહસ્થે થોડાંક વરસની વાટ પર હીન્દી રૂના રેસાની લંબાઇ વીષે અખ્તરાઓ સાથે તપાસ કીધી હતીઃ જેનું પરીણામ નીચે પ્રમાણે છે. એ પરીણામ આપણી જોઇતી મતલબ પાર પાડશેઃ-

| કયાં ઉગાડેલો? | લંબાઈ (તસુ). |
|---|---|
| અહમદનગર....... | ·૭૦થી૧ |
| આગ્રા.............. | ·૬૦થી·૮૦ |
| કોઈમબેટોર ....... | ·૭૦થી૧ |
| કોઈમબેટોર ....... | ·૮૦થી૧·૧૦ |
| કોઈમબેટોર ....... | ૧·૧૦થી૧·૨૦ |
| ખાનદેશ ........... | ·૯૦થી૧·૧૦ |
| ગ્વાલ્યર ........... | ·૭૦થી·૯૦ |
| ગુજરાત ........... | ·૯૦થી૧·૨૦ |
| ગુજરાત ........... | ·૯૦થી૧·૩૦ |
| જલન્ડર ડોઆબ | ·૭૦થી·૮૦ |
| જેપુર................ | ·૭૦થી·૯૦ |
| ટીનેસરીમ ........ | ૧·૧૦થી૧·૩૦ |
| તીનેવેલી............ | ·૬૦થી·૯૦ |
| તીનેવેલી............ | ·૮૦થી૧·૧૦ |
| તીનેવેલી............ | ·૯૦થી૧·૨૦ |
| ત્રાવનકોર ........ | ૧·૧૦થી૧·૫૦ |
| ત્રીચીનોપોલી .... | ·૬૦થી૧ |
| દીલ્લી ........... | ·૫૦થી·૮૦ |
| ધારવાર ........... | ·૮૦થી૧ |
| ,, ........... | ·૯૦થી૧·૧૦ |
| ,, ........... | ·૯૦થી૧·૨૦ |
| ,, ........... | ૧થી૧·૨૦ |
| ,, ........... | ૧·૧૦થી૧·૫૦ |
| ,, ........... | ૧·૧૫થી૧·૫૦ |
| ,, ........... | ૧·૨૦થી૧·૫૦ |
| ,, ........... | ૧·૩૦થી૧·૫૦ |
| ,, ........... | ૧·૧૦થી૧·૭૦ |
| ,, ........... | ૧·૪૦થી૧·૬૦ |
| ,, (હુબલી) .... | ૧·૪૦થી૧·૮૦ |
| ,, ........... | ૧·૫૦થી૧·૭૦ |
| ,, ........... | ૧·૫૦થી૧·૮૦ |
| બીરાર............... | ·૭૦થી૧ |
| ,, ........... | ·૮૦થી૧ |
| બેલગામ .......... | ·૭૦થી·૯૦ |
| ,, ........... | ·૮૦થી૧·૧૦ |
| ,, ........... | ·૯૦થી૧·૧૦ |
| બોલારમ .......... | ·૮૦થી૧ |
| ,, (દખણ) .... | ·૯૦થી૧·૧૦ |
| બંકાપુર ........... | ·૯૦થી૧·૨૦ |
| બંગાલ (કલકતા નજદીક) | ૧થી૧·૩૦ |
| ભરૂચ ............... | ·૬૦થી·૯૦ |
| ,, ........... | ·૮૦થી૧ |
| મદરાસ ........... | ·૮૦થી·૯૦ |
| માઈસોર .......... | ·૯૦થી૧·૨૦ |
| ,, ........... | ૧·૪૦થી૧·૭૫ |
| લીંગાસુર ........... | ·૯૦થી૧·૨૦ |
| સુરત ............. | ·૮૦થી૧·૨૦ |
| ,, ............... | ૧થી૧·૨૦ |
| શેઓપુર ........... | ·૯૦થી૧·૧૦ |

ઉપલી ટીપ પરથી જણાશે કે ધારવાર રૂ જેટલો હેરફેર લંબાઇનો બીજા એકબી હીન્દી રૂ નથી. ઉપર જણાવી ગયા તેમ ચઢતા નંબરનું સુતર કાઢવા માટે બીજી સારી ખાસ્યતો (જેવીકે, જોર, મજબુતાઈ, સુવાલાપણું, રંગ, બારીકાઈ અને સફાઈ) ઉપરાંત લંબાઈ રૂના રેસા માટે ઘણી અગતયની છે; અને એમાંના સઘળા યા થોડા ગુણ અમેરીકન અને બીજા દેશોનો રૂ ધરાવવાથીજ તે હીન્દી રૂ કરતાં સરસાઇ ભોગવે છે. વાંચનારને એ વીષે થોડો

ઘણો ખ્યાલ આવે, માટે પાછલા સફા (૧૪૯) પર અમે જુદા જુદા દેશોમાં ઉગાડવામાં આવતા રૂના થોડાંક નામો (ટુંક ખ્યાન સાથ)નો કોઠો (૭મો) આપ્યો છે. એ પર નજર નાખી ૧૪૮માં સફા પર છાપેલા ૬ઠા કોઠા સાથે સરખામણી કરીશું તો આપણને માલમ પડશે કે હીન્દી રૂમાંથી હાલ કેટલાં ઉતરતાં નંબરનું (એટલે હલકો માલ) સુતર કહાડે છે. એ (૭ મો) કોઠામાં અમે સઘલી જાતનો રૂ દાખલ કીધો નથી. દુન્યામાં ઉગતા રૂનું સંપુરણ વરણન 'રૂ' ના મઠાલાં હેઠલ આપેલા વીષયમાં દાખલ કીધું છેઃ માટે તે મઠાલાં હેઠલની બાબદ વાંચવી.

અહીં જણાવવું જોઇએ કે જો હાલનાજ હીન્દી રૂ સાથે (તેની સાથે મલી જાય એવો) બીજા દેશોનો રૂ ભેલી નાખીને તેમાંથી સુતર કહાડયે (કે જેમ યુરોપ્યન મીલવાલાઓ કરે છે), તો ઓછા ભાવમાં વધારે નંબરનું સુતર કહાડવા બની શકે છે. બીજા દેશોનો કઇ જાતનો રૂ કઇ જાતના હીન્દી રૂ સાથે ભેલ્યે તો ઓછી કીમ્મતમાં વધતાં નંબરનું સુતર કહાડી શકાય, તે માટે ઘણો અનુભવ જોઇએઃ કારણકે જો તેમ નહી હોય તો મીલવાલાઓ તેમ કરી નફાકારક રીતે સુતર કાઢવાને બદલે ખોટે તેવી જાતનું સુતર કહાડી શકે છે. તોપણ હાલ સાધારણ રીતે મીલવાલાઓ (મુખ્ય કરી યુરોપની મીલો) જે મેળવણી કરે છે, તે નીચે મુજબ છેઃ— તેઓ અમેરીકન હલકા રૂ (મુખ્ય કરી મજબુત રેસાનો) તથા બરેઝીલ્યન રૂની કેટલીક જાતો સાથે ધારવાર, ધોલેરા, ભરૂચ, ઉમરાવતી, વગેરે હીન્દી રૂ ભેલી વધારે નંબરનું (સારી જાતનું) સુતર (૫૦-૬૫ નંબરનું) લગભગ એટલાજ ખરૂચમાં (ફકત હીન્દી રૂમાંથી ૨૦થી ૩૬ નંબરનું સુતર હીન્દી મીલવાલાઓ કહાડે છે તે ખરચમાં) કહાડી શકે છે. વધુ વીગત માટે જુઓ 'રૂ.'

☞૧૪૨માં પાના પર ધારવાર ઇલાકાની વસ્તી 'સાડી નવ લાખ' માણસની લખી છે, પણ તા૦ ૨૬ મી ફેબ્રુઆરી ૧૮૯૧ માં વસ્તીની જે ગણત્રી લીધી હતી, તેના પરીણામ તરીકે એ ઇલાકાની વસ્તી ૧૦,૪૭,૨૪૫ માણસની ગણાઇ છે. ૧૮૮૧ માં એ ઇલાકાની વસ્તી ૮,૮૨,૯૦૭ ની હતી.

ભાગ પેહેલો સમાપ્ત.

મુંબઇઃ દીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી રોડ.

